

# નિવેદન

ચારસો વર્ષ સુધી યુરોપની પ્રજાએ એશિયા, આફ્રિકા, ઑસ્ટ્રેલિયા, ઉત્તર અને દક્ષિણ અમેરિકા એમ પાંચે ખંડોમાં આક્રમણ કર્યું. યુરોપના કોઈક ભાગનો આ આક્રમણમાં વધારે હાથ હશે અને કોઈક દેશનો ઓછો હશે, પણ તેમાં મૂળ સિદ્ધાંત એક જ હતો. જ્યાં આવે ત્યાં, જ્યારે બને ત્યારે અને જેટલું બને તેટલું બીજાઓનું બળાત્કારથી લઈ લેવું અને તેમ કરવામાં સત્ય અને ન્યાયનો કોઈ પણ દિવસ જરા પણ વિચાર ન રાખતાં, ગમે તેટલું અમાનુષી ઘાતકીપણું થાય તો પણ, ગમે તેટલી નિર્દોષોની હિંસા થાય તો પણ, પોતાનો સ્વાર્થ જ સંભાળવો, એ નિયમ ઉપર બીજા ખંડો સાથેનો યુરોપનો વ્યવહાર ચારસો વર્ષ સુધી ચાલ્યો. યુરોપની જાહોજલાલી અને તેની સંસ્કૃતિનો આ જ પાયો હોવાથી આજે વિશ્વયુદ્ધમાં યુરોપની પ્રજાઓની વચ્ચે આ જ મુદ્દા ઉપર આંતરવિગ્રહ થઈ રહ્યો છે. બળવાન હોય તો પોતાના પડોસીનું બધુંય કેમ આંચકી ન લે એવો અધમ નિશ્ચય હિટલરના જર્મનીએ જાહેર કર્યો. પણ યુરોપના દરેક દેશની પ્રજાએ બીજા ખંડોની પ્રજાઓની સાથે ઐતિહાસિક સમયમાં આમ કરેલું હોવાથી, બળવાનના જ બધા હક્કો એવી જર્મનીના મોઢામાંથી નીકળતી વાત આજે યુરોપને કડવી લાગે તો તેમાં કુદરતનો જ હાથ દેખાય છે.

એક મનુષ્યસંઘ અને બીજા મનુષ્યસંઘની વચ્ચે જ નહિ પણ એક માણસ અને તેની આસપાસના સમાજ વચ્ચે, અર્થ અને કામ એ જ હેતુઓથી વર્તન ચલાવાય અને ખરુંખોટું દેખાડનાર ધર્મની ભાવના ઢીલી રહે, એ યુરોપીય સંસ્કૃતિનો પડછાયો હિંદુસ્તાન ઉપર પડ્યો છે; અને છેલ્લાં પચાસ સો વર્ષમાં ન્યાયવૃત્તિ, સત્યવૃત્તિ, દાનવૃત્તિ અને નિખાલસતા—એ આર્યોના સંસ્કારના પાયાઓ ઢીલા થયા છે. યુરોપની જાહોજલાલી અને તેની મોહનીની પાછળ રહેલું ભયંકર તત્ત્વ હાલની લડાઇએ ખુલ્લું કરી આપ્યું. હિંદુસ્તાનની પ્રજા માટે કયો માર્ગ સારો તે હવે પ્રજાએ પોતે જ નક્કી કરી લેવાનું છે. આપણા દેશમાં પેદા થયેલા ઋષિમુનિઓ, સંતો અને ભક્તો જે વિચારશ્રેણી અને જે ભાવના મૂકી ગયા છે, તેનાથી વિમુખ થતાં, અને અધ્યાત્મની કિંમત ઓછી કરીને ભૌતિક અને બહારની દુનિયાનાં સુખો માટે ખેંચાતા આપણા જનસમૂહને શું જોખમ ખેડવું પડશે, તે હવે તો આપણને સમજાવું જોઇએ. હુન્નરકળા, યંત્ર અને આધુનિક યુદ્ધસામગ્રીમાં બધી રીતે સજાયેલા અને બળવાન એવા યુરોપના દેશોનો હિંસાત્મક સ્વાર્થની પાછળ જતાં શો હાલ થયો છે, તે જોયા પછી કોઈ પણ વિચારવંત હિંદવાસીને એમ લાગશે કે આ રસ્તો ભૂલભરેલો છે.

માણસ માણસનું બંધુત્વ એ જ મનુષ્યજાતિના અંતિમ હિતનો પાયો છે. બીજાઓ તરફની ફરજો બજાવવી એ જ મોટો ધર્મ છે. 'ધર્મ' અને 'ફરજ' એ બે શબ્દો હિન્દુસ્તાનના સંસ્કારમાં મળે છે. 'હક્ક' શબ્દ અમારે ત્યાં નહોતો. બીજાઓના મારા જેટલા જ હક્કો છે એમ હું જાહેરાત કરું અને તે ભોગવવામાં તેમને સંકોચ ન લાગે એવું હું વર્તન રાખું, ત્યારે જ સ્થાયી સમાજરચના થઈ શકે. એટલાંટિક ચાર્ટર એ લંડન અને વૉશિંગ્ટનનો આ દિશામાં રુડોરુપાળો પ્રયાસ છે. બર્લિન અને ટોકિયો પણ બીજાનાં લોહીથી રંગાયેલા હાથો ઊંચા કરીને માનવસમાજની નવી રચનાની વાતો કરી રહ્યા છે! પણ અમારે ત્યાં આ વિષયમાં છેલ્લો અને

કોઈ પણ જાતના સંકોચ વગરનો નિર્ણય અત્યાર આગમચ હજારો વર્ષો પૂર્વે થયેલો હતો. અને તે એ કે, કોઈ એક વ્યક્તિનો, જાતિનો અથવા તો દેશનો ઉત્કર્ષ નહિ પણ સમસ્ત માનવજાતનો સરખો ઉત્કર્ષ દર્શાવનાર સર્વની ઉપર સમભાવ, અપવાદ વગર પ્રાણીમાત્રનું હિત કરવું અને '**आत्मौपम्येन सर्वत्र**' એ નિયમ ઉપર બીજાઓને પોતાના જેવા ગણીને વર્તન કરવું. સ્વાતંત્ર્ય, બંધુત્વ અને સમાનતા (લીબર્ટી, ફ્રેટરનીટી અને ઈક્વોલીટી) એ ઘોષણા ૧૯ મી સદીમાં યુરોપમાં થઈ પણ પરિણામ કંઈ આવ્યું નહિ.

આજના વિશ્વયુદ્ધમાંથી મનુષ્યજાતને માટે આઝાદીનાં સ્થાયી તત્ત્વો ઊભાં થાય એમ આપણે આશા રાખીએ. જિસસ ક્રાઈસ્ટના અહિંસાત્મક શિક્ષણને નિલાંજલિ આપતાં યુરોપની અને યુરોપની પાછળ ઘસડાયેલી આખી માનવજાતની જે દુર્દશા થઈ છે, તેમાંથી હિન્દુસ્તાનની પ્રજા હમેશને માટે બચે એવા હિન્દુસ્તાનના સંસ્કારો અને વિદ્યાકળા દર્શાવતું આ પુસ્તક ૧૫ વર્ષ ઉપર સંસ્થાએ છાપેલું હતું. તેને થોડા સુધારાવધારા સાથે આ સમયે પ્રજાની પાસે અમે રજૂ કરીએ છીએ. અમને આશા છે કે વિચારવંત સ્ત્રી-પુરુષો, માનવજાતના ભાવી ઉપર બધી રીતે સંબંધ ધરાવતા આ પ્રશ્નનો ગાઢ વિચાર કરશે.

મુંબઈ
તા. ૯–૮–૪૩

સસ્તું સાહિત્ય મુદ્રણાલયના ટ્રસ્ટીઓ વતી
**મનુ સુબેદાર**
પ્રમુખ

# જાહેર નિવેદન

પુસ્તકપ્રકાશનનું કામ લડાઈને લીધે કેટલું મુશ્કેલ થઈ પડ્યું છે, તેનો ખ્યાલ વાચકવર્ગને આવી શકશે નહિ. નફો રાખીને તો આ સંસ્થા સાધારણ સમયે પણ કામ નહોતી કરતી; તો હવે લડાઈના ચોથા વર્ષમાં નુકસાન ખમીને જ આર્યસંસ્કૃતિનો નિર્મળ જ્ઞાનપ્રવાહ વહેતો રાખવાનો રહ્યો. **પૂજ્ય સ્વામી શ્રી-અખંડાનંદની** કૃપાથી આ શુભકાર્ય ચાલુ રાખવાનો દરેક પ્રયત્ન ટ્રસ્ટીઓ કરશે. પાંત્રીશ વર્ષમાં બસોપચાસ સારાં પુસ્તકો ગુજરાતને બહુ સસ્તી કિંમતે આ સંસ્થાએ આપ્યાં છે. એટલે આ સંસ્થા તરફ વાચકવર્ગની દિલસોજી અને ભલી લાગણી ખેંચાઈ છે. પણ હવે પછી એક ખુલાસો કરવાની જરૂર છે. **સૌથી સસ્તું પુસ્તક જોઈતું હોય, તેમણે 'વિવિધ ગ્રંથમાળા'ના ગ્રાહક થઈ જવાની જરૂર છે.** પાંચ રૂપિયામાંથી સવા રૂપિયો પોસ્ટનો જતાં ત્રણ રૂપિયા બાર આનામાં જૂનાં છાપાં પણ ન મળે, તેટલા ઓછા ભાવે આ સંસ્થા મજબૂત બાંધણીનાં ઊંચામાં ઊંચાં પુસ્તકો હજી આપે છે. ગુજરાતની પ્રજા તેનો લાભ ભલે મેળવે. જે પુસ્તકો સિલકમાં છે, તે કદી પણ ફરી છાપીને વેચી શકાય નહિ, તેવી સસ્તી કિંમતે અપાય છે. આ જાહેર સંસ્થાદ્વારા લોકોને ભલે ફાયદો થાય, એ નજરથી જ્યાં સુધી બની શકશે ત્યાં સુધી તેમ કરવામાં આવશે. હાલ નવાં છપાતાં પુસ્તકોની છૂટક કિંમત અગાઉના ધોરણ કરતાં થોડીક વધુ રાખવી પડે છે, તેનો ય અમને અફસોસ છે. પણ આમાં કોઈ ઉપાય નથી. જેને સસ્તું મેળવવું હોય, તેણે ગ્રંથમાળાના ઘરાક થઈ જવું એ જ સારું છે. કારણ કે તેના લવાજમમાં વધારો કર્યો નથી, તેમજ તેમ કરવાનો ઇરાદો પણ નથી. 'વિવિધ ગ્રંથમાળા'ના ગ્રાહકોને અને છૂટક લેનાર બન્નેને જેવો લાભ લડાઈ પહેલાં મળતો હતો, તેવો હવે નવાં પ્રકાશિત થયેલાં પુસ્તકોમાં છૂટક લેનારને મળશે નહિ, માટે જ આવી સૂચના કરવામાં આવી છે.

મુંબઈ
તા ૨-૭-૪૩

સસ્તું સાહિત્ય મુદ્રણાલયના ટ્રસ્ટીઓ વતી
મનુ સુબેદાર (પ્રમુખ)

# લેખકની પ્રસ્તાવના

કેવા પ્રકારનું જીવન સારું કહી શકાય, તે વિષે દેશકાળ પ્રમાણે મતભેદ ચાલ્યા કરે છે. જે વખતે જે દેશમાં જેવી વિદ્યા આપવામાં આવે છે, તે વખતે તે દેશમાં તેવી કળા માણસના જીવનમાં આવે છે.

એશિયાની વિદ્યાકળા પહેલાં હતી તેવી હમણાં નથી અને યુરોપની વિદ્યાકળા પણ પહેલાં હતી તેવી હમણાં નથી. વળી યુરોપ, એશિયા અને બીજા ખંડોમાં રહેતા માણસોની કેળવણીમાં અને તેમના જીવનમાં હજુ ફેરફાર થયા કરે છે. કોઈ પણ દેશમાં મોટા ફેરફાર કોઈ તેજસ્વી, તપસ્વી કે જ્ઞાની માણસથી થાય છે. તે પોતાના તેજથી લોકોનાં મન વશ કરી તેમને નવા વિચાર આપી તેમનાં જીવન ફેરવે છે. આ સામાન્ય નિયમ હોવાથી હિંદમાં પણ મોટા ફેરફાર આવા જ માણસ કરી શક્યા છે અને કરી શકશે; તેથી બીજાનું ભલું કરવા ઇચ્છના માણસે પોતે પહેલાં તેજસ્વી થવું જોઇએ.

હાલના વખતમાં માણસને સુધારવા માટે દરેક બાબતમાં માણસ ઉપર ધારા, ધોરણ, નિયમ વગેરે એટલા બધા વધી ગયા છે કે જાણે તેનાથી જ માણસની ઉન્નતિ થઈ શકવાની હોય! અમુક અંશે તેનાથી લાભ છે, પણ માણસનું માણસપણું તેટલામાં સમાઈ જતું નથી. માણસના રચેલ કાયદાથી માણસનું આખું જીવન બાંધી દેવું જોઇએ નહિ અને બાંધી શકાતું નથી. રજોગુણી અને તમોગુણી માણસોને વશ રાખવા માટે કાયદાની જરૂર છે, પણ સત્ત્વગુણી પોતે પોતાનો સ્વભાવ ( કાયદા વગર ) વશ રાખી શકે છે.

મનુષ્યના જીવનમાં, જીવનનો હેતુ કયે વખતે કેવો રહે છે તે ઉપર કાયદાનો આધાર છે. જ્યારે આત્મજ્ઞાન મેળવવું એ જીવનનો હેતુ હોય છે, ત્યારે ગરીબાઇ અથવા અપરિગ્રહ એ ભૂષણ મનાય છે. જ્યારે અર્થપ્રાપ્તિ એ જીવનનો હેતુ મનાય છે, ત્યારે ગરીબ રહેવું એ નિર્માલ્ય જીવન મનાય છે. સ્ત્રીપુરુષોનો સંબંધ પણ દેશકાળ પ્રમાણે ફરતો રહે છે. તેનાં અનેક દૃષ્ટાંત મળી શકે છે.

સામાન્ય રીતે કાયદા બાંધનાર માણસો જે પ્રકારના સ્વભાવવાળા હોય છે, તે પ્રકારના કાયદા સમાજમાં આવે છે. જ્યારે બ્રાહ્મણો રાજસત્તા ભોગવતા ત્યારે તેઓને અનુકૂળ લાગતો તે ધર્મ સમાજમાં ચાલતો. ક્ષત્રિયો રાજસત્તા ભોગવતા ત્યારે તેમના હુકમ પ્રમાણે સમાજ ઉપર ફરજ રહેતી. વેપારીઓનું રાજ્ય થયું ત્યારે વેપારી નીતિ દાખલ થઈ અને મજૂરોના રાજ્યમાં મજૂરની નીતિ દાખલ થશે. જે વખતે જે દેશમાં જે પ્રકારની સમાજ સત્તામાં આવે છે, તે વખતે તે દેશમાં તેવા કાયદા અમલમાં આવે છે. હજુ સુધી પૈસાદાર તે ગુણવાન મનાય છે; પણ મજૂરોની સત્તાવાળો સમાજ નજીકમાં આવતો દેખાય છે. હાલ કાયદા પૈસાદારની તરફેણમાં છે. ગરીબોને ન્યાય મળતો નથી. ઘોડાની શરતમાં અને સટ્ટામાં ગમે તેટલો જુગાર રમાય તે માફ થાય છે; કારણ કે તે કામ પૈસાદાર માણસો કરે છે, પણ ગરીબ માણસો નાના ગામમાં, નાની શેરીમાં પૈસા કે આનાની નાની રમત કરે તો પોલીસ તેને કેદ કરે છે. સમાજમાં સુંદર કપડાંથી સુશોભિત અને સુંદર મોટરોમાં ફરતાં અનેક સ્ત્રીપુરુષોનાં હૃદયમાં કેટલા દોષ ભર્યા હોય છે તે કોણ માપી શકે છે? અને ભિખારીના વેશમાં આત્મજ્ઞાની પુરુષ ફરતો હોય તેને કેટલા માણસ ઓળખી શકે છે? અને કેટલા માણસ તેને શરીરના રક્ષણ માટે જોઈતી થોડી ચીજો ખુશીથી આપે છે?

સમાજની ઉન્નતિ માટે આત્મજ્ઞાની પુરુષોની જરૂર હંમેશાં રહેશે, તેથી તેમના પ્રત્યે માન રાખવું જોઈએ. તેમના શરીરના રક્ષણ માટે જે થોડી વસ્તુઓ જોઈએ તે આપવી પડશે, તેમને રહેવા માટે અને આત્મવિદ્યાનો પ્રચાર કરવા માટે આશ્રમો બાંધી આપવા પડશે. આ વાત હાલના રજોગુણી વાતાવરણમાં ભૂલી જવાય તેવો સંભવ છે તેથી ધ્યાનમાં રાખવા જેવી છે.

ઝાડ જીવે છે ત્યાં સુધી ઊગે છે, તેથી તેનામાં જ્ઞાન ઉત્પન્ન થતું નથી. માણસનું શરીર થોડાં વર્ષ સુધી વધે છે અને જ્યારે શરીરને વધવાનું કામ પૂરું થાય છે ત્યારે મન જાગ્રત થાય છે, બુદ્ધિ ખીલે છે; તેવી જ રીતે જ્યાં સુધી મન અને બુદ્ધિને શાંત રાખવા

આત્માનું જ્ઞાન, તેની શક્તિ, તેની વિશાળતા, તેનો આનંદ મળતાં નથી. કેમકે તે અનુભવ માટે મન અને બુદ્ધિનું કામ બંધ કરવું જોઇએ. જ્યારે આ પૃથ્વી ઉપર માનસિક શાંતિનો વખત હતો ત્યારે દિવ્ય જ્ઞાન અને દિવ્ય પ્રેમના અનુભવવાળા મહાત્માઓ પ્રમાણમાં વધારે દેખાતા હતા. હાલના વખતમાં પણ જે જે સ્ત્રીપુરુષો એવા શાંત વાતાવરણમાં રહે છે અથવા અંદરની શાંતિ રાખી શકે છે, તેમને એવા અનુભવ માટે અનુકૂળતા મળે છે.

એટલું ખરું છે કે, દેશ અને કાળ પ્રમાણે બાહ્ય નીતિ અને બાહ્યધર્મ કરવા જોઇએ. બધા દેશમાં કાયમ નીતિ સારી રહે એવા કાયદા રચવા હોય તો જુદે પ્રકારે વિચાર કરવો જોઇએ.

જે જે ક્રિયાથી આત્મજ્ઞાન થાય; આત્માની શક્તિ, વિશાળતા, આનંદ મળે; તે બધી ગુણમય કહી શકાય. સમાજની બધી નીતિનો ખાસ હેતુ માણસને પૂર્ણ કરવાનો હોવો જોઇએ; પણ આત્મજ્ઞાન માટે સમાજના કેટલાક ચાલુ નિયમોનું ઉલ્લંઘન કરવું પડે છે તે વખતે સમાજ તે કામને શું કહેશે? જે વખતે જે દેશની સમાજે જે ધર્મ રાખ્યા હોય તેને તે વખતે બાંગવા તે સમાજની દૃષ્ટિએ અનીતિ મનાય છે. તેથી સમાજે રચેલ ધર્મ સાચા છે કે નહિ, તેમના હેતુ શા છે, માણસના જીવનના બધા પ્રકારના પુરુષાર્થ માટે તે ઉપયોગી છે કે નહિ, તે બાબત વિચાર કરવો જોઇએ. પણ જ્ઞાની માણસના વિચાર કેટલીક વાર સમાજ સહન કરી શકતી નથી. આથી માણસના જીવનમાં ઘણી ફરજ અને વિરુદ્ધ ફરજ એક વખતે આવી પડે છે; છતાં આપણે જેમ પોતાના આત્માનું કલ્યાણ ઇચ્છીએ છીએ, તેમ બીજાના આત્માનુ પણ કલ્યાણ ઇચ્છી તે પ્રમાણે સમભાવ અને પ્રેમ રાખી વર્તવાથી ઘણી મુશ્કેલી ઓછી થાય છે. કેટલીક વાર બીજાનું ભલું કરવામાં પોતાને દુખ ભોગવવું પડે છે. તે વખતે દુઃખ ભોગવવામાં આનંદ આવવો જોઇએ. ઉત્તમ પુરુષના રસ્તા કાંટાવાળા હોય છે; તેથી જે સમાજના માણસો પોતે દુઃખ ભોગવી બીજાને સુખી કરવા ઇચ્છે છે, તે સમાજ ઉત્તમ કહી શકાય. પણ સુખ કોને

કહેવું, દુઃખ કોને કહેવું, તે વેપારી દૃષ્ટિથી નક્કી કરવાનું નથી. એક માણસ ગરીબને પૈસાની મદદ કરીને તેની ગરીબાઈ થોડા વખતને માટે દૂર કરે છે; અને બીજો અજ્ઞાનીને જ્ઞાન આપી તેનું જીવન સુધારવા પ્રયત્ન કરે છે. કદાચ એ બંને પ્રકારના ભલું કરનારાઓને દુઃખ આવી પડે છે; છતાં એમ ન કહી શકાય કે, જ્ઞાન આપનાર કરતાં ગરીબાઈ દૂર કરનારનું કામ વધારે સારું છે. માણસના જીવનમાં જેમ રોટલીની જરૂર છે, તેમ સારા સંસ્કારની પણ જરૂર છે. સૌ પોતપોતાની લાયકાત પ્રમાણે લાભ આપી શકે છે, પણ પોતાનું જ કામ સારું અને બીજાનું ખરાબ એમ માનવું જોઇએ નહિ; અને કોઈ પણ રીતે સમાજનું જીવન ઉત્તમ થતું હોય તો મદદ કરવી જોઇએ. સમાજનો આદર્શ ખોટો લાગતો હોય તો બીક વગર ભૂલ બતાવવી જોઇએ. કારણ કે બધા માણસ સમાજના કાયદાના બંધનમાં રહે તો કોઈ માણસ સમાજને સુધારી શકે નહિ.

જે સુધારાથી લોકોનાં દુઃખ દૂર થાય તેને જ ખરા સુધારા કહી શકાય. કેટલાક સુધારાથી લોકોનાં દુઃખ તાત્કાલિક મટે છે, પણ તે પાછાં ઉત્પન્ન થાય છે અને કેટલાકથી તે મટે છે તે પાછાં ઉત્પન્ન થતાં નથી. જે સુધારાથી દુઃખ કાયમને માટે મટે તે જ ખરા સુધારા કહી શકાય; અને આવા સુધારા જે દેશમાં હોય, તે જ દેશને વિદ્યાવાન અને કળાવાન કહી શકાય.

કાયમનુ સુખ ત્યારે જ મળે કે જ્યારે સુખ માટે માણસને પોતા સિવાય બીજી વસ્તુની જરૂર ન પડે અને પોતાનું સુખ પોતામાંથી મળે. આ લાભ માટે 'પોતે કોણ? આ બધું શું?' વગેરેનું તત્ત્વજ્ઞાન થવું જોઇએ; પણ આ બહુ જ ઉપયોગી બાબત વેપારી અંગ્રેજી કેળવણીમાં ભૂલી જવાઈ છે.

અંગ્રેજી વિદ્યાકળામાં વેપારીની દૃષ્ટિ છે. તેના સુધારા વેપારીના સુધારા છે, તેના લાભ વેપારીના લાભ છે, તેનું સુખ વેપારીનું સુખ છે. તેનાથી લોકોનાં દુઃખ કાયમને માટે દૂર થાય તેમ નથી. જ્યારે ધનવાન વધારે ધનવાન થાય છે, ત્યારે ગરીબ વધારે ગરીબ થાય છે. યંત્રોની મદદથી વધારે ઉત્પન્ન થતું ધન વેપારી રાજનીતિ-

માં ધનવાનને મળે છે. વળી ધનવાનના ધનની મદદથી ચાલતાં કેટ-લાંક ન્યૂસપેપરો ધનવાનની લૂંટને પુરુષાર્થનું નામ આપે છે.

હિંદમાં એવા સુધારાની જરૂર છે, કે જેથી હિંદમાં જેને આદર્શ જીવન કહેવાય છે તે સિદ્ધ થઈ શકે. ધર્મ, અર્થ, કામ અને મોક્ષ, એ ચાર હિંદના જીવનના આદર્શ છે. દેશનું ધન દેશમાં રહે, એટલું જ નહિ પણ દેશનું ધન વધે એવા સુધારા કરવાથી અર્થ અને કામ એ બે પુરુષાર્થ સિદ્ધ થઈ શકે છે. આ વ્યાવહારિક લાભ છે અને વ્યાવ-હારિક સુખ માટે તેની જરૂર છે. તે ઉપરાંત બીજો એક પારમાર્થિક લાભ પણ બહુ જરૂરનો હોવાથી કેળવણી એવા પ્રકારની જોઇએ કે જેથી ધર્મ અને મોક્ષ એ બે પુરુષાર્થ સિદ્ધ થાય. આ કામ કંઈ ઇંગ્લેંડની વેપારી બુદ્ધિવાળી પાર્લામેન્ટના કમીશનના સભ્યો કરી શકે તેમ નથી. તેઓ પાર્લામેન્ટની સત્તાને આધીન છે અને પાર્લામેન્ટ અંગ્રેજ વેપારીઓની અને અંગ્રેજ મજૂરોની અસર નીચે રહે છે.

ધર્મ અને મોક્ષ જેવા ઉત્તમ પુરુષાર્થ સિદ્ધ કરવા માટે અને લોકોને સારાં દૃષ્ટાંત દેખાડવા માટે રાજ્યના અમલદારોમાં નીતિનું જોર આવવું જોઇએ. વેપારી રાજ્યને સ્થાને ધર્મનું રાજ્ય સ્થાપન થવું જોઇએ. કલેક્ટર એટલે પૈસા ઉઘરાવનારની જગ્યાએ નિઃસ્વાર્થી ઋષિ એટલે સત્યદ્રષ્ટા અથવા મહાત્મા જેવા અમલદાર બેસવા જોઇએ.

વેપારી દૃષ્ટિવાળી યુરોપની પ્રજા અને આત્માર્થી દૃષ્ટિવાળી હિંદની પ્રજાના સંબંધથી અહીંની વિદ્યાકળામાં ઘણી સેળભેળ થઈ છે. આવી સેળભેળવાળી વિદ્યાકળામાં સામાન્ય માણસને સત્ય સૂઝતું નથી. તેના જીવનમાં કેટલીક વખત એક ફરજની સામે બીજી ફરજ આવી પડે છે. જેમ પોતાના કુટુંબનું ભરણપોષણ કરવું એ એક ફરજ છે, તેમ સમાજ અને દેશની સેવા કરવી એ પણ દરેક માણસ-ની ફરજ છે અને પોતાના આત્માને ઓળખવો એ પણ દરેક માણ-સની જરૂરી ફરજ છે. ઘણી વખત એક ફરજ બજાવતાં બીજી તરફ બેદરકાર રહેવું પડે છે. આવાં ધર્મસંકટ બુદ્ધ, ચૈતન્ય, પ્રહ્લાદ, બલિરાજા, ભરત, નચિકેતા, વિભીષણ, ભર્તૃહરિ, મીરાંબાઈ, મહર્ષિ અરવિંદ, મહાત્મા ગાંધી વગેરે તેજસ્વી સ્ત્રી-પુરુષોને નડ્યાં હતાં.

વિરુદ્ધ ફરજના સંકટ વખતે સામાન્ય માણસ સમાજના નિયમ પ્રમાણે પોતાની ફરજ નક્કી કરે છે. વિશેષ પ્રજ્ઞાવાળો માણસ માણસના રચેલ કાયદા કરતાં માણસના આત્માને વધારે માન આપે છે અને એ ફરજના સંકટ વખતે ઊંચી ફરજ સ્વીકારે છે. તે વખતે સત્યાગ્રહ શરૂ થાય છે. તે સમજે છે કે, સમાજમાં હું પણ એક અંગ છું અને મને સુધારવાથી સમાજ તેટલે અંશે સુધરી જશે. તે બીજા માણસને ખરાબ કહેવામાં પોતાનો વખત ખોતો નથી, પણ પોતાનું જીવન જ એવું કરે છે કે તેના સંબંધમાં આવે તે બધા માણસ તેના જીવનની મીઠી સુગંધ લઈ શકે. જે ફરજ અદા કરવાથી નિત્યજીવન સુધરે તે સૌથી વધારે સારી કહી શકાય. તે સારું બીજી રીતે મળતો તાત્કાળિક લાભ મૂકવાની જરૂર પડે તો મૂકવો જોઇએ.

એમ સમજવું જોઇએ કે, મનુષ્યની જિંદગી એ યુદ્ધક્ષેત્ર છે. તેમાં હાર–જીત બન્ને રહેલાં છે. તેમાં અનેક પ્રકારના લાભ–ગેરલાભ રહેલા છે. સામાન્ય માણસને તાત્કાળિક લાભ વધારે ગમે છે. તે એમ માને છે કે, આ જિંદગીમાં જેટલું સુખ ભોગવ્યું તેટલું પોતાનું, પાછળથી કોને ખબર છે કે શું થશે? આવી વૃત્તિ જિંદગીનો સટ્ટો કરાવે છે. સટોરિયો સ્વભાવ કાળનો વિચાર કરતો નથી; પણ તેથી કાળ પોતાનું કામ બંધ કરતો નથી. માણસનું જીવન કાળને જીતવા માટે છે; કાળને વશ થવા માટે નથી. તેનો ઉપાય આ પુસ્તકના પાંચમા પ્રકરણમાં બતાવેલ છે.

યુરોપની લડાઇનું બી વેપારની હરીફાઇમાં હતું. તે હરીફાઈ હજુ સુધી દૂર થઈ નથી; એટલું જ નહિ પણ ત્યાંની પ્રજાનો મુખ્ય આદર્શ વેપારની વૃદ્ધિ કરવામાં છે. તેથી હરીફ વેપારીઓમાં રાગદ્વેષ રહ્યા જ કરશે, પ્રજામાં રજોગુણ જોર કરશે અને તે લડાઇથી થોડો વખત શાંત થશે.

કોઈ પણ સમાજમાં સારો ફેરફાર કરવો હોય તો સમાજ પાસે ઊંચો આદર્શ મૂકવો જોઇએ. એ આદર્શ સિદ્ધ કરવામાં વેપારી લાભ મૂકવા પડે છે; પણ એકંદરે તેથી સમાજનું જીવન સારું થાય છે. રજોગુણની જગ્યાએ સત્ત્વગુણ દાખલ થવો જોઇએ. માણસમાં જ્ઞાન

અને પ્રેમ વધવાં જોઇએ. તે કામ તેજસ્વી પુરુષો જ કરી શકે છે.

ઉત્તમમાં ઉત્તમ રાજ્યનો હેતુ માણસને વિદ્યાકળા આપી તેનો સ્વભાવ સુધારવાનો હોવો જોઇએ. જે રાજ્યમાં પ્રજાને તાબે રાખવા ઘણા કાયદા બાંધવા પડે, તેનો રાજા રાજ્ય કરવાને લાયક નથી. જ્યાં આખી પ્રજાને રાજનીતિના વિચાર નિત્ય કરવા પડે છે, ત્યાં ઉત્તમ વિચારને જગ્યા મળતી નથી, ત્યાં જ્ઞાન અને પ્રેમ ઉત્પન્ન થતાં નથી, ત્યાં વિદ્યાકળામાં મોટી ખામી છે એમ જણાઈ આવે છે.

'સ્વરાજ્ય' એટલે શું? એનો બરાબર વિચાર કર્યા વગર સરકારના બધા કામ ઉપર માત્ર ટીકા કરવાથી, અથવા તેની હારથી ખુશી થવાથી, અથવા કોઈના કહેવાથી સરકારની સામે થવાથી, અથવા અંગ્રેજો આ દેશમાંથી ચાલ્યા જાય તો સારું એવું ઇચ્છવાથી, અથવા ન્યૂસપેપરોમાં જનસમાજને ઉશ્કેરે તેવી ઉતાવળથી લખેલી વાતો સાચી માનવાથી 'સ્વરાજ્ય' મળશે નહિ અને મળશે તો નભાવી શકાશે નહિ. રાજ્ય ભાંગવું સહેલું છે પણ રાજ્ય મેળવવું અને રાજ્ય ચલાવવું એ સહેલું કામ નથી.

ઇંગ્લંડમાં જેમ વેપારી બુદ્ધિવાળા માણસોની સત્તા ત્યાંની પાર્લામેન્ટ ઉપરથી દૂર કરવા માટે ત્યાંના મજૂરોએ બુદ્ધિપૂર્વક દલીલોથી ત્યાંની પ્રજાને ખાતરી કરી આપી કે, વેપારી બુદ્ધિના માણસોએ પોતાના સ્વાર્થ માટે પ્રજાનું જીવન બગાડયું છે અને મજૂરોમાં તેના પ્રમાણમાં નિસ્વાર્થ બુદ્ધિ હોવાથી તેઓ જગતમાં સમભાવ લાવી શકશે. તેવી જ રીતે આ દેશમાં અંગ્રેજી રાજ્યથી થયેલ નુકસાન પ્રજા આગળ મૂકવું જોઇએ; એટલું જ નહિ પણ જુદી જુદી જ્ઞાતિઓ અને જુદા જુદા ધર્મોથી ઉત્પન્ન થયેલ ભેદો દૂર કરવા જોઇએ અને એટલું મનોબળ જે માણસો બનાવી શકશે તથા નિઃસ્વાર્થપણે બધાના લાભનો વિચાર કરી શકશે, તે જ ખરું સ્વરાજ્ય સ્થાપી શકશે.

એક દેશી રાજ્યના દીવાનને મેં એક વખત પૂછયું કે, 'અહીં પ્રજાની ઇચ્છાનુસાર રાજ્ય ચાલે એવી ધારાસભા ક્યારે દાખલ કરશો?' એટલે તે કહે કે, 'હજુ પ્રજામાં નિષ્પક્ષપાતી અને નિઃસ્વાર્થી માણસો

જોઇએ તેટલા પ્રમાણમાં મળતા નથી.' કાંઇક અંશે આ જવાબ સાચો છે; પણ એવા માણસો તૈયાર ન થઈ શકે એવું પણ નથી. તે માટે પ્રજાના માણસોને ઉત્તમ પ્રકારની કેળવણી આપવી જોઇએ.

૧૮૫૭ ના બળવા પછી હિંદના મુખ્ય સેનાધિપતિ લોર્ડ રોબર્ટસને પાર્લામેન્ટના કોઈ મોટા અંગ્રેજ અમલદારે પુછયું હતું કે, 'હવે પછી હિંદમાં ફરીથી એવો બળવો થાય તેમ છે કે નહિ?' ત્યારે તેણે જવાબ આપો હતો કે, 'હિંદુસ્તાનના લોકોની ધર્મની લાગણી દુભાવશો તો થશે.' આ જવાબમાં સ્વરાજ્યની ચાવી રહેલી છે. તે માટે ધર્મની કેટલીક ખોટી રૂઢિઓ દૂર કરવાની જરૂર છે, કે જેથી ધર્મને નામે ભેદ પડે નહિ; અને ધાર્મિક કેળવણી એવી આપવી જોઇએ કે સૌ પોતાનો ધર્મ બરાબર પાળે અને છતાં બીજા ધર્મવાળાને વિઘ્ન કરે નહિ અને બીજાના ધાર્મિક મત સહનશક્તિથી સાંભળે અને ધર્મને નામે વેર લે નહિ; એમ સમજીને કે, જે પ્રભુ હિંદુમાં છે, તે જ મુસલમાનમાં છે અને તે જ અંગ્રેજ, પારસી વગેરેમાં છે.

ખરી રીતે જોતાં હિંદુધર્મના મુખ્ય સિદ્ધાંતો અને મુસલમાની ધર્મોના મુખ્ય સિદ્ધાંતોમાં ફેર નથી. બન્નેમાં એકેશ્વરવાદ છે અને જો શ્રીકૃષ્ણ પરમાત્મા અને હજરત મહમ્મદ પયગમ્બર (સલ) બન્ને હાલ મળે તો તેઓ વચ્ચે ગાઢ મિત્રતા તરત બંધાઈ જાય; પણ તેમના અનુયાયીઓ ખોટી રૂઢિઓના બંધનમાં આવી ગયા છે. જુદા જુદા ધર્મોમાં આત્મવિકાસ માટે જે જે સાધન અને ભૂમિકા માનેલી છે તેનો ટૂંકો સાર આ પુસ્તકને અંતે પરિશિષ્ટમાં આપવામાં આવેલ છે.

અંગ્રેજો પણ અક્કલ વગરની પ્રજા નથી. તેઓની સંખ્યા આ દેશમાં થોડી છે તેથી અપ્રમાણિક રાજનીતિથી તેઓ આ દેશમાં લાંબો વખત રહી શકશે નહિ, એ વાતની તેમને ખબર છે.

આવા સંજોગોમાં પ્રજામાં સમભાવ લાવી પ્રજાનું જીવન સાચે માર્ગે દોરવું એ સામાન્ય બુદ્ધિનું કામ નથી. રશિયામાં મૂડીવાળાની સત્તા તોડી મજૂરોએ પોતાની સત્તા જમાવી છે અને ગરીબાઈ દૂર કરવા માટે દરેક માણસ ઉપર મજૂરી કરવાની ફરજ નાખેલ છે.

આ રીતે આર્થિક સમાનતા આવેલ છે; પણ મજૂરીના ધર્મ દાખલ કરવામાં માનસિક શાંતિ માટે જે વખત જોઇએ તે મળતો નથી, તેથી તે પ્રજા પાસે મોટા દેશ હોવા છતાં અસંતોષ રહે છે. રશિયાના તે સિદ્ધાંતોનું બધી રીતે અનુકરણ કરવામાં લાભ નથી.

જુદા જુદા સ્વભાવના માણસો જુદી જુદી રીતે ગરીબાઈ દૂર કરે છે. તેનાં થોડાંક દૃષ્ટાંત નીચે આપેલ છે.

૧–સ્વરાજ્ય મેળવી, ખોરાકના પદાર્થો પરદેશ જતા અટકાવવા અને તે સસ્તા થાય તેટલા પ્રમાણમાં અહીં ઉત્પન્ન કરવા. આ કામ રાજનીતિમાં કુશળ હોય તેવા માણસો કરી શકે છે.

૨–પરદેશથી જે વસ્તુઓ આવતી હોય તે અહીં બનાવવી. આમાં કેટલીક વસ્તુઓ થોડા માણસની મહેનતથી થઈ શકે છે અને કેટલીક માટે મોટી કંપનીઓ સ્થાપવી જોઇએ. વળી કેટલીક જાતના વેપાર માટે રાજ્યની મદદની જરૂર રહે છે અને કેટલીક જાતના વેપાર માત્ર બુદ્ધિબળથી થઈ શકે છે. અહીં જે વસ્તુઓ બને તે બીજા દેશોના જેવી જ સારી થવી જોઇએ અને લોકોએ પણ સ્વદેશી વસ્તુઓ વાપરવાની ટેવ પાડવી જોઇએ.

૩–પૈસાદાર લોકો દેશના હાલના સંજોગો ધ્યાનમાં લઈ સાદી ટેવથી રહે અને વધારાનો પૈસો નવા હુન્નર–ઉદ્યોગમાં વાપરે તો મધ્યમ વર્ગના માણસોની ગરીબાઈ દૂર થાય તેમ છે. આ કામ નિઃસ્વાર્થી માણસ કરી શકે તેમ છે.

૪–ગામડાંઓમાં હજુ કેટલીક પડતર જમીન છે. તેમાંથી ખોરાકની અને જરૂરિયાતની વસ્તુઓ ઉત્પન્ન થઈ શકે તેમ છે અને રેંટિયાથી પોતાનાં કપડાંનું ખર્ચ બચાવી શકાય તેમ છે. જેઓને ગામડાંનું સાદું જીવન ગમતું હોય તેઓ આ કામ કરી શકે છે.

૫–કોઈ વિદ્વાન માણસ આત્મજ્ઞાન તરફ વધારે લક્ષ આપે અને પોતાની કામવાસના ઓછી કરી સંયમથી અને બ્રહ્મચર્યથી રહે તો કુટુંબ બહુ વધે નહિ અને ગરીબાઈ બહુ નડે નહિ. જ્યારે દેશમાં ગરીબાઈ હોય ત્યારે નવી ઉત્પન્ન થતી પ્રજા દુઃખી થાય છે અને

તેથી માબાપ પણ દુઃખી થાય છે. આ બાબત વિષે એક વખત મહાત્મા ગાંધીજીએ સૂચના આપી હતી. પણ આ કામ માત્ર સંયમવાળાં સ્ત્રીપુરુષોથી જ થઈ શકે છે. તેમાં સ્વરાજ લેવાની હિંમત કરતાં પણ વધારે હિંમતની જરૂર છે.

આ પ્રમાણે જુદા જુદા પ્રકારના સ્વભાવવાળા માણસો ગરીબાઈ દૂર કરવા જુદા જુદા માર્ગ લઈ શકે છે.

જેમ ગરીબાઈ દૂર કરવાની જરૂર છે તેમ સારા સંસ્કાર ફેલાવવાની તેથી પણ વધારે જરૂર છે અને ફુરસદના વખતનો સદુપયોગ કેમ કરવો તે બતાવવાની પણ જરૂર છે.

'આર્યોના સંસ્કાર'નો મુખ્ય હેતુ માણસને પ્રભુ બનાવવાનો છે. તેમાં નવા સંસ્કારની જરૂર હોવાથી જૂના સંસ્કાર સાથે કેટલીક રીતે દેખીતો વિરોધ ઉત્પન્ન થાય છે. ઓછામાં ઓછા વિરોધથી એ કામ થઈ શકે એટલા માટે વર્ણાશ્રમની પદ્ધતિ ગોઠવવામાં આવી છે. તેમાં બ્રાહ્મણોને એટલે બ્રહ્મજ્ઞાનીને અથવા બ્રહ્મના જિજ્ઞાસુને આર્યોની સમાજમાં પહેલો નંબર આપવામાં આવેલ છે. તેમને સૌથી વધારે માન મળે તો સમાજના બધા માણસોને તેવા થવાનું મન થાય. જો ધનવાનને સમાજમાં સૌથી ઊંચી પદવી મળે તો બધાને ધનવાન થવાનું મન થાય. પણ તે માયાનું ક્ષેત્ર હોવાથી તેમાંથી વિરોધ દૂર થઈ શકતો નથી. ધનની સાથે આત્મવિદ્યા ન હોય તો તે ધન માણસને સ્વાર્થી અને લોભી બનાવી દે છે. ધનની માલિકીની સાથે તેની જવાબદારી રહેવી જોઈએ. આર્યોના સંસ્કારથી તૈયાર થયેલ એક નિઃસ્વાર્થી અને જ્ઞાની માણસ લાખો અજ્ઞાની અને સ્વાર્થી માણસ કરતાં સમાજને વધારે ઉપયોગી છે. ધન અમુક પ્રકારની શક્તિ આપે છે પણ વિદ્યા વગર તે શક્તિ માણસને નપુંસક કરી દે છે અને તે અનિત્ય ચીજોનો ગુલામ બની જાય છે. ધનવાન પોતાની જવાબદારી સમજે તો પોતાને અને દેશને ઘણો ઉપયોગી બને છે. તે માટે નીતિના જ્ઞાનની અને આત્માના જ્ઞાનની જરૂર છે.

માણસના જીવનનો અર્થ જગતમાં નથી પણ આત્મામાં છે. પુસ્તકનો અર્થ તેના વાંચનારના હૃદયમાંથી નીકળે છે તેથી જેટલી

થાર તે સારું પુસ્તક વાંચે છે તે દરેક વખતે તેને નવું નવું સમજાય છે. તેવી જ રીતે જગતને નવી દૃષ્ટિએ જોતાં જોનારના હૃદયમાંથી નવા અર્થ નીકળે છે. જોનારનું દૃષ્ટિબિન્દુ સમજ્યા વગર જગતમાં કાંઈ અર્થ નથી. એક ગામમાં બધા આંધળા અને બધા બહેરા હોય તો તે ગામ કેવું છે એ નક્કી કરી શકાય નહિ. માણસ જેવી વાત કરે છે તે ઉપરથી તેના સંસ્કારની ખબર પડે છે. જે અંદર હોય તે બહાર આવે છે. તેથી ઊંચા સંસ્કારી જીવન માટે તેવું જીવન ઘડાય તેવી સમાજ જોઇએ. તે માટે સારાં માબાપ જોઇએ અને જે માબાપ થવાનાં હોય તેના વિવાહથી માંડી ગર્ભાધાન સુધી અને જાત-સંસ્કાર સુધી પણ બારીકીથી સંભાળ રાખવી જોઇએ. બી, જમીન અને વરસાદ બધું બરાબર હોય તો અનાજ સારું થાય છે, તેવી જ રીતે માણસના જન્મનું સમજવાનુ છે.

તેથી જે માબાપ થવાનાં છે તેમનામાં સારા શરીરની જરૂરિયાત ઉપરાંત સારા સંસ્કારની વધારે જરૂર છે. હાલનાં માબાપ ભૂલમાં માબાપ થઈ જાય છે, સારી પ્રજા ઉત્પન્ન કરવાના હેતુથી માબાપ થતાં નથી. કૃષ્ણ તથા રામ જેવા એક માણસથી જગતનું જેટલું કલ્યાણ થાય છે તેટલું કલ્યાણ અજ્ઞાની માણસોની બહુમતીથી થતું નથી. તેથી રાજ્યકર્તા તરીકે બહુમતીની પાર્લામેન્ટ કરતાં એક ગુણ-વાન, વિદ્યાવાન, નિઃસ્વાર્થી રાજા હોય તો પ્રજાનું જીવન વધારે સારું થઈ શકે છે. રાવણમાં હાલનાં રાજ્યો કરતાં વધારે શક્તિ હતી. છતાં તે રામની શક્તિ પાસે હારી ગયો. તેથી આ પૃથ્વી ઉપર વધારે શક્તિવાળાની જરૂર નથી પણ વધારે સદ્‌ગુણવાળાની જરૂર છે. દુર્ગુણ એ ખરા સુધારા માટે મોટું વિઘ્ન છે. સદ્‌ગુણીના આત્મામાંથી નવી શક્તિ નીકળે છે. તે સમજી ન શકાય તેવી અદ્‌ભુત કળા જીવનમાં લાવી શકે છે. તેથી જેણે પોતાનો દેશ સુધારવો હોય તેણે પોતાને પહેલાં સુધારવો જોઇએ. હાલ સુધારા માટે જે કમિટીઓ અને કોન્ફરન્સો ભરાય છે તેમાં વક્તા પોતાના સિવાય બીજા બધાને સુધા-રવાનો પ્રયત્ન કરે છે અને તેથી એનાં ભાષણોની અસર બીજા કોઈ પર થતી નથી. પૂર્ણ માણસ ગમે તેવા કઢંગા સંજોગોમાં પણ જીવન

સુધારવાનો રસ્તો બનાવી શકે છે અને અપૂર્ણ માણસ સારા સાધનનો પણ સદુપયોગ કરી શકતો નથી. તેથી ઘણે ઠેકાણે ગરીબો સદ્‌ગુણી થાય છે અને ધનવાનો પાસે વધારે સગવડ હોવા છતાં મૂર્ખ રહે છે. છતાં ધનવાન જો પોતાની જવાબદારી સમજે તો ઘણાને ઉપયોગી થઈ શકે છે. જે દેશના માણસોમાં આત્મામાં શ્રદ્ધા ન હોય તે દેશનો ઉદ્ધાર થઈ શકશે નહિ. આત્મામાં શ્રદ્ધા રાખનાર માણસ ઘણા વિઘ્નની વચ્ચે રસ્તો કેમ કરવો તે બનાવી શકે છે. આખા જગત પર શાંતિ કેમ સ્થાપી શકાય તેનો રસ્તો એવો એક માણસ બનાવી શકે છે.

લડાઈ વખતે જે જીતે તે ફુલાઈ જાય છે અને તે વધારે જીતવાનો લોભી બને છે; જે હારે છે તે ફરી વેર લેવાની તૈયારી કરે છે. દરેક જાતના માણસોને શિખ્યો મળી રહે છે કારણ કે ઘણા માણસો વિચાર કરતા નથી અને બીજાના વિચાર પ્રમાણે ચાલે છે. તેથી લડાઇથી રાગદ્વેષ વધે છે. ગમે તે પક્ષ જીતે તોયે તે જીતથી રાગદ્વેષ ઓછા થતા નથી. જેવું વાવીએ તેવું ઊગે છે. રાગદ્વેષ વાવવાથી રાગદ્વેષ ઊગે છે. તેથી જ પચ્ચીશ વર્ષ પહેલાંની લડાઇમાં રાગદ્વેષથી મરેલા માણસ પાછા જન્મીને પાછા લડે છે. સને ૧૯૨૦ ના સત્યાગ્રહ વખતે જન્મેલા માણસોમાં ઘણા રાગદ્વેષથી જન્મેલા હતા તેથી તેઓને માટે તેમને યોગ્ય સત્યાગ્રહ હાલ ઉત્પન્ન થયેલ છે. સત્યાગ્રહ સમજપૂર્વક થાય તો માણસોને તેના આત્માના ઊંડાણમાં લઇ જાય છે અને પોતાનું ખરું સ્વરૂપ બતાવે છે. ખરો સત્યાગ્રહી પ્રહ્લાદની માફક આત્માનું બળ બતાવી શકે છે. એવી સમજણ ન હોય ત્યારે સત્યાગ્રહ એ મજૂરોની હડતાલનું રૂપ લે છે.

ખરા સત્યાગ્રહી પુરુષો બહુ બોલતા નથી, કોઇને ગાળો આપતા નથી; પણ આત્મજ્ઞાનથી જીવન ગાળે છે અને તેની અસર બીજા ઉપર બહુ જ થાય છે. તેથી તેવાને કેળવવા માટે આશ્રમોની જરૂર છે. ઘણાં ન્યૂસપેપર વાંચવાથી કે ઘણી બહારની હકીકત મેળવવાથી જ્ઞાન વધતું નથી પણ જીવન સમજવાની શક્તિ પ્રાપ્ત કરવાથી જ્ઞાન વધે છે. તે માટે ન્યૂસપેપર કરતાં સો વાર ગીતા વાંચવાથી વધારે

લાભ થાય છે. ઘણું વાચન વાંચવા કરતાં સારા થોડા વાચનની વધારે આવૃત્તિની જરૂર છે. ઘણું ભણવા કરતાં સાચું ભણવાની જરૂર છે. પ્રાચીન પુસ્તકો ટૂંકામાં સૂત્રરૂપે એટલા માટે લખેલાં છે કે જેથી વાંચનારા તેના પર વિચાર કરી શકે.

દેશી રાજાઓમાં સદ્ગુણ લાવવા માટે તેમને ગુરુકુળ અથવા ઋષિકુળમાં ભણવવા જોઈએ.

ચીનમાં ઘણાં વર્ષો સુધી એમ જ માનવામાં આવતું કે રાજા સદ્ગુણી હોય અને તેનો વંશ સદ્ગુણી હોય ત્યાં સુધી જ તે રાજા તરીકે માની શકાય અને તેનામાં સદ્ગુણનો નાશ થાય એટલે તેના વંશનો અંત આવ્યો એમ માની તેને ગાદી પરથી ઉઠાડી મૂકવામાં આવતો હતો. આ દેશમાં પણ પ્રાચીન કાળમાં એવો રિવાજ હતો એવું જણાય છે. જગતનું મૂળ આધ્યાત્મિક તત્ત્વમાં રહેલું છે તેથી જ્યાં તે પ્રગટ થતું નથી ત્યાં થોડી ભૂલથી પણ મોટાં રાજ્યો પડી ભાગે છે અને જ્યાં કોઈ થોડા પણ ઊંચા વિચાર આપી શકે છે અને પોતાના ચારિત્ર્યથી તે સિદ્ધ કરી બતાવે છે, ત્યાં પડતી દશામાં આવેલ દેશ પાછો સજીવન થાય છે.

જ્યાં સંજોગો સરખા રહેતા હોય ત્યાં સરખાં ધારાધોરણ કામ આવી શકે પણ એકદમ બદલાતા સંજોગોમાં, અંદરના આત્માના નાદથી કામ કરનાર માણસ સમાજને વધારે ઉપયોગી થઈ શકે છે. સદ્ગુણી દાક્તર પોતાની હાજરીથી દર્દીનું અર્ધું દરદ દૂર કરી શકે છે; તેમ એક ડાહ્યો, પવિત્ર અને આત્મજ્ઞાની માણસ, બીજો વાચાળ હોય તેના કરતાં, સમાજ ઉપર વધારે સારી અસર કરી શકે છે. ડાહ્યો માણસ ભાષણ વખતે પોતાની અંદરની ઊંચી દશાથી તેના સાંભળનારાઓમાં ઊંચી દશા જાગૃત કરી શકે છે. આત્મા આત્મા સાથે બોલી શકે છે. સુધારાની એ નવી અને સાચી રીત ઘણાને ખબર નથી.

ડાહ્યો માણસ જીવનનો ખરો હેતુ અને સાચો હેતુ હંમેશાં પોતાની દૃષ્ટિ આગળ રાખે છે અને તે સમાજ પાસે, સમાજ સમજે તેવી રીતે તેને મૂકી શકે છે. સુધારાનો અર્થ એવો નથી કે બધા એક સાથે સુધરી જાય; પણ જીવનનો મુખ્ય હેતુ ન ભુલાય અને તે

સ્પષ્ટ રીતે ઘણા સમજી શકે તો તેઓ પોતાના સંજોગો ફેરવી શકશે. જે કાંઈ નવું થવાનું છે તે અંતરાત્મામાંથી નીકળશે, તેનો બધો આધાર બહારના સંજોગો પર નથી. માણસ કઈ ભૂમિકાએ રહે છે અને કઈ ભૂમિકા પ્રમાણે જીવન ગાળે છે તે ઉપર બધો આધાર છે. જે વિચાર જે માણસ ઉચ્ચારે છે તે ઘણા માણસો ઉચ્ચારતા હોય તે છતા તેમાં માણસોની ભૂમિકા પ્રમાણે ફેર પડી જાય છે. તેથી શું કર્યું છે તે જોવા કરતાં કોણે કર્યું છે તે ઉપર ઘણો આધાર છે. તેથી એક જ્ઞાની માણસનું ચરિત્ર આખી પૃથ્વીના જીવનને ચલાયમાન કરી શકે પણ તે ખરો જ્ઞાની હોવો જોઇએ. તે ઉતાવળથી લોકોને ખુશી કરવાનો પ્રયત્ન કરતો નથી પણ અંતરાત્માની પ્રેરણાથી રહેવાની ઇચ્છા રાખે છે. તેની અસર બીજા પર ન થાય તો તેને તેની પરવા નથી. શ્રીરામકૃષ્ણ પરમહંસ ભણેલા નહોતા, તેણે મઠ કે શિષ્યો કરવાની ઇચ્છા કરી ન હતી, છતાં તેમના આધ્યાત્મિક જીવનથી ઘણાનાં જીવન ફરી ગયાં હતાં. આત્માનું રાજ્ય કેવી રીતે મેળવવું તેના પ્રયોગો પોતાની જિંદગીમાં તેમણે કરી બતાવ્યા હતા, અને એ વસ્તુ જગતના સુધારામાં કાયમને માટે ઉપયોગી છે. દરેક સાચો સુધારો વ્યક્તિમાંથી ઉત્પન્ન થાય છે અને તે તેના પોતાના જીવનમાંથી મળે છે. એવો સંસ્કારી માણસ બધા પ્રકારના સંજોગોમાં હિંમત રાખી શકે છે. તેથી બહુમતીના ઠરાવો કરતાં એકમતીના સંસ્કાર કેટલીકવાર દેશને વધારે ઉપયોગી થાય છે. જો દેશના માણસો પોતે સંસ્કારી થતા નથી, તો દેશના માણસોનું માન ઓછું થતાં વાર લાગતી નથી. સિંહ માણસને મારી શકે તેટલા માટે તેનું જીવન ઊંચુ કહી શકાતું નથી. જેમ પશુ બહારથી જીવે છે, તેમ પશુવૃત્તિવાળા માણસો બહારથી જીવે છે. તેઓ પશુથી આગળ વધેલા હોતા નથી.

એક વખત બુદ્ધિમાં સાચી વાત સમજાઈ ગઈ અને જો તે વિચાર ટકી જાય તો જીવન ફેરવવામાં તે બહુ ઉપયોગી થાય છે. તેથી જ્ઞાન લઇને તે પ્રમાણે જીવન કરવું જોઇએ, નહિતર જીવન પ્રમાણે જ્ઞાન થઈ જશે. જેઓ જુદા પ્રકારનું જીવન ગાળે છે તે જુદા પ્રકારથી વિચાર કરે છે અને જેઓ જુદા પ્રકારથી વિચાર કરે છે તેઓ

જુદા પ્રકારનું જીવન ગાળે છે. તેથી જે જુદા જીવનવાળો દેશ હોય તે દેશ બીજા દેશના વિચાર સમજી શકતો નથી. સાચા વિચાર હોય, સાચી લાગણી હોય તો જ સાચું વર્તન રહી શકે છે. તે માટે ખોટા વિચાર અને ખોટી લાગણી બંધ કરવાં જોઇએ.

એક સારા સંસ્કારી માણસનું જીવન એવું હોય છે કે તેની હાજરીથી જ બીજાને સારી અસર થાય છે. હાલના કાળની એક મુશ્કેલી એ છે કે જેટલું સત્ય, વિચારથી સમજાય છે તેટલું ચારિત્રમાં લાવી શકાતું નથી. તેનાં બે કારણો છે. એક તો જૂની ટેવ એકદમ જતી નથી અને બીજું એ ટેવ અંગ્રેજી સંસ્કારથી પડેલી હોવાથી તેમાં સ્વચ્છંદના બહુ આવી ગયેલ છે. અંગ્રેજી કેળવણી એ વેપારીઓની કેળવણી છે. વેપારીઓ સંયમ ઉપર ભાર દઈ શકતા નથી. તે પોતાના સુખનો જ વિચાર કરે છે અને પોતાની જવાબદારી સમજી શકતા નથી.

સામાન્ય માણસનું જીવન ઘણું અપૂર્ણ રહે છે. તેથી જીવનમાં દુઃખ અને ક્લેશનો અનુભવ ઘણી વાર થાય છે. એક તરફ જગત જાણે આપણા વિરોધમાં હોય તેવું લાગે છે અને બીજી તરફ પરમાત્મા જાણે કે કોઈ જગ્યાએ આપણાથી દૂર બેઠા હોય તેવું શરૂઆતમાં જણાય છે. એ બન્ને પ્રકારનો વિરોધ જ્ઞાન અને ભક્તિથી ઓછો થાય છે અને અંતે નિર્મૂળ થાય છે.

પ્રજાસત્તાક રાજ્યમાં પણ માત્ર લોકોને મત આપવાનો અધિકાર મળવાથી લોકોમાં સદ્‌ગુણ આવી જતા નથી. સદ્‌ગુણી થવા માટે સતને જાણવું જોઇએ. તે જેણે જાણ્યું હોય તેની પાસેથી શીખી શકાય છે. જગતમાં સારા સંસ્કારવાળા માણસોની સંખ્યા હંમેશ ઓછી હોય છે. વળી તેમને માંદા મનવાળા માણસોના સંબંધમાં આવવું પડે છે. પ્રાચીન કાળમાં સારા સંસ્કારવાળાની એક જ્ઞાતિ બનાવી તેમને હલકા સંસ્કારવાળા માણસોથી દૂર રાખવામાં આવતા હતા અને હલકા સંસ્કારવાળાની પણ એક જ્ઞાતિ બનાવી તેમને દૂર રાખવામાં આવતા હતા. તેથી સંસ્કારની ભેળભેળ થતી નહિ. થોડી વસ્તી હોય ત્યારે એવું બની શકે છે પણ વસ્તી વધે ત્યારે એ વ્યવસ્થા

નબી શકતી નથી. વળી હાલમાં ન્યૂસપેપર, સિનેમા, રેડિયે અને સામાજિક નવલકથાઓથી જુવાનોનાં મન ચંચલ થઈ ગયાં છે, તે સાચું જીવન સમજી શકતા નથી અને કોઈ બાબતમાં સાચો નિર્ણય કરી શકતા નથી. એવા નબળા મનના માણસો પાસે જાહેરખબરવાળા ફાવી જાય છે. જાહેરખબરવાળા હલકા વિચારો લોકોમાં ફેલાવી તેમનાં ખિસ્સાં ખાલી કરાવે છે.

સંચાઓની શોધથી કેટલીક સગવડો વધી છે અને એ સગવડોને લોકો સુધારો માની બેઠા છે. પણ એ ખરો સુધારો નથી. એ સગવડોની અતિશયતામાં માણસ પોતે પોતાને ભૂલી ગયો છે. માણસોએ જેટલી જીત સંચાઓ પર મેળવી છે તેટલી જીત પોતાના સ્વભાવ ઉપર મેળવી નથી. ખરો સુધારો ત્યારે જ થયો કહેવાય કે જ્યારે જનસમાજમાં નીતિ વધે, પરસ્પર ભ્રાતૃભાવ વધે, સંયમ વધે, પ્રેમ વધે અને ચારિત્ર્ય ઊંચું રહે. આત્માને જાણ્યા વગર જીવન ગાળવું એ સમુદ્રના જ્ઞાન વગર અને ખગોળના જ્ઞાન વગર સમુદ્રમાં વહાણ હાંકવા બરોબર છે. ઊંચું જીવન કરવા માટે ક્ષણે ક્ષણે પોતાની જવાબદારી સમજવી પડે છે અને ક્ષણે ક્ષણે સ્વાર્થત્યાગની જરૂર પડે છે, તે માટે મનોબળની જરૂર છે અને તે આત્મજ્ઞાનથી પ્રાપ્ત થાય છે. હાલની વિદ્યામાં શરીર એ હું છું એ વાતનું સતત સ્મરણ રહે છે. આર્યોની વિદ્યામાં ધીરે ધીરે તેનું વિસ્મરણ કરાવવામાં આવતું હતું.

જ્યારે માણસ ખોટી બંધાયેલી માન્યતાઓની અસર નીચે રહે છે ત્યારે તે સ્વતંત્ર વિચાર કરતાં શીખતો નથી અને જ્યારે સ્વતંત્ર વિચાર કરવાની શક્તિ હોતી નથી ત્યારે તે ગમે તેનું કહેવું માની લે છે અને ઘણાનો શિષ્ય થઈ બેસે છે. સમજ વગરની ઇચ્છાઓ પુરુષો તથા સ્ત્રીઓમાં અનેક પ્રકારની ઘેલછા ઉત્પન્ન કરે છે. તેથી જીવન સરળ કરી શકાતું નથી. માણસો થોડી ચીજો હોવાથી દુ:ખી થતા નથી પણ ઘણી ચીજો હોવાથી દુ:ખી થાય છે. અંગ્રેજી રાજ્યને લાગતું હાલનું દુ:ખ ઘણા મુલક ભેગા કરવાથી ઉત્પન્ન થયું છે. અંગ્રેજી કેળવણીની અસર એવી થાય છે કે અલ્પ અને અનિત્ય સુખમાં ઘણાનું જીવન શરૂ થાય છે અને પૂરું થાય છે.

માણસો સુખથી જીવવાનો પ્રયત્ન કરે છે પરંતુ સુખથી જીવી શકતા નથી અને સુખથી મરી શકતા નથી. જેઓ સંસારની બધી સગવડો કાયમ રાખીને આત્મજ્ઞાન લેવા ઇચ્છે છે તેઓ બાળકની માફક પોતાનાં રમકડાં છોડવા માગતા નથી.

જૂના સંસ્કારોનો નાશ વર્તમાન જ્ઞાન દ્વારા સ્વતઃ થાય છે. તેથી ભગવત્ પ્રેમીઓના સંસર્ગમાં રહેવાની ઉત્કંઠા રાખી હલકા સંસ્કારવાળા લોકથી પૃથક રહેવું જોઇએ. હરઘડીનું ચિંતન કેવળ એ નિત્ય સત્યસ્વરૂપ પરમાત્માને માટે જ હોવું જોઇએ. નિજ તથા અન્ય સર્વથી પૃથક સત્તાના જ્ઞાનનું વિસ્મરણ કરી પૂર્ણપ્રેમથી માત્ર પરમેશ્વરમાં પોતે લીન થઈ રહેવું તેને ભગવત્ દર્શન કહે છે. તે જ આર્યોના સંસ્કારનું મુખ્ય ફળ છે. એની અસર બહારના જીવન ઉપર થશે. તેથી પોતાનાં મન, બુદ્ધિ અને ઇન્દ્રિયોનું માર્જન કરવું જોઇએ. જે પરમાત્મા કેવળ આશ્રયરૂપથી પ્રાપ્ત થાય છે, તેનો જ્યાં સુધી યથાર્થ અધિકારરૂપે પોતાના વિચારથી નિર્ણય કરી ન લેવાય ત્યાં સુધી પૂર્વોપાર્જિત જ્ઞાનથી ચાલવું પડે છે; કારણ કે તે પણ વિચાર-સિદ્ધ છે. તેથી બુદ્ધિનો સદુપયોગ કરીને પૂર્વાપર ખોટા વિચારોનો પરિત્યાગ કરીને, કેવળ નિત્ય વર્તમાનરૂપ પરમાત્માના અવલંબનથી રહેવાનો નિશ્ચય તે જ વિશુદ્ધ પ્રેમ–પ્રકાશ છે. તે જ ખરું જીવન છે અને મરણનું મરણ છે.

સાધારણ લોકોના સંગથી ખોટી વાતો સાચી માની લેવાય છે, અજ્ઞાનથી કલ્પિત કર્તવ્ય આડંબરવાળું અને ક્ષણિક હોય છે. જે વખતે આપણી અંદર હર્ષ, શોક, રાગ, દ્વેષ વગેરે ઉત્પન્ન થાય તે વખતનું કર્તવ્યજ્ઞાન એ વાસ્તવમાં નિજ કર્તવ્ય થઈ શકતું નથી. જે દશામાં વ્યવહારનું ભેદજ્ઞાન-રહેતું નથી તે દશામાં પ્રભુનો સાક્ષાત્કાર રહે છે. યથાર્થ જ્ઞાન પ્રમાણે ચાલવામાં પહેલાં પરિશ્રમ અને કઠણાઈ માલૂમ પડશે પણ અંતે પરિશ્રમ સફળ થાય છે અને તેમાંથી આનંદની ધારાનો પ્રવાહ નીકળી જીવન ધન્ય અને કૃતકૃત્ય થાય છે.

માણસના જીવનમાં નકામા્ વિચારોનો વધારો એ મોટામાં મોટો દોષ છે. આવી દશામાં જીવનનો હેતુ જાણવાની ફુરસદ રહેતી

નથી. સત્ય જીવનનો માર્ગ ભવિષ્યમાં નથી પણ વર્તમાનમાં છે. આજે પૂર્ણ જીવન ગાળતાં શીખીએ તો કાલનું જીવન કેમ જશે તેની ફિકર રહેતી નથી. આજનું જીવન અપૂર્ણ રહેવાથી કાલે પુરું કરવાની આશા રહે છે. પણ કાલે પણ તેવી જ દશા રહે છે. તેથી મરણની બીક લાગે છે. તેથી જીવનનું રહસ્ય જાણ્યા વગર મરણનું રહસ્ય જાણી શકાશે નહિ અને જ્યાં સુધી વિચાર કરનાર માણસ કોણ છે તેનો વિચાર થશે નહિ ત્યાં સુધી સત્ય મળશે નહિ.

તેથી શિક્ષણ એવા પ્રકારનું જોઇએ કે ધર્મ ઉપર રુચિ થાય, સદાચારમાં પ્રેમ થાય, વડીલો પ્રત્યે આદર થાય, દીન ઉપર કરુણા ઉપજે, ઘરના કામમાં ઉત્સાહ રહે, જગતની સેવા કરવામાં તત્પરતા આવે, વિલાસીપણા ઉપર અભાવ આવે અને ઇશ્વિર ઉપર શ્રદ્ધા રહે.

પશ્ચિમના દેશોની વ્યાવહારિક રચના ધર્મના પાયા ઉપર નથી તેથી તે દેશના માણસોને અનીતિમાં પડતાં વાર લાગતી નથી. બુદ્ધિ વધે તો અસત્ય શું છે તે જાણી શકે છે, પણ સત્ય શું છે તે જાણી શકતી નથી. સત્ય જાણવા માટે હૃદય પણ શુદ્ધ થવું જોઇએ. જેમણે સંસારના સુખમાં સફળતા મેળવેલ છે તે આત્મા ઉપર સફળતા મેળવી શકશે એમ કહી શકાય નહિ. પશ્ચિમના માણસોએ લડવાનાં સાધન નવી જાતનાં બનાવેલ છે પણ તેઓ સમાજમાંથી લડવાની વૃત્તિ દૂર કરી શક્યા નથી. જે દેશમાં બીક વધે, ઇચ્છા વધે, જુગાર વધે, વ્યભિચાર વધે, ત્યાં જંગલીપણું વધે છે. એ લોકો પશુને ખાય છે અને તેથી તેમના લોહીમાં પશુવૃત્તિ રહે છે. આર્યોનું શિક્ષણ બ્રહ્મચર્ય અવસ્થામાં જ પશુવૃત્તિને દાબવાનું કહે છે અને ગૃહસ્થાશ્રમમાં તે વૃત્તિ નિયમિત બનાવવાનું કહે છે.

વિઘ્નો ઉત્પન્ન થાય ત્યારે એમ ન માનવું કે જિંદગીનો છેડો આવેલ છે પણ એમ માનવું કે જિંદગીની શરૂઆત થયેલ છે. તે વખતે જીવન ફેરવવાનો વખત મળે છે. જ્યારે આપણે વિઘ્નોની દરકાર કરીએ નહિ અને બીજાના ગુણદોષમાં પડીએ નહિ ત્યારે વિઘ્નોની સત્તા રહેતી નથી.

જે કામમાં વિઘ્ન આવે અને સફળતા ન મળે તે કામ માટે

વધારે પુરુષાર્થની જરૂર છે એમ માનવું. ધીરે ધીરે આત્મા ઉપર વિશ્વાસ વધારવો એટલે વિઘ્નો ઓછાં થશે અને અંદરથી સાચી પ્રેરણા મળી શકશે; અથવા જે વિઘ્ન દૂર કરવું હોય તેનું ચિત્ર મનમાં લાવી તેના ઉપર મનથી ચોકડી મારવી.

ભગવાન બધામાં છે પણ બધા ભગવાનમાં રહેતા નથી તેથી દુ:ખી થાય છે. વળી જેઓનું મન ભગવાનમાં ટકતું નથી તે આપણને બિનઉપયોગી વાતોમાં નાખીને આપણી અંદર ઉત્પન્ન થયેલ થોડો ભગવત્ ભાવ પણ ભુલાવી દે છે અને ફોતરાં ખાંડવા જેવી વાતો ચાલે છે. ભાવના રાખવી તો ઊંચી રાખવી. હું જીવ છું, પાપી છું, એવી ભાવના રાખવી નહિ. પણ હું આત્મા છું, અજર–અમર છું એવી ભાવના રાખવી.

ભક્તિની શરૂઆતમાં દ્વૈત એટલે બેપણું રહે છે પણ ભક્તિની ખરી અવસ્થામાં મસ્ત દશા રહે છે અને બેપણું મટી જાય છે. જે આશકો ભગવાનની ભક્તિમાં મટી ગયા છે તેઓ જ ખરા દરદી હતા. નવું જીવન તૈયાર કરવા માટે જૂના જીવનનો નાશ થવો જોઈએ. જે આત્મા જવાબ આપી શકે તેવો છે તેનું કહેવું સાંભળવાની તૈયારી રાખવી અને જે મન ક્ષણિક ભાવમાં ભટકે છે તેનું કહેવું સાંભળવું નહિ.

દ્રષ્ટાનું ચિત્ત કારણની સ્થિર અવસ્થામાંથી ખમીને કાર્યમાં તદ્-રૂપભાવે પ્રવૃત્ત થતાં દ્રષ્ટાને પોતાના સ્વભાવનું અજ્ઞાન થઈ જાય છે તેથી બધા પદાર્થ વિપરીત અવસ્થાએ દેખાય છે અને તેવું વિપરીતદર્શન એ જોનારાની જ્ઞાન–અવસ્થાની અપેક્ષાવાળું છે. તેથી પહેલાંના જ્ઞાનથી (એટલે અજ્ઞાનથી) માનેલી વસ્તુનું દશ્ય ફરે છે. એવા સાપેક્ષ કાર્યદર્શનને સ્વતંત્ર સત્તા નથી. કોઈ માણસનું મૃત્યુ થાય ત્યારે તેની સ્ત્રીને પર્વત જેવું દુ:ખ થાય છે પણ તેનું નાનું બાળક તે વખતે પણ હસતું હોય છે. કોઈ માણસને બે સ્ત્રી હોય તેમાંથી જેના ઉપર તેને પ્રીતિ હોય તે મરી જાય તો તે માણસ કહે છે કે, 'ભગવાને મારી સ્ત્રી શા માટે મારી નાખી?' અને મરનારની શોક કહે છે કે, 'ભગવાને બહુ સારું કર્યું.' સંસારનાં બધા સુખદુ:ખ સાપેક્ષ છે. માટે અહંકારની દૃષ્ટિ જ સાચી માનવી નહિ. અજ્ઞાનદશા ઉપાધિ ,વધારે છે. જ્ઞાન-

દશા ઉપાધિઓનો ગ્રાસ કરે છે. શુદ્ધ બુદ્ધિના સંસ્કારો હંમેશાં તત્ત્વનો પક્ષપાત કરે છે માટે સંસ્કારમાં ફેર પડવો જોઇએ. જે ભાવે સંસાર મળેલ છે તે ભાવ ચાલુ રાખવાથી સંસાર જ મળશે. જે માણસને માથે લાકડાનો ભારો હોય તે રાજા કદી થઈ શકાય નહિ. વિદ્વાન પુરુષ પણ રાગદ્વેષમાં રહે તો તેને વિષયોનું ધ્યાન થાય છે, બ્રહ્મનું ધ્યાન થતું નથી. જે આત્મજ્ઞાન સાંભળેલું હોય તેનો ઉપયોગ કરીને પોતાનું બનાવવું જોઇએ. જે વસ્તુ પોતાની કરી હોય તેની સાથે છૂટથી વ્યવહાર થઈ શકે છે.

જ્યાં સુધી આપણું છે તે જગતનું છે એમ ન કરીએ ત્યાં સુધી જગત આપણું થતું નથી. જ્યારે ખરી જિજ્ઞાસા ઉત્પન્ન થાય છે ત્યારે તે પોતાનું ફળ ઉત્પન્ન કરે છે. જે માણસને ભૂખ લાગી હોય છે તે કોઈ પણ પ્રકારે ખાવાનું મેળવી લે છે. ખરા ભક્તો પાસે, ખરા જ્ઞાની પુરુષો પાસે વિષયસુખ હોતું નથી. છતાં તેઓ સંસારના સુખ કરતા વધારે આનંદ લઇ શકે છે. ખરું સુખ અને સૌંદર્ય પૂર્ણતામાં છે. પૂર્ણ બની પૂર્ણ બનાવવામાં છે. ઈશ અહંરૂપે જોઈ શકાશે ત્યારે વિદ્યાપૂર્ણ થશે. જીવને એવી પૂર્ણતાનું સુખ મળે ત્યારે તે ઈશ્વર છે. જેને એવું સુખ મળ્યુ હોય તેનો સંગ કરવાથી બીજાને પણ એવા સુખનો રસ્તો મળી શકે છે.

યુરોપ અને અમેરિકાની વિદ્યાપીઠોમાં શરીરના આરોગ્ય માટે, મનની કેળવણી માટે અને દેશભક્તિ માટે ખૂબ શિક્ષણ આપવામાં આવે છે; પણ જ્યાં સુધી આત્મજ્ઞાન આપવામાં નહિ આવે ત્યાં સુધી તેમની સમાજમાંથી પશુભાવ દૂર થઈ શકશે નહિ. જેમ શરીરના રોગ દૂર કરવા માટે વૈદની જરૂર છે, તેમ મનના રોગ દૂર કરવા માટે સત્સંગની જરૂર છે. સત્સંગથી જીવ, જગત અને ઈશ્વરના ખરાં તત્ત્વો સમજવામાં આવે છે. દુઃખ એ આત્માનો સ્વભાવ નથી. તેથી જ કોઈ બાળક રડતું હોય ત્યારે આપણે પૂછીએ છીએ કે તે કેમ રડે છે? તે રમતું હોય ત્યારે પ્રશ્ન પૂછતા નથી. કોઇને તાવ આવ્યો હોય તો આપણે પૂછીએ છીએ કેમ આજે ઠીક નથી? ઠીક હોય તો પૂછતા નથી; કારણ કે ઠીક રહેવું એ તો આત્માનો સ્વભાવ જ છે.

હાલનું શિક્ષણ એવા પ્રકારનું છે કે માણસને એમ લાગે છે કે આપણે ધનવાન થઇએ, સ્ત્રી–પુત્ર વગેરે મળે અને બીજા આપણને સારા માણસ તરીકે ઓળખે તો આપણે ભાગ્યશાળી થયા. પણ જ્યાં ચિંતા, ભય, શોક, રોગ, રાગ, વિયોગ અને મૃત્યુ માથા ઉપર ભમે છે ત્યાં સુધી ભાગ્યશાળી શી રીતે રહી શકે ?

હાલના જુવાનો જૂના રિવાજો તોડવામાં મોટાઈ માને છે કારણ કે તે કામ સહેલું છે પણ નવું સારું જીવન કેમ ઘડવું એ સમજવામાં ખરી વિદ્વાની જરૂર છે. જુવાનોને પોતાના પ્રશ્નોના ખુલાસા જોઇએ છે પણ તે પ્રશ્નો સાચા છે કે નહિ તેની તપાસ થતી નથી. જૂનું બધું ખરાબ નથી અને નવું બધું સારું નથી, માટે સાચું સમજાવનાર મહાત્માની ખાસ જરૂર છે. ખરા સાધુઓ જિજ્ઞાસુઓનો આત્મભાવ જાગૃત કરે છે.

જેની પાસે સત્તા હોય, પૈસો હોય પણ તેનો સદુપયોગ કરતાં તેને ન આવડે તો તે તેના અનર્થનું કારણ બને છે. તેથી સત્તા અને પૈસા સાથે જવાબદારીનું ભાન થવું જોઇએ. તે માટે નીતિ જોઇએ અને નીતિ ટકાવવા માટે આત્મજ્ઞાન જોઇએ. સુધારાનો અંત લાવે એવો સુધારો હોય તો તે માત્ર આત્મજ્ઞાન છે; પણ જ્યારે અહંકાર ઊઠે છે ત્યારે આત્મજ્ઞાન અને આત્માનું સુખ જતું રહે છે. હાલની કેળવણીવાળા જડ વસ્તુ ઉપર પ્રેમ કરવામાં જીવતા માણસ ઉપર પ્રેમ કરવાનું ભૂલી ગયા છે. પશ્ચિમની વિદ્વાનો પાયો અને તેમની સમાજનો પાયો મજબૂત નથી. તેથી તેઓ બીકથી જીવે છે. તેઓ જેને સુધારો કહે છે તે એક પ્રકારનું જંગલીપણુ છે. જો અજ્ઞાનભાવે વિચાર કરવાની ટેવ પડી જાય તો દેહનો અધ્યાસ વધી જાય છે અને જ્ઞાનદૃષ્ટિએ વિચાર કરવાની ટેવ પડી જાય તો અનંત શક્તિ અને અખંડ આનંદ અનુભવમાં આવે છે. કેટલાક અજ્ઞાની માણસો બહારથી રાજા જેવા દેખાય છે પણ તે સ્ત્રી પાસે, સત્ય પાસે અને શરીર પાસે બકરી જેવા બની જાય છે.

જે જે મહાપુરુષોએ જગતમાં સારા ફેરફાર કર્યા છે તે બધા

ધાર્મિકવૃત્તિવાળા હતા. તે ઘણાને અથવા બધાને પોતાના માનતા હતા. ધર્મ વગરનો માણસ ખોટા સુખમાં પડે છે અને પશુ જેવો થઈ જાય છે. માણસનું જીવન ઘોડિયામાં શરૂ થતું નથી અને સ્મશાને પૂરું થતું નથી; પણ અજ્ઞાનથી શરૂ થાય છે અને જ્ઞાનથી સમાપ્ત થાય છે. સંસારના પ્રેમમાં ભાન રહેતું નથી અને ભટકવાનું રહે છે અને પ્રભુના પ્રેમમાં ભાન રહે છે અને ભટકવાનું રહેતું નથી. પતિ-પત્નીનો સંબંધ થોડો વખત રહે છે તોયે માણસ તે સંબંધ સાચો માની નિશ્ચય બાંધી લે છે. પણ જે ભગવાન હંમેશા સૌની પાસે છે તેનો સંબંધ સાચો માની તેઓ નિશ્ચય કરી શકતા નથી. ભગવાન આપણે ધારીએ છીએ એ કરતાં વધારે નજીક છે. હૃદય પવિત્ર થશે એટલે ભગવાનનાં દર્શન માટે રાહ જોવી પડશે નહિ. આપણે શું જોઈએ તેની તેને ખબર છે.

મૃગજળ જોવાનો આનંદ નષ્ટ થાય છે તેનો શોક જ્ઞાની પુરુષો કરતા નથી. ડાહ્યો માણસ બીજા માણસોને પસ્તાવામાં પડેલા જોઈ પોતે ખાડામાં પડતો નથી. આવા પુરુષો પહેલાં ઘણા પ્રમાણમાં હતા પણ હમણાં તેમની સંખ્યા ઓછી થઈ ગઈ છે. ખરું રાજ્ય તે જ કહેવાય કે જ્યાં ચોર ન હોય, કોઈ અસત્ય બોલે નહિ, કોઈ ભૂખે મરતો ન હોય, કોઈ દારુ પીતો ન હોય, જ્યાં વ્યભિચાર થતો ન હોય, જ્યાં અવિદ્વાન ન હોય અને કેળવણી એવા પ્રકારની હોય કે સૌ પોતાની ફરજને સમજી તે પ્રમાણે વર્તતા હોય. આવાં રાજ્યો પ્રાચીન કાળમાં હતા. હવે આવું જીવન સ્વપ્નામાં પણ ઘણાને દેખાતું નથી. હાલ ઘણે અંશે વેપારીઓ રાજા થઈ ગયા છે અને રાજાઓ વેપારી થઈ ગયા છે.

હાલની પ્રજાને કેટલાક મનના અને શરીરના રોગ માબાપ તરફથી પણ વારસામાં મળે છે. તેથી એકબીજાને મળતાં 'તબિયત કેમ છે?' એમ પહેલાં પ્રશ્ન કરે છે. શહેરોમાં થોડી ફુરસદ મળે તો પણ ઊંચા વિચારો મેળવવા અને ટકાવવાનું કામ મુશ્કેલ પડે છે. ગામડાંમાં જોઈએ તેવી કેળવણી નથી અને સાધુઓ પણ ઓછા થઈ ગયા છે. માણસોને સમાધિનું સુખ મળતું નથી. એનું કારણ

એ છે કે તેઓ તે ચાહતા નથી. પણ ચમત્કારો, સિદ્ધિઓ, પૈસો, સ્ત્રી, મોટાઈ વગેરે ચાહે છે. અવિદ્યાનો મહિમા એટલો વિચિત્ર છે કે એક ક્ષણમાં અનંત કલ્પના કરી બેસે છે અને વિદ્યાનો મહિમા એવો છે કે એક ક્ષણમાં તેનો નાશ થાય છે. એક ક્ષણમાં સ્વમની માફક જાગ્રતમાં પણ દીર્ઘ કાલનો ભ્રમ થાય છે. પણ જ્ઞાનથી તેનો બાધ થાય છે, તે બાબત પાંચમા પ્રકરણમાં સમજાવવામાં આવેલ છે.

જેમ બે દિવસ મારે પરણવું નથી તેમ આત્માનો ધર્મ એ બે દિવસનો ધર્મ નથી. માટે હંમેશાં સારા વિચારની ટેવ પાડવી જોઇએ. જે સારા વિચાર ટકી જાય છે તેની અસર આપણા જીવન ઉપર ઘણી થાય છે. પરમાત્મા સર્વવ્યાપક છે પણ જ્યાં ભક્તોનાં હૃદય તેને માટે તલસે છે ત્યાં તેનો અનુભવ પ્રત્યક્ષ રહે છે. સાધારણ માણસો ભગવાનને ચાહતા નથી પણ ભગવાનથી બીએ છે. જેઓ અંદર શાંતિ ભોગવી શકતા નથી તે લોકસેવાથી પણ થોડા વખતમાં કંટાળી જાય છે. અંદર શાંતિ હોય તો સેવા વખતે જ સેવાનું ફળ મળે છે. સામાન્ય રીતે જે સેવા કરવાથી લોકો વખાણ કરે તેવી સેવા કરવાનું મન થાય છે. પણ જેને એમ લાગે છે કે સંસારમાં સાચું સુખ નથી તે સંસારનાં સુખ વધારવા માટે સેવા કરશે નહિ. જો લોકસેવામાં એક વાર અહંકાર આવશે તો બીજી વાર પણ તેવી દશા થશે. અર્થ અને કામનું સુખ જુદા પ્રકારનું છે અને એક અખંડ બ્રહ્મનું સુખ પણ જુદા પ્રકારનું છે. જેવું સુખ જેને જોઈતું હોય તેણે તે પ્રકારે જીવન કરવું પડશે. તે માટે કેવો પુરુષાર્થ કરવો તેની વિગત બીજા પ્રકરણમાં આપવામાં આવેલ છે.

એક વખત અમારે મોરબીથી વાંકાનેર મુસાફરી કરવાનો વખત આવ્યો હતો. તે વખતે થર્ડ ક્લાસમાં અમારી બાજુમાં એક માણસ "આર્યોના સંસ્કાર"ની બીજી આવૃત્તિ વાંચતો હતો. તે વાંચવામાં તેનું ચિત્ત એવું તલ્લીન થઈ ગયું હતું કે વાંકાનેર સ્ટેશન આવવાને ફક્ત દશ મિનિટ બાકી હતી ત્યારે તેણે અમને કહ્યું કે, "તમે આ પુસ્તક ન વાંચ્યું હોય તો તમારે વાંચવા જેવું છે. મેં આ પુસ્તકની

આઠદસ નકલો ખરીદ કરી મારા મિત્રોને ભેટ આપી છે." અમારા મનમાં પહેલાં એમ આવ્યું કે તેનો જવાબ દેવામાં અભિમાન જેવું લાગશે પણ છેવટે જવાબ દેવાની હિંમત આવી અને કહેવું પડ્યું કે, "આ પુસ્તક મેં લખેલ છે." એ જવાબ સાંભળી તે ઉતારુ વાંકાનેર સ્ટેશને ઊતરી અમારી સાથે વધારે વાતચીત કરવા ગામમાં સાથે આવેલ હતા. એવો એક પ્રસંગ "તું કોણ?"ના પુસ્તક સંબંધમાં પણ બન્યો હતો. તે સંબંધમાં પણ એક વકીલે અમને કહ્યું હતું કે, "તમારે એ પુસ્તક વાંચવા જેવું છે." તે પુસ્તકની ત્રીજી આવૃત્તિ થોડા વખતમાં 'સસ્તું સાહિત્ય' તરફથી પ્રસિદ્ધ થશે.

આ નાના પુસ્તકમાં મનુષ્યના જીવનની બધી મુશ્કેલીઓ કેવી રીતે દૂર થઈ શકે તે બતાવી શકાય તેમ નથી; અને બતાવી શકાય તોપણ બધા માણસને એક જ પ્રકારનું જીવન ગમતું નથી. માણસના સ્વભાવની રચના એવી વિચિત્ર પ્રકારની છે કે બધા માણસને બધી રીતે સંતોષ આપી શકાતો નથી. આવા સંજોગોમાં એક નાના પુસ્તકનો લેખક શું કરી શકે? અને કેટલી આશા રાખી શકે? આ પુસ્તકનો કેટલોક ભાગ અંદરની પ્રેરણાથી સહજ લખાયો છે. અંદરથી સહજ ઉત્પન્ન થતા વિચારો સૂચનારૂપ હોય છે, પણ એ સૂચનામાં નવા અર્થ સમાયેલ હોય છે. જો વાંચનાર તે અર્થ પકડી શકશે, તેને આમાંથી નવું જાણવાનું મળશે.

કર્મયોગનો વિશાળ અર્થ કરવો જોઈએ. શરીરનાં કર્મ, પ્રાણનાં કર્મ, મનનાં કર્મ અને આત્માનાં કર્મ, એ બધાં કર્મ છે. તે એક જ શક્તિથી ચાલે છે, પણ માણસની વિચારશક્તિ તે રચના સમજી શકતી નથી. તેનું કારણ એ છે કે, માણસને જેવું જગત દેખાય છે તેવું જ ભગવાને રચેલ નથી. તેથી સત્યદૃષ્ટિ પ્રાપ્ત કરી આપવી એ હિંદની વિદ્યાકળાનો મહિમા છે, આર્યોના સંસ્કારનું ફળ છે.

આ પુસ્તકમાં પહેલા પ્રકરણમાં યુરોપની અને અહીંની વિદ્યાકળાની તુલના કરી છે. વળી કેટલાક માણસો પ્રારબ્ધ ઉપર આધાર રાખે છે અને કેટલાક પુરુષાર્થ ઉપર આધાર રાખે છે; તેથી બીજા પ્રકરણમાં પુરુષાર્થનો વિચાર કરેલ છે. યુરોપની વિદ્યાકળાની અસર-

થી અહીંની સમાજમાં કેટલીક અવ્યવસ્થા ઉત્પન્ન થઈ છે, તેમાં સાચો રસ્તો માણસ શોધી શકે તેટલા માટે ત્રીજા પ્રકરણમાં સમાજ-વ્યવસ્થા વિષે લખેલ છે. ચોથા પ્રકરણમાં સ્વરાજ્યનો વિચાર વ્યાવહારિક અને પારમાર્થિક દષ્ટિથી કરેલ છે. કારણ કે તે બાબતમાં ઘણા વિદ્વાનોની બુદ્ધિ પણ ગોટે ચડે છે. હિંદનો મુખ્ય પુરુષાર્થ 'મોક્ષ'પ્રાપ્તિનો હોવાથી પાંચમા પ્રકરણમાં તે વિષે થોડા વિચાર આપેલા છે. મોક્ષપ્રકરણમાં ધર્મ અને સાયન્સની એકતા કરી છે; એટલું જ નહિ પણ ઉત્ક્રાન્તિવાદ(ઈવોલ્યુશન)ની ભૂલો બતાવી, આત્મજ્ઞાનમાં સાપેક્ષવાદ(રીલેટિવિટી)ની નવી શોધનો ઉપયોગ સમજાવેલ છે.

આ પુસ્તકની બીજી આવૃત્તિ લગભગ ૧૪ વર્ષ પહેલાં પ્રસિદ્ધ થઈ હતી. બીજી આવૃત્તિ પ્રસિદ્ધ થયા પછી અમે સંન્યાસ આશ્રમમાં પ્રવેશ કરેલ છે. અમારા જીવનમાં ચારે આશ્રમનો અનુભવ થવાથી એ બધા આશ્રમના લાભ લેવાનો પ્રસંગ મળેલ છે. તેથી જો કે "આર્યોના સંસ્કાર"ની બીજી આવૃત્તિમાં જણાવેલ મુખ્ય મુદ્દાની બાબતોમાં ખાસ ફેરફાર કરવાની જરૂર લાગી નથી છતાં કેટલીક બાબતો વધારે સ્પષ્ટ કરવા માટે કેટલુંક લખાણ વધારે દાખલ કરેલ છે અને છેલ્લું પ્રકરણ તથા પરિશિષ્ટ વધારે મૂકેલ છે.

જેને તત્ત્વજ્ઞાન ઉપર રુચિ છે તેનું મન અને તેના હાથ નવરા રહી શકતા નથી. તેથી ગયાં ૧૪ વર્ષમાં પાંચ–છ નવાં પુસ્તકો પણ લખીને ગુજરાતી પ્રજા પાસે મૂકી શકાયાં છે.

ભગવાનની કૃપા હશે તો હજુ પણ "હું કોણ?" ના પુસ્તકની બીજી આવૃત્તિ સાપેક્ષવાદના નવા સિદ્ધાંત સહિત પ્રસિદ્ધ કરી જાહેરમાં મૂકવાનો વિચાર છે.

છોટાઉદેપુર
જ્ઞાનસાધનઆશ્રમ
જન્માષ્ટમી, સં. ૧૯૯૯

**સ્વામી માધવતીર્થ**

# અનુક્રમણિકા



# શુદ્ધિપત્ર

| પૃષ્ઠ | પંક્તિ | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૭૯ | ૨૧ | સ્વભવ | સ્વભાવ |
| ૧૩૧ | ૨૫ | ૨ સએના | રસ એના |
| ૧૩૯ | ૮ | થ ય | થાય |
| ૧૯૦ | ૧૪ | વાણિયના | વાણિયાના |
| ૧૯૭ | ૧૯ | લાભ | લોભ |
| ૨૧૩ | ૧૭ | નેટલાક | કેટલાક |
| ૨૧૫ | મથાળે | વરાજ્ય | સ્વરાજ્ય |
| ૨૨૬ | ૧૫ | ત્યારે | જ્યારે |
| ૨૫૩ | ૫ | તૈત્તરીય | તૈત્તિરીય |
| ૨૭૧ | ૧૯ | પેતાને | પોતાને |

# આર્યોના સંસ્કાર
## અથવા હિંદની વિદ્યાકળા

### ૧ : વિદ્યાકળાની તુલના

હિંદની ઉન્નતિ શી રીતે થાય ? એ પ્રશ્ન ઘણો ચર્ચાય છે. તેના સંતોષકારક ઉત્તર માટે " ઉન્નતિ " એટલે શું એ વિષે ચોક્કસ નિર્ણય થવો જોઈએ.

આ પૃથ્વી ઉપર જે પ્રવૃત્તિમય જીવન આજે સારું મનાય છે, તે એક વખત સારું મનાતું નહોતું; અને એક વખત નિવૃત્તિમય જીવન સારું મનાતું હતું તે આજે સારું મનાતું નથી.

અને આજની દૃષ્ટિથી જે જીવન સારું મનાય તે પ્રમાણે સુધારા કરીએ તે ભવિષ્યના જીવનવિકાસમાં કદાચ વિઘ્નરૂપ થાય. તેથી જીવન સુધારવામાં કેવી વિદ્યા, કેવી કળા ઉપયોગી થાય તે માટે સૂક્ષ્મ વિચારની જરૂર છે.

પહેલાં જે નિવૃત્તિમય જીવન સારું મનાતું હતું તે; કારણ સુખ મેળવવાનું હતું અને હાલ જે પ્રવૃત્તિમય જીવન સારું મનાય છે, તેનું કારણ પણ તે માર્ગે સુખ મેળવવામાં રહેલ છે; અને વળી મનુષ્યજીવનમાં વારંવાર જે સુધારા થાય છે તે પણ સુખ મેળવવા માટે થાય છે; છતાં એમ ન કહી શકાય કે, માણસજાતને સુખ મળ્યું છે અને એમ પણ ન કહી શકાય કે, સુખ મળ્યું નથી. કોઈ સુખ એવું હોય છે કે જેનો લાભ કોઈ દેશમાં કોઈ વખતે ઘણા માણસને મળે છે અને કોઈ દેશમાં કોઈ વખતે થોડા માણસને મળે છે. તેનું કારણ તે તે દેશના અને તે તે કાળના માણસોના સંસ્કાર ઉપર રહેલું હોય છે.

દરેક દેશમાં વિદ્વાનો અને તત્ત્વચિંતકો જીવન સુધારવા માટે નવા રસ્તા બતાવી શકે છે. તેઓ માણસના સ્વભાવમાં રહેલ ગુણદોષની પરીક્ષા સારી રીતે કરી શકે છે. જે મૌનવૃત્તિ રાખી મનન કરતા તે મુનિ કહેવાતા અને સત્ય જોઈ શકતા તે ઋષિ કહેવાતા. અરણ્યમાં પર્ણકુટિ બાંધી રહેવાથી અથવા ગુફાઓમાં રહેવાથી અને લાંબી દાઢી રાખવાથી જ મુનિ કે ઋષિ થઈ શકાતું નથી. તેટલી ક્રિયાથી જ ઋષિ કે મુનિ થવાતું હોય તો તે કામ સહેલું છે. પણ સત્યદ્રષ્ટા થવું સહેલું નથી. વ્યવસાયવાળી બુદ્ધિને સમાધિ પ્રાપ્ત થતી નથી. સમાધિ વિના સંયમ નથી ને સંયમ વિના સત્યનું જ્ઞાન થતું નથી

હાલ પશ્ચિમની અને પૂર્વની વિદ્યાકળામાં બહુ સેળભેળ થઈ ગઈ છે. તેથી હિંદના ઉદ્ધારના પ્રશ્નમાં બન્ને પ્રકારની વિદ્યાકળાની તુલના કરવી જોઈએ. કોઈ કહે છે કે, હિંદ બહુ પડતી

દશામાં છે અને એ વાત જે લોકો સ્વતંત્ર વિચાર કરી શકતા નથી તે તરત માની લે છે. પણ પડતી કોને કહેવી, ચડતી કોને કહેવી, જુદા જુદા ટીકાકારો કેવી કેવી દૃષ્ટિથી વાત કરે છે, તેમાં કેટલી સાચી છે, કેટલી ખોટી છે, તે માટે સ્વતંત્ર વિચાર કરવો જોઇએ અને સાચું પ્રમાણ લઇને વિચાર કરવો જોઇએ.

મુંડક ઉપનિષદમાં એક એવી કથા છે કે, દેવોમાં પહેલાં બ્રહ્મા ઉત્પન્ન થયા. તેમણે સર્વ વિદ્યામાં ઉત્તમ એવી બ્રહ્મ-વિદ્યા પોતાના મોટા પુત્ર અથર્વને સંભળાવી. અથર્વે અંગિરને આપી. અંગિરે ભારદ્વાજને અને ભારદ્વાજે અંગિ-રસને આપી. અંગિરસ ઋષિ પાસે શૌનક મુનિ ગયા અને તેમને શિષ્યવૃત્તિથી પૂછ્યું કે, 'હે ભગવન્! શું જાણવાથી આ સર્વ જાણ્યું એમ લાગે?' અંગિરસે જવાબ આપ્યો કે, 'બે વિદ્યા જાણવા લાયક છે; એક પરા અને બીજી અપરા. ઋગ્વેદ, યજુર્વેદ, સામવેદ, અથર્વવેદ, શિક્ષા, કલ્પ, વ્યા-કરણ, નિરુક્ત, છંદ, જ્યોતિષ વગેરેનો 'અપરા' વિદ્યામાં સમા-વેશ થાય છે અને બીજી 'પરા' વિદ્યા કે જેથી અક્ષરનું જ્ઞાન થાય છે. અક્ષર તે જ કે જે આંખોથી જોઈ શકાતું નથી, હાથથી પકડી શકાતું નથી, જેને ગોત્ર નથી, જેને આપણા જેવી આંખો નથી, કાન નથી, હાથ નથી, પગ નથી; છતાં જે નિત્ય છે, વિશાળ છે, સર્વમાં વ્યાપક છે, સૂક્ષ્મ છે, અમર છે. તેમાંથી પ્રાણીમાત્ર ઉત્પન્ન થયા છે એમ ધીર પુરુષો સમજે છે. જેમ કીડો પોતાની લાળ ઉત્પન્ન કરે છે અને વીંટાળી લે છે, જેમ પૃથ્વીમાં ઔષધિઓ ઉત્પન્ન થાય છે, જેમ પુરુષમાં વાળ, નખ વગેરે ઉત્પન્ન થાય છે, તેમ તે અક્ષરથી

આ વિશ્વ ઉત્પન્ન થયું છે.

'તે અક્ષરનું જેથી જ્ઞાન મળે તે પરાવિદ્યા. તે એકનું જ્ઞાન થાય તો સર્વનું જ્ઞાન થાય; ન જાણ્યું એવું કાંઈ રહે નહિ. તે એક વસ્તુ જાણવાથી હૃદયની ગ્રંથિ ભેદાય છે, સંશય છેદાય છે, કર્મનો ક્ષય થાય છે. તેને સૂર્ય પ્રકાશ આપી શકતો નથી; ચંદ્ર, તારા, વીજળી પણ પ્રકાશ આપી શકતાં નથી તો અગ્નિની શી શક્તિ ? કારણ તેમાંથી જ તે સર્વને પ્રકાશ મળે છે.'

કથાનો ભાગ છોડી દઈએ અને ઉપદેશ તરફ જોઈએ તો જણાશે કે, એક વસ્તુના જ્ઞાનથી સર્વ વસ્તુનું જ્ઞાન થાય એવી વિદ્યા છે એમ નિશ્ચયપૂર્વક કહેવું એ સાધારણ માણસનું કામ નથી. જૈન દર્શનમાં આ ભાવને દ્રવ્યાર્થી નય કહે છે.

જેની પાસે 'અપરા' વિદ્યા હોય તે 'અપરા' આપી શકે. જેની પાસે 'પરા' હોય તે 'પરા' આપી શકે. જે 'અપરા' લેવાને લાયક હોય તે 'અપરા' લઈ શકે. જે 'પરા' લેવાને લાયક હોય તેને 'પરા' મળે છે. જેવી વિદ્યા તેવી કળા. જેવી કેળવણી તેવું જીવન. અંગ્રેજી કેળવણીથી તૈયાર થયેલ અહીંની પ્રજા નાનાં લંડન ઉત્પન્ન કરી શકે છે, પણ એક વસ્તુના જ્ઞાનથી સર્વ વસ્તુનું જ્ઞાન થાય એવી વિદ્યા અંગ્રેજી સંસ્કૃતિમાં દેખાતી નથી. અહીંની કેળવણીમાં હાલ બહુ સેળભેળ થયેલ છે. ઘણાં વર્ષ સુધી કેળવણી ખાતું અંગ્રેજ સરકારના હાથમાં રહ્યું અને પોતાને જે કેળવણી યોગ્ય લાગી તે કેળવણી તેણે આપી. તેના લાભ માટે આપણે જે શીખવું જોઈએ તે શીખવ્યું. તેનો લખેલ હિંદનો ઇતિ-

હાસ ભણ્યા અને તેની આપેલ દૃષ્ટિએ હવે હિંદના ઉદ્ધારનો પ્રશ્ન વિચારાવા લાગ્યો છે.

અંગ્રેજી વિદ્યામાં જેટલું તત્ત્વ મનબુદ્ધિને સમજાય, આંખથી દેખાય, કાનથી સંભળાય, નાકથી સૂંઘાય, ચામડીથી સ્પર્શ થાય, જેનો સ્વાદ જીભથી જાણી શકાય, તેટલું જ સાચું મનાય છે. એક વસ્તુના જ્ઞાનથી સર્વ વસ્તુનું જ્ઞાન થાય એ તેના વ્યવહારમાં કલ્પનામાત્ર છે. યુરોપની વિદ્યાકળાના સંસ્કાર આપણામાં એટલા બધા દાખલ થઈ ગયા છે કે આપણે યુરોપિયનના જેવી વિદ્યા અને કળા દાખલ કરીએ તો જ જગતમાં સંસ્કારી દેશ તરીકે ઓળખાઈ શકીએ, એમ ઘણાને લાગે છે.

પશ્ચિમની વિદ્યાકળાની દૃષ્ટિએ આપણે હજુ જંગલી દેશમાં છીએ અને તેના જેવા નહિ થઈએ ત્યાં સુધી જંગલી જ રહેવાના એમ મનાય છે. તેથી ત્યાંની અને આપણી વિદ્યાકળાની તુલના કરવી જોઈએ. યુરોપને વ્યાવહારિક સત્ય જોઈએ છીએ. જે સત્ય, જે ધર્મ વ્યવહારમાં કામ લાગે, જેનાથી ધન વધે, વેપાર વધે, શરીર સારું રહે, ચોખ્ખાં ઘર રખાય, ઉત્તમ કપડાં પહેરાય, વહાણો લઈ પરદેશ જવાય, જ્યાં નવા સંઘ બંધાય ને નવા દેશો જિતાય તેવો ધર્મ યુરોપને જોઈએ છીએ. આ ધર્મની દૃષ્ટિએ હિંદુસ્થાન હાલ પાછળ કહી શકાય; કારણ કે હિંદને કોઈ દેશ જીતવાની ઇચ્છા થઈ નથી. વળી યુરોપની દૃષ્ટિએ હિંદના ભગવાં વસ્ત્રધારી સાધુઓ વિચિત્ર રૂપે જેવામાં આવે છે; તેઓ એમ માને છે કે, શરીરે ભસ્મ ચોળી, આખો દિવસ ગાંજો પી, ગંગાજીને કાંઠે પગ ઉપર પગ ચઢાવી બેઠા રહેવાથી દેશને શો ફાયદો છે? જેની વિદ્યાએ પોતાને પરાધીન

કર્યો, જેમાં શરીર નબળાં, મન નબળાં, જેમાં પ્રજા પરતંત્ર, જેમાં વર્તમાન જીવન તુચ્છ ગણવામાં આવે, જેમાં પરલોકના વિચાર ઉપર ભાર દેવામાં આવે, તે દેશની ઉન્નતિ ક્યારે થાય? જૂઠા સાધુઓનો જૂઠો સંગ, જૂઠી રૂઢિના જૂઠા અપવાસ, મનુષ્યજીવનને ક્ષણિક માની સુધારવું નહિ, પોતાના જ મોક્ષની ઇચ્છા કરવી, બીજાને તેથી કેટલું નુકસાન થાય છે તેની દરકાર કરવી નહિ; કુટુંબની, દેશની શી દશા થવા લાગી છે તેનો વિચાર ન કરવો; શરીર, પ્રાણ, મન વગેરે જે સુખનાં સાધન છે તેને માયા માનવી, તેનું સુખ ન લેવું, એવા જેમાં સંસ્કાર પડ્યા છે, તે દેશની ઉન્નતિ ક્યારે થાય? આગળ જંગલી હતા અને હજુ જંગલી જ રહ્યા. અંગ્રેજો માને છે કે, જેમાં નેપોલિયન કે નેલ્સન જેવા પુરુષો પાક્યા નહિ, જ્યાં મૂર્તિઓ પણ એવી બનાવી છે કે કોઈને ચાર હાથ તો કોઈને છ હાથ અથવા અર્ધું શરીર માણસનું અને અર્ધું પશુનું; જ્યાં વારંવાર પરદેશી પ્રજાના હુમલા આવ્યા કરે, જ્યાંનું રાજ્યબંધારણ પાકું થઈ ન શક્યું, હિંદ એક દેશ છે એવો ભાવ જ્યાં પહેલેથી ઉત્પન્ન થયો જ નહિ, જ્યાંના સમાજના રિવાજો કઢંગા, ત્યાંની વિદ્યાકળાનો શો વિચાર કરવો? આવી વિદ્યાકળા શા કામની?

એક અમેરિકન બાઈ મિસ મેયોએ પોતાના 'હિંદમાતા'ના પુસ્તકમાં લખેલ છે કે, જ્યાં બાળલગ્નના પ્રચારથી પ્રજા શક્તિહીન થયેલ છે, જ્યાં પહેલી સુવાવડે અનેક સ્ત્રીઓ મરે છે, જ્યાં સુવાવડની માવજત પણ જંગલી રીતે થાય છે, જ્યાં પતિને પરમેશ્વરરૂપે મનાય છે, જ્યાં સતી થઈ બળી મરવાનો ચાલ પણ અંગ્રેજોએ જ નાબૂદ કર્યો,

જ્યાં કૉલેજોમાંથી પાસ થઈ આવેલા વિદ્યાર્થીઓ કહે છે કે, 'મને નોકરી આપો અથવા મોત આપો,' જ્યાં સાસુ વહુ ઉપર જુલમ ગુજારતી હોય અને તે જ વહુ સાસુ થયા પછી તેવો જ જુલમ ચાલુ રાખતી હોય, જ્યાં વિધવાઓ અનેક પ્રકારે દુરાચાર કરી આપઘાત કરે છે અને બાળહત્યા કરે છે, જ્યાં વિધવાઓ ફરીથી પરણી ન શકે અને તેના તરફ સૌ તિરસ્કારથી જુએ, જ્યાં અનેક સ્ત્રીઓ પડદામાં જીવન ગાળે છે અને દુનિયાનું સૌંદર્ય પણ જોઈ શકતી નથી, જ્યાં કન્યાઓ જન્મે ત્યારથી અપશુકન મનાય અને તે પૂરી કેળવણી પામે નહિ, જ્યાં બ્રાહ્મણો ખોટાં શાસ્ત્રોના ખોટા અર્થ કરી લોકોને છેતરે, જ્યાં શૂદ્રોથી એક કૂવે પાણી પણ ન ભરાય, તેને અડાય નહિ, જ્યાં કેળવાયેલા માણસો ગરીબ માણસની દરકાર કરતા નથી, જ્યાં અનેક ભાષાઓ, નાતજાતના અનેક ભેદ, જ્યાં મોટી વસ્તી અજ્ઞાન ખેડૂતવર્ગની, જ્યાં પશુઓની પૂરી સંભાળ લેવાતી નથી;જ્યાં હિંદુમુસલમાન સંપથી રહી શકે નહિ, જ્યાં શહેરોની ગલીઓ ગંદી અને ગામડાનાં માટીનાં ઘરો ભાગ્યે જ સ્વચ્છ દેખાય, જ્યાં આવી ગંદી રહેણીકરણીથી અનેક રોગ ફેલાય, જે દેશ પૃથ્વીની મોટી મનુષ્યજાતિથી ભરેલો છે, તે આવી દશામાં રહે તો આખી પૃથ્વીનાં માણસોને મોટા ભયરૂપ છે. તે દેશ બીજાને પણ બગાડશે અને ન સુધરે તો જલદી મરે તે વધારે સારું છે.' હિંદની સંસ્કૃતિ ઉપર આવા અનેક આક્ષેપો બીજા દેશના લોકો મૂકે છે.

અંગ્રેજી કેળવણીથી તૈયાર થયેલ જુવાનોને આ પ્રશ્નો-

ના ઉત્તર જોઇએ છીએ. આનો ઉત્તર સંતોષકારક મળે તો જ હિંદની વિદ્યાકળા ઉપર તેમને ભાવ બેસે તેમ છે. આ પ્રશ્નો-ના સંતોષકારક ખુલાસા આપી શકાય તેમ છે, પણ તે પહેલાં આપણા કેળવાયેલ જુવાનોએ નિષ્પક્ષપાત રીતે બન્ને વિદ્યા-કળાની તુલના કરવી જોઇએ.

પહેલાં તો એ સમજવું જરૂરનું છે કે, યુરોપમાં અર્થ અને કામ એ બે જ પુરુષાર્થ મનાય છે. ધર્મ પણ સામાન્ય રીતે જેટલો અર્થમાં કામ આવે તેટલો જ ઉપયોગી માનવા-માં આવે છે. હિંદુસ્થાનમાં ધર્મ, અર્થ, કામ અને મોક્ષ, એ ચાર પુરુષાર્થ મનાય છે. વર્તમાનકાળમાં અર્થ અને કામ એ બે પુરુષાર્થમાં યુરોપ આગળ વધ્યું છે.

તે ઉપરાંત યુરોપના માણસોના જીવનની સરેરાશ ઉંમર ૫૦ વર્ષની આવે છે. તેટલા વખતમાં ત્યાં બે પુરુષાર્થ પૂરા કરવાના રહ્યા. હિંદમાં સરેરાશ ઉંમર ૩૦ વર્ષની આવે છે અને તેટલા વખતમાં અહીં ચાર પુરુષાર્થ પૂરા કરવા પડે છે.

ઉપર બતાવેલ હિંદની કેટલીક ખામીઓ સાચી છે અને સુધારવા લાયક છે. મનુષ્યના ટૂંકા જીવનમાં ધર્મ, અર્થ, કામ અને મોક્ષ, એ ચાર પુરુષાર્થ સિદ્ધ થાય એવી સમાજ-વ્યવસ્થા, રાજ્યવ્યવસ્થા અને ધર્મવ્યવસ્થા કરવાનું કામ સહેલું નથી. યુરોપની પેઠે બે જ પુરુષાર્થ અહીં હોત—એટલે અર્થ અને કામમાં જ મનુષ્યજીવનનું સાર્થક થતું હોત તો તેવી વ્યવસ્થા આ દેશમાં થઈ હોત; પણ ચાર પુરુષાર્થ મનુષ્યના ટૂંકા જીવનમાં સિદ્ધ કરવા એ કામ ઘણું મુશ્કેલ છે. વળી વિદ્યા અને કળાનો સ્વભાવ ઘણી વખત વિરુદ્ધ રહે છે.

જ્યારે આત્મજ્ઞાન તરફ વધારે લક્ષ રહે છે ત્યારે બહારના જીવનનો વિકાસ મંદ રહે છે; અને જ્યારે બહારના જીવનમાં રસ રહે છે ત્યારે આત્મજ્ઞાન મંદ રહે છે. આવી રચનામાં વિદ્યા અને કળા બન્ને સારાં રાખવાં એટલે કે અંદરનું અને બહારનું જીવન બન્ને બરાબર રાખવાં અને બે પુરુષાર્થથી તૈયાર થયેલ યુરોપની પ્રજાના હુમલાની સામે થવું એ કામ સહેલું નથી.

હાલના વખતમાં જે દેશ પૈસાદાર હોય તે સુધરેલો મનાય છે. પૈસો બીજા દેશોને લૂંટીને ભેગો કર્યો હોય તોપણ બધા ગુણ સોનામાં સમાઈ જાય છે. પૈસો મેળવવો તે એક પુરુષાર્થ છે, પણ તેટલામાં જ મનુષ્યજીવન સમાપ્ત કરવું હોય તો બીજા પ્રકારનું જંગલીપણું ઉત્પન્ન થયા વગર રહેશે નહિ. એવી રીતે કેળવાયેલ પ્રજા અધર્મથી પૈસો પેદા કરે છે, આખી પૃથ્વીને ભયરૂપ થાય છે અને માણસના ઉત્તમ સ્વભાવને વિકાસ પામવાને વખત આપતી નથી.

યુરોપના હૃદયને પૂછો. તેણે જે પુરુષાર્થ કર્યો છે તેનાથી તેને સંતોષ થયેલ છે? અથવા તેના પુરુષાર્થમાં કાંઈ ખામી છે? અથવા તેને કોઈ નવો પુરુષાર્થ કરવાની જરૂર લાગે છે? તેના મજૂરોનાં જીવન જુઓ, સ્ત્રીઓનાં જીવન જુઓ, કારભારીઓનાં કારસ્તાન જુઓ. ત્યાં રાજ્યતંત્ર પણ એવું બનાવ્યું કે ઑસ્ટ્રિયાના કુંવરનું સર્વિયામાં ખૂન થાય તેમાં ઇંગ્લૅંડ, જર્મની અને બધા દેશો ભયંકર લડાઇ જાહેર કરે, અને તેમાં કરોડો માણસનો જીવ જાય. હાલ પણ ૨૫ વર્ષને અંતરે ફક્ત ડાન્ઝીક બંદર લેવાના નાના

નિમિત્તે આખી પૃથ્વી ઉપર ફરીથી લડાઈ ફાટી નીકળી છે. તે એમ બતાવે છે કે ઉપાદાન કારણરૂપે બધા દેશોની પ્રજામાં ઘણાં રાગદ્વેષ રહેલ છે અને તેને જરાક પણ નિમિત્ત મળે છે કે તરત તે ભયંકર રૂપમાં પ્રગટ થાય છે. આ કયા પ્રકારની વિદ્યાકળા અને કેવો પુરુષાર્થ? મનુષ્યજીવનનું આમાં શું કલ્યાણ? આ પુરુષાર્થની અને તેના પરિણામની હિંદને ખબર હતી જે વખતે યુરોપ જંગલી દશામાં હતું અને જે વખતે ત્યાં એક પણ પુરુષાર્થ ન હતો, તે વખતે હિંદમાં ચાર પુરુષાર્થ જીવતા હતા અને ચારમાં મોક્ષ જ ખરો પુરુષાર્થ છે એમ ડાહ્યા માણસોએ નક્કી કર્યું હતું. સમાજવ્યવસ્થા અને રાજ્યવ્યવસ્થા પણ એ હેતુથી જ કરી હતી. તેથી જ ધર્મથી અર્થ અને કામ સિદ્ધ કરવા માટે ધર્મને હંમેશ આગળ રાખવામાં આવેલો હતો. તે વખતે જો અર્થ અને કામ મુખ્ય પુરુષાર્થ તરીકે મનાયા હોત તો કદાચ હિંદનું લશ્કર ઈંગ્લૅંડ કબજે કરી આવ્યું હોત. પણ બધા પુરુષાર્થની તુલનામાં અર્થ અને કામ હલકા માલૂમ પડ્યા હતા. તેથી જ જ્ઞાતિની વ્યવસ્થામાં પહેલા બ્રાહ્મણ, પછી ક્ષત્રિય, પછી વૈશ્ય અને શૂદ્ર, એમ પુરુષાર્થ પ્રમાણે ભાગ પડ્યા. મોક્ષ નામનો ઉત્તમ પુરુષાર્થ સાધતા તેને બ્રાહ્મણ કહેતા, બીજાનું રક્ષણ કરનાર રજોગુણી સ્વભાવવાળાને ક્ષત્રિય કહેતા; અર્થ સાધતા તેને વૈશ્ય કહેતા અને શરીરની સેવાને ધર્મ માનતા તેને શૂદ્ર કહેતા. ઈંગ્લૅંડમાં અર્થશાસ્ત્રમાં કુશળ હોય તેને ઉત્તમ પદવી અપાય છે. તેની અને આપણી વિદ્યાકળા જુદી દિશામાં વહી છે.

પણ વર્તમાનકાળમાં તો વિદ્યાકળામાં એટલી ભેળસેળ થઈ ગઈ છે કે સાચું જીવન કોને કહેવું તે સમજવું જ મુશ્કેલ થઈ પડયું છે.

કયું જીવન સાચું, કઈ વિદ્યા સારી; એ સમજવા પહેલાં માણસનો સ્વભાવ સમજવાની પહેલી જરૂર છે. માણસના સ્વભાવમાં કુદરતી વાસના રહેલી હોય છે; તેની તૃપ્તિ માટે સ્ત્રી, પુત્ર વગેરેની જરૂર છે અને તે માટે 'કામ' નામનો પુરુષાર્થ સાધવાની કુદરતી વૃત્તિ હોય છે; એટલે પથ્થર જેવું આળસુ જીવન ગાળવા કરતાં કુટુંબનું સુખ ભોગવી ચંચળ જીવન કરવું એ વધારે સારું છે. બીજું તે જીવન સુખકારક થાય તેટલા માટે અર્થ એટલે ધનપ્રાપ્તિની પણ માણસને જરૂર રહે છે; તેથી તે પુરુષાર્થ પણ જરૂરનો છે. તેથી આંખ, કાન, જીભ, નાક વગેરે ઇન્દ્રિયોને સંતોષ આપી શકાય છે. પણ શરીર અને ઇન્દ્રિયો કરતાં માણસને માટે એક મોટું સુખકારક સાધન મન છે અને તેના સંતોષ માટે 'ધર્મ' નામનો ત્રીજો પુરુષાર્થ કરવાની જરૂર છે. બીજા પ્રત્યે પોતાની ફરજ બજાવવી, ચિત્તશુદ્ધિ કરવી, બીજાનું કલ્યાણ કરવું વગેરે સારા ભાવથી મનને સંતોષ થાય છે. તે સુખ, કામ અને અર્થથી વધારે સારું છે, એમ ધાર્મિક મનુષ્યને લાગે છે. તેથી ધર્મથી અર્થ અને કામ સિદ્ધ થાય એવી વિદ્યા આ દેશમાં આગળના વખતમાં આપવામાં આવી હતી.

આ ત્રણ પુરુષાર્થનાં ફળ–શરીર, પ્રાણ અને મનને સુખ આપે છે પણ તે સુખ કાયમ રહેતું નથી; તેથી તે ઉપરાંત કોઈ સારો પુરુષાર્થ હોવો જોઇએ. મનુષ્યની અંદર

મન ઉપરાંત તેનો આત્મા છે. તે સુખસ્વરૂપ છે, આનંદમય છે, અમર છે. તેનું સુખ નિરપેક્ષ છે, સ્વતંત્ર છે, અખૂટ છે. જ્યાં સુધી તે ન મળે ત્યાં સુધી પહેલા ત્રણ પુરુષાર્થનું ફળ પણ દુઃખરૂપ મનાય છે; તેથી મોક્ષ નામના ચોથા પુરુષાર્થની જરૂર પડી. તે મેળવવાની મનુષ્યની પહેલી ફરજ છે, એમ નક્કી થયું. યુરોપની દૃષ્ટિએ મોક્ષ માટે પુરુષાર્થ કરવો એ આળસુ માણસનું કામ છે. હિંદની દૃષ્ટિએ તે ઉત્તમમાં ઉત્તમ પુરુષાર્થ છે. મોક્ષ એટલે નવું વિશાળ જીવન, નવું વિશાળ જ્ઞાન, નવી શક્તિ, નિત્ય અખૂટ આનંદ. તે મનુષ્યની અંદર છે. તે જીવન પ્રાપ્ત કરવું એ દરેક મનુષ્યની ફરજ છે. ચક્રવર્તી રાજા અશોકે ધર્મ, અર્થ અને કામ, એ ત્રણે પુરુષાર્થ કરી તેની તુલના કરી ત્યારે રાજ્યસુખ તુચ્છ લાગ્યું અને તેથી તેણે મોક્ષ માટે પુરુષાર્થ શરૂ કર્યો. અર્થપ્રાપ્તિ અને કામતૃપ્તિમાં જેટલી બુદ્ધિ, જેટલી હિંમત, સાહસ વગેરે જોઈએ છીએ તે કરતાં ધર્મવૃત્તિ અને મોક્ષસિદ્ધિમાં વધારે બુદ્ધિ, વધારે હિંમત અને વધારે સાહસ જોઈએ છીએ. અને જે દેશ આવો ઉત્તમ પુરુષાર્થ કરવા જેવી સમાજવ્યવસ્થા કરી શક્યો તેને જંગલી કહેનાર માણસને કેવા સમજવા?

આત્મા મનુષ્યનું ઉત્તમ સ્વરૂપ છે, શરીર નીચું અંગ છે. ઉત્તમ સ્વરૂપનું સુખ પણ ઉત્તમ જ હોય છે. ઉત્તમ સ્વરૂપ પ્રાપ્ત કરવાનો પુરુષાર્થ પણ ઉત્તમ જ ગણાય.

બેશક, શરીર સારું રાખવું, ઘર ચોખ્ખાં રાખવાં, રસોડાં અને પાયખાનાં સ્વચ્છ રાખવાં, કપડાં ચોખ્ખાં રાખવાં, બાળલગ્ન અટકાવવાં, સુવાવડમાં સ્ત્રીઓ અને બાળ-

કોનાં શરીરની સંભાળ રાખવી; સ્ત્રીઓને કેળવણી આપવી; તેમને હરવાફરવાની યોગ્ય છૂટ આપવી; મા અને સ્ત્રી બન્ને તરફ સમભાવ રાખવો; બાળવિધવાઓને પરણાવવી અથવા વિધવાઓ તરફ તિરસ્કારની નજર ન રાખવી; શૂદ્રો તરફ દયાભાવ રાખવો અને તેમને પણ તેમનું જીવન સુધારવા વિદ્યા આપવી; એ ખાસ જરૂરનું છે. નબળા શરીરવાળા અને અજ્ઞાની માણસો વિચાર કરી શકતા નથી. સ્ત્રીઓને પડદામાં રહેવું પડે છે તેનું ખરું કારણ પુરુષોની ખોટી દૃષ્ટિ છે. સ્ત્રીઓએ વધારે હિંમત રાખવી જોઈએ અને પુરુષોએ તેમના તરફ માનની દૃષ્ટિથી જોવું જોઈએ. સ્ત્રી જગતની શક્તિનો અંશ છે અને તેને પડદામાં રહેવું પડે તો જીવનમાં ખરી શક્તિ આવશે નહિ. જીવનમાં કળા લાવવી જોઈએ. પુરુષો પણ સ્ત્રીઓના શરીરમાં ઉત્પન્ન થતા હોવાથી, સ્ત્રીઓના જીવનમાં સૌંદર્યની જરૂર છે. તેથી જ સ્ત્રીઓને સારાં કપડાં, ઘરેણાં, દેખાવ વગેરે પુરુષો કરતાં વધારે ગમે છે. જ્યાં સ્વચ્છતા, સુઘડતા અને નિર્ભયતા હોય છે, ત્યાં પ્રભુ વસે છે. આ બાબતો જરૂરી છે. પણ તે છતાં યુરોપની પેઠે માત્ર બહારનું જીવન સુધારવામાં જ મનુષ્યજીવન પૂરું કરવામાં આવે, તો અંતર્જ્ઞાનને વિકાસ પામવાની જગ્યા રહેતી નથી, તેને માટે પૂરતો વખત પણ રહેતો નથી. મન નિરંતર બહારની વસ્તુઓના વિચારમાં ભમ્યા કરે, આત્મા જેવી કોઈ વસ્તુ હોય જ નહિ એમ માની માણસ બેદરકાર રહે, તો તે પણ બીજી જાતનો સુધરેલ પશુ જ બને. કળા જરૂરની છે તેમ વિદ્યા પણ જરૂરની છે; એટલું જ નહિ પણ જો એમ માનીએ કે, શરીર કરતાં આત્મા વધારે ઉપયોગી છે, તો કળા કરતાં

વિદ્યા વધારે ઉપયોગી સમજવી જોઇએ. તે કારણને લઇને જ હિંદમાં જીવનકળા તરફ ઓછું લક્ષ રહ્યું. તેમ કરવાથી કેટલાંક અનિષ્ટ પરિણામો આવ્યાં અને ધર્મને નામે ખોટી રૂઢિઓ સમાજમાં પેસી ગઈ, પણ મૂળ હેતુ ઉત્તમ વસ્તુ પ્રાપ્ત કરવાનો હતો.

જ્યારે વેપારી દૃષ્ટિથી વિદ્યાનો ઉપયોગ થાય છે ત્યારે સ્ત્રીઓ માતા થવાનું પસંદ કરતી નથી; કારણ કે છોકરાંઓને ઉછેરી મોટાં કરવામાં ઘણું ખર્ચ થાય અને પોતાના સુખમાં વિઘ્ન આવે. પણ જ્યારે ધર્મની દૃષ્ટિથી વિદ્યાનો ઉપયોગ થાય ત્યારે સ્ત્રીઓ બાળકને જન્મ આપી, સારા સંસ્કાર પાડી, તેમને મોટા કરવામાં માન સમજે છે. તે પોતાના સુખનો વિચાર કરતી નથી. જેમ પુરુષોમાં વેપારી બુદ્ધિ હાનિકારક છે, તેમ સ્ત્રીઓમાં તેવી બુદ્ધિ વધારે હાનિકારક છે.

સ્વચ્છતા અને સુઘડતામાં આ દેશમાં ઘણે ઠેકાણે રસોડાં અને પાયખાનાં જોઇએ તેટલાં સ્વચ્છ રહેતાં નથી, તેમાં સુધારો કરવાની જરૂર છે. પાયખાના માટે મહાત્મા ગાંધીજીના સત્યાગ્રહ આશ્રમમાં દાખલ કરેલી રીત જ્યાં બની શકે ત્યાં દાખલ કરવા જેવી છે. કેટલીક જગ્યાએ હમણાં પાયખાનામાં પાણીના મોટા ડબ્બા મુકાય છે કે જેથી વધારે પાણી વાપરી શરીર શુદ્ધ કરી શકાય. એ રીત પણ સારી છે. વળી મેલા પાણીની ટાંકીઓ હાથ લગાડ્યા વગર પંપથી સાફ કરવાની જે રીત કેટલીક મ્યુનિસિપાલિટીએ દાખલ કરી છે તે પણ અનુકરણ કરવા જેવી છે. રસોડામાં દક્ષિણી લોકોની પેઠે હમેશાં ગાર

કરવાની રીત બહુ સારી છે. પણ ચોખ્ખાઈના વિષયમાં બધી રીતે યુરોપની નકલ કરવામાં ફાયદો નથી. જે ગરમ પાટલૂનો યુરોપિયનો પહેરે છે તે ઘણા દિવસ સુધી ધોવાતાં નથી. હિંદુઓનાં ધોતિયાં રોજ ધોવાય છે. યુરોપિયનના જમવામાં વપરાતા કાંટા–ચમચા દરેક માણસના મોઢામાં જાય છે. વળી જમ્યા પછી તેઓ મોઢું પણ ધોતા નથી અને હમેશાં નાહવાની રીત પણ તેઓ આ દેશના માણસો પાસેથી શીખ્યા હોય તેમ લાગે છે. કુદરતી હાજતે જતાં પાણીને બદલે કાગળનો ઉપયોગ અહીંની દૃષ્ટિએ સુઘડ લાગતો નથી અને મડદાને બાળવા કરતાં દાટવામાં પણ તેમની રીત સારી લાગતી નથી. નાકમાંથી ખરાબ પદાર્થ નીકળે તે રૂમાલમાં લઈ તે રૂમાલ તેઓ ખિસ્સામાં મૂકે છે અને અહીંના કેટલાક માણસોએ પણ તે રીત સ્વીકારી છે. વગર વિચારે તેઓના સંસ્કાર સ્વીકારવાથી જીવન કઢંગું થશે અને અહીંની સારી રૂઢિઓ નષ્ટ થશે.

જ્યારે વેપારી સંસ્કારનું જોર હોય છે ત્યારે ફુરસદનો વખત પણ વધારે પૈસો મેળવવામાં વપરાય છે, સારાં પુસ્તકોનું વાચન કે આત્મવિચાર સૂઝતો નથી. ફુરસદને વખતે શું કરવું તે ઘણા માણસોને સૂઝતું નથી; તેથી વર્તમાનપત્રો હાથમાં લઈ તેમાંથી ઉપયોગી અને બિનઉપયોગી બાબતો ઉપર મનને દોડાવે છે. પોતાની ટૂંકી જિંદગીમાં શો પુરુષાર્થ કરવાનો છે. તેનો સાચો વિચાર સૂઝતો નથી અને જિંદગીના અંતે પણ તે જ દશા રહે છે.

મનમાં અશાંતિ ચાલુ હોય છે. પોતાની પાસે હોય તે

કરતાં વધારે મેળવવું અને પોતે જે જગ્યાએ હોય ત્યાંથી બીજી કોઈ જગ્યાએ જવું એ ઉદ્દેશ રહે છે. કુદરતી આરામ ત્યારે જ મળે છે કે જ્યારે આત્માનો સંબંધ દરેક કામમાં ચાલુ રહે. વિષયોમાં મન જવાથી તે સંબંધ તૂટે છે અને તે જ સાથે શરીર અને મનની પ્રકૃતિ બગડે છે. મોટાં શહેરોમાં માણસો ભારે ચિંતાવાળા દેખાય છે. ત્યાં ગામડાના જેવી કુદરતી શાંતિ નથી. શહેરોના માળામાં રહેતા માણસ પ્રમાણમાં ચકલાના માળા જેટલી જગ્યામાં રહે છે અને પાસેની ઓરડીમાં કોણ રહે છે તેની પણ તેમને ઘણીવાર ખબર હોતી નથી.

જ્યાં મોટાં મકાન હોય તેને મોટું શહેર કહી શકાય નહિ, પણ જ્યાં મોટા મનના એટલે જ્ઞાની અને નિઃસ્વાર્થી માણસ રહેતા હોય, પછી ત્યાં થોડાંક ઝૂંપડાં હોય તોપણ તે મોટું શહેર છે.

ત્યાગવૃત્તિ આળસુનો સ્વભાવ નથી. ત્યાગ કરવામાં બહુ શક્તિ જોઈએ છીએ. ત્યાગ વિના કોઈ મોટું કામ થતું નથી. સ્વાર્થી માણસ કોઈને ઉપયોગી થતો નથી. સંયમથી હલકો સ્વભાવ તાબે થાય છે અને ઉત્તમ સ્વભાવ ખીલે છે. મોટું જીવન, મોટું જ્ઞાન, મોટી શક્તિ અને મોટો આનંદ લેવા માટે નાનું જીવન, નાનું જ્ઞાન, નાની શક્તિ અને નાનો આનંદ છોડવાં જ જોઈએ. જેનામાં વધારે તેજ, વધારે શક્તિ હોય, તે જ તે છોડી શકે છે. યુરોપને જ્યારે હિંદ સાથે પહેલો સંબંધ થયો ત્યારે તેણે જોયું કે, અહીં તો બધાના જીવનમાં શરૂઆતમાં ઈશ્વર, મધ્યમાં ઈશ્વર અને અંતમાં ઈશ્વર; બધું

જીવન ધર્મથી ઘડાયેલ, બધાં માણસો ઈશ્વરને માટે જ જીવે, ધર્મ અને મોક્ષ માટે બહારનું જીવન ત્યાગ કરવાને તૈયાર, અર્થ અને કામ માટે બેદરકાર, ભગવો રંગ; સાદું જીવન, અને અંદર જ્યોતિર્મય આત્માનો અનુભવ પ્રાપ્ત કરી, સિદ્ધ ભાગવત, યોગી અને મુક્ત થવામાં જ માન લેવાય. આ જીવન યુરોપને વિલક્ષણ લાગ્યું, સમજાયું નહિ; પણ પોતાના સ્વાર્થ માટે અનુકૂળ લાગ્યું.

મનુષ્યજીવનનું સાફલ્ય સમજવામાં હિંદે બિલકુલ ભૂલ કરી નથી. આત્માનો અનુભવ મુશ્કેલ છે. કરોડો જન્મની મહેનત પછી મળે છે, પણ છતાં જરૂરનો છે. તે બાબત સમજવી, તે પ્રમાણે જીવન ગોઠવવું, તે પ્રમાણે સમાજની વ્યવસ્થા કરવી એ હિંદની વિદ્યાકળાનો મહિમા છે. તે વ્યવસ્થાનો ઇતિહાસ રામાયણ અને મહાભારતમાંથી મળી આવે છે.

છતાં એવી વ્યવસ્થામાં કોઈ કોઈ ખામી જણાય એ સ્વાભાવિક છે. આત્મપ્રાપ્તિમાં એક જ જાતની વ્યવસ્થા પૂરતી નથી. બધા કાળમાં તે વ્યવસ્થા સારી રહે તે પણ બનવું મુશ્કેલ છે. એવો એકે દેશ નથી કે જેની વિદ્યાકળા ખામી વગરની હોય, કે જે બધા કાળમાં ખામી વગરની રહી શકે અને આત્મપ્રાપ્તિમાં સહાયભૂત થાય. હિંદમાં તે માટે ઘણો વિચાર થયેલો અને આખરે સમાજ ઠીક રાખવા માટે બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્ર એ ચાર વર્ણ અને વ્યક્તિના સંસ્કાર માટે બ્રહ્મચર્ય, ગૃહસ્થ, વાનપ્રસ્થ અને સંન્યાસ એ ચાર આશ્રમ; અને ધર્મ, અર્થ, કામ અને મોક્ષ એ ચાર પુરુષાર્થ નક્કી થયા.

આ પ્રકારની વ્યવસ્થાથી હિંદની પ્રજા ઉન્નતિને શિખરે પહોંચી હતી. બધા પ્રકારના પુરુષાર્થમાં તે કુશળ હતી. અર્થ અને કામમાં પણ તે કુશળ હતી; પણ યુરોપની માફક બીજા દેશો જીતવાની સ્વાર્થવૃત્તિ આ પ્રજાએ કરી ન હતી; કારણ કે તેમ કરવાથી પ્રજામાં એટલી સ્વાર્થતા આવવાનો સંભવ લાગ્યો કે ધર્મ અને મોક્ષ એ બે મોટા પુરુષાર્થ થઈ શકે તેમ લાગ્યું નહિ.

યુરોપની વૃત્તિ વેપાર ખીલવવાની હતી; હિંદની મોક્ષ તરફ જવાની હતી. જે વૃત્તિ હિંદમાં બહુ પાકી ન હતી તે યુરોપની વૃત્તિથી હારી. તે હારથી સનાતન ધર્મની પણ હાર થઈ એવો દેખાવ થયો; અને હજુ પણ યુરોપનો પુરુષાર્થ સારો એવું કહેનારાં ઓછાં માણસો નથી. આ એક બસો વર્ષનો દેખાવ છે. કાળ અનંત છે. યુરોપને પણ પોતાની ભૂલ દેખાવા લાગી છે. તે કોઈ નવા પુરુષાર્થની શોધ કરે છે. આપણે હજુ તેની વિદ્યાકળાનો મોહ છોડી શકતા નથી, છતાં સુગસંધિ વખતે હિંદની વિદ્યાકળા પોતાની અસર જણાવ્યા વગર રહેતી નથી. ૧૮૫૭ નો બળવો ધર્મ-રક્ષણ માટે થયો હતો; અર્થપ્રાપ્તિ અને કામતૃપ્તિ માટે થયો ન હતો. ૧૯૨૦–૨૨ નો સત્યાગ્રહ પણ હિંદની વિદ્યાકળાનો પુનરુદ્ધાર કરવા માટે થયો હતો. હાલ જે સત્યાગ્રહ ચાલે છે તે એવા જ હેતુ માટે છે.

ધર્મને બહાને હિંદુમુસલમાન વચ્ચે કુસંપ થાય છે એનું કારણ પણ એ છે કે, ધર્મ મોક્ષનું સાધન છે. તેઓને સ્વરાજ્ય મેળવવા કરતાં ધર્મનું રક્ષણ વધારે પ્રિય લાગે છે.

મનુષ્યના સ્વભાવ પ્રમાણે તેના જુદા જુદા માર્ગ થયા છે. તેમાં એક માણસ બીજાને હરકત કરે તો તે માણસ પોતાનો જીવ આપવા તૈયાર થાય છે. બીજાને પણ પોતાના ધર્મની તેટલી જરૂર છે, એમ સમજીને બીજાને હરકત કરવી ન જોઈએ, એટલી સમજણ પણ ન રહી એ યુરોપની વિદ્યાકળાનું પરિણામ છે. યુરોપની વિદ્યામાં ધર્મ પ્રત્યે માન નથી અને એ વિદ્યા શીખેલા લોકો એ માન ભૂલી ગયા છે. મંદિરો કે મસ્જિદો મોક્ષ આપે તેમ નથી, પણ મોક્ષ તરફ લઈ જવાનાં સાધન છે. તે દૃષ્ટિએ બન્ને સરખાં ઉપયોગી છે.

ધર્મનું ઝનૂન હોય, અભિમાન હોય તેથી વિદ્યાકળાની ખામી જણાતી નથી. ઊલટું તેથી તેનું મહત્ત્વ સિદ્ધ થાય છે. યુરોપમાં જેમ વેપારની અભિવૃદ્ધિમાં જે માણસ અભિમાન લે તે વિદ્વાન ગણાય છે, તેમ હિંદમાં ધર્મમાં અભિમાન લેનાર વિદ્વાન મનાય છે અને જો હિંદની વિદ્યાકળા હિંદમાં અપાતી હોત તો હિંદુ એમ માનત કે, મસ્જિદમાં મુસલમાન જે બંદગી કરે છે તે મારા પ્રભુની સ્તુતિ કરે છે અને તેથી તેને અડચણ ન આવે તેમ મારે વર્તવું જોઈએ. મુસલમાન એમ માનત કે, મંદિરમાં જે ઘંટાનાદ થાય છે તે ખુદાને પોકારવાની બાંગ છે. ગાય ખુદાની કામધેનુ છે અને તેથી ગાય પગે લાગવાને યોગ્ય છે. વળી ગાય તરફથી દૂધ, દહીં, છાશ, ઘી અને બળતણ માટે છાણ મળે છે એ કાંઈ ઓછો લાભ નથી. આવી જાતના રાષ્ટ્રીય શિક્ષણની જરૂર છે.

હિંદનો ધર્મ તે જ ઈશ્વરને માને છે, કે જેને કાળ નથી,

રૂપ નથી, નામ નથી; છતાં જે સર્વમય છે, જે મુસલમાનમાં છે, અંગ્રેજમાં છે, સર્વમાં છે. એ જ સનાતન ધર્મ છે; તેને કેમ સમજવો અને સમજાવવો એ જ મુશ્કેલ છે. આપણી દૃષ્ટિ બહાર જાય છે અને ઈશ્વર બહારની દૃષ્ટિમાં આવી શકતો નથી. વિદ્યાકળાની ભેળસેળથી બહારની સાધના ઉપર વધારે લક્ષ રહ્યું. અંદરની સાધના તરફ લક્ષ કમી થયું. પહેલાં અંદરની સાધના માટે અંતર્જ્ઞાન અને બહારની સાધના માટે પુરાણ, કથા વગેરે સાધન હતાં. અંગ્રેજની વેપારી વિદ્યામાં આંતરિક સાધના માટે કામતૃપ્તિ અને બહારની સાધના માટે અર્થપ્રાપ્તિ રહી છે.

તેથી જ સારી તંદુરસ્તીવાળા અને નીતિવાળા માણસની સંખ્યા ઓછી થતી જાય છે અને દાક્તરો અને વકીલોની સંખ્યા વધતી જાય છે. પહેલાંના કાળમાં શિક્ષણ જ એવા પ્રકારનું હતું કે સૌ પોતાનું શરીર કેમ સારું રાખવું તે સમજતા અને દાક્તરોની જરૂર હાલના જેટલી લાગતી નહોતી. ગરીબાઈ ઓછી અને ધર્મનું શિક્ષણ વધારે હોવાથી, ચોરીનો ભય નહોતો અને વકીલો અને ન્યાયની અદાલતો વગર વ્યવહાર ચાલતો. પુરુષો અજાણી સ્ત્રીને બહેન કહીને બોલાવતા અને સ્ત્રીઓ અજાણ્યા પુરુષોને ભાઈ કહીને બોલાવતી. આવા સંબોધનથી યુરોપની પેઠે ભ્રષ્ટાચાર થતો નથી. મિસ્ટર અને મિસિસમાં ભાઈબહેનના શબ્દો જેટલું જોર આવતું નથી.

ધર્મવૃત્તિ અને મોક્ષસિદ્ધિ સુકાઈ જવા માંડ્યાં છે. તે આળસુની નિદ્રા મનાય છે. તેની પુરુષાર્થમાં ગણતરી નથી. અધિકારનો વિચાર ગયો, વર્ણ અને આશ્રમની વ્યવસ્થા તૂટી

અને જીવનનો હેતુ ભુલાવા લાગ્યો. આપણે ક્યાં છીએ અને ક્યાં જવાનું છે તે યુરોપનાં ચશ્માંથી જોવામાં આવે છે અને તેથી આપણને તેના જેવા થવાનું મન થાય છે. શિવાજી કરતાં ક્રોમ્વેલ સારો લાગે છે. શંકરાચાર્ય કરતાં લ્યુથર ઉત્તમ જણાય છે. સીતા અને દ્રૌપદી કરતાં કલીઓપેટ્રામાં ગુણ વધારે લાગે છે.

યુરોપની નજરે રામ અને સીતાનું જીવન નકામું લાગે છે. રામે કોઈ જાતનો વેપાર કર્યો નહિ; સાવકી માને ખુશ કરવા અને પિતાનું વચન પાળવા ભરતખંડનું રાજ્ય છોડી દીધું; પણ હિંદની દૃષ્ટિએ તે ઇશ્વરનો અવતાર હતા. તે દૃષ્ટિએ સ્વચ્છંદી જીવન કરતાં સંયમી જીવન સારું ગણાય છે. તે હજી યુરોપને શીખવાનું છે. રામચંદ્રજી વનવાસ ગયા ત્યારપછી જ્યારે ભરત પોતાના મામાને ત્યાંથી પાછા આવ્યા અને રામચંદ્રજીને અરણ્યમાં મળવા ગયા, ત્યારે ભરતજીએ રામચંદ્રજીને કહ્યું કે, 'મારે ધર્મ, અર્થ, કામ કે મોક્ષ કાંઈ જોઇતું નથી. હું તો જન્મોજન્મ શ્રીરામચંદ્રજીમાં પ્રીતિ રહે તે જ માગું છું.' છેવટે શ્રીરામચંદ્રજીની આજ્ઞા મળ્યા પછી ભરતજીએ રાજ્ય કર્યું. જે વિદ્યાથી ધર્મને ખાતર હિંદનું રાજ્ય છોડનાર મહાપુરુષો ઉત્પન્ન થયા અને અર્થને ખાતર પોતાનાથી ઓછી બુદ્ધિવાળા મતદારોના મત માગતા ભિખારી જેવી સ્થિતિના ધારાસભાના સભાસદો જે વિદ્યાથી ઉત્પન્ન થયા, તેની તુલના સહજે કરી શકાય તેમ છે.

યુરોપની કળાથી તૈયાર થયેલાં ચિત્રો અને પૂતળાં જુઓ અને હિંદની કળાથી થયેલ મૂર્તિઓ જુઓ. યુરોપનાં

ચિત્રો અને પૂતળાંમાં અર્થ અને કામની ભાવના જણાશે, જ્યારે હિંદનાં ચિત્રો અને મૂર્તિઓમાં ધર્મ અને મોક્ષની ભાવના જણાશે. તેમાં અર્થ અને કામની ભાવના નહિ આવે. કોઈ મૂર્તિને ચાર હાથ દેખાય છે તે મનુષ્ય-જીવનનો વિકાસ બતાવે છે. માણસને મન, પ્રાણ, શરીર અને આત્મા એ ચાર હાથ છે. દશ માથાંવાળી મૂર્તિઓ દશ ઇન્દ્રિયોની શક્તિ બતાવે છે. મૂર્તિનું માથું માણસના માથા કરતાં મોટું હોય તે મનની મોટાઈ બતાવે છે. આવાં ચિત્રો-મૂર્તિઓ અંતરાત્માને જગાડે છે. જે વસ્તુ બુદ્ધિથી ન સમજાય તેને સમજાવવા આવા રૂપની જરૂર છે.

હિંદની વિદ્યાકળાના નમૂના માટે ઇલોરા અને અજન્ટાની ગુફાઓ જુઓ. ત્યાં બુદ્ધના શિષ્યોના વિહાર જુઓ. તેની આસપાસ સૃષ્ટિનું સૌંદર્ય જુઓ. બેહજાર વર્ષ ઉપર તૈયાર કરવામાં આવેલ ચિત્રો જુઓ. આ બધો જંગલી પ્રજાનો ઇતિહાસ નથી. તે ચિત્રોમાં અને મૂર્તિઓમાં પણ રૂપ, ભેદ, લાવણ્ય, પ્રમાણ, ભાવ, વર્ણિકાભંગ વગેરે જણાઈ આવે છે. યુરોપની દૃષ્ટિએ તે દુઃખ અને દયાના નમૂના છે. હિંદની દૃષ્ટિએ તે સંયમ અને મોક્ષના રસ્તા બતાવે છે. જે દૃષ્ટિથી સામાન્ય વિષય નથી સમજાતા, તે દૃષ્ટિથી વેદના અર્થ, ઉચ્ચાર, વાક્યરચના, હેતુ વગેરે કેમ સમજાય ? રાધા અને કૃષ્ણની લીલામાં તે શું જુએ ? આ લીલા નિત્ય છે, અલૌકિક છે. તેના અલૌકિક ભાવ સમજવા માટે શ્રી વલ્લભાચાર્યની 'સુબોધિની' જોવી જોઈએ.

પણ હિંદની દૃષ્ટિએ હિંદની વિદ્યાકળા આટલી ઉત્તમ

હતી, તો આટલી પરાધીનતા શા માટે? એ વાત સાચી છે કે, યુરોપના જેવું ઉદ્યોગી જીવન, કારખાનાના ધુમાડા, પાર્લામેન્ટના સ્વાર્થી ઠરાવ વગેરે હિંદમાં થયેલ નથી, પણ તે દૃષ્ટિએ હિંદને જોવાનું નથી. યુરોપમાં અર્થ અને કામ એ બે પુરુષાર્થ મનાતા હોવાથી મૂડીવાળા અને મજૂરીવાળાની બે જ્ઞાતિ બંધાયેલ છે. હિંદમાં અર્થ, કામ, ધર્મ અને મોક્ષ, એ ચાર પુરુષાર્થ મનાતા હોવાથી બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્ર એમ ચાર જ્ઞાતિ બંધાયેલ છે. અર્થ અને કામ કરતાં ધર્મ અને મોક્ષ ઉત્તમ હોય, તો હિંદની વિદ્યાકળા યુરોપ કરતાં ઉત્તમ માની શકાય. મનુષ્યની અંદર રાજસિક અને તામસિક વૃત્તિ સારી ગણાય તો યુરોપને સંસ્કારી દેશ કહેવો જોઇએ અને સાત્ત્વિક અને ધાર્મિક વૃત્તિ સારી ગણાય તો હિંદને સંસ્કારી દેશ ગણવો જોઇએ. જે દેશની વિદ્યાકળા મનુષ્યના સારા સ્વભાવને ખીલવે, તે દેશ ઉત્તમ કહેવાય.

હિંદી રાજ્યતંત્રમાં ઋષિને ખાસ જગ્યા હતી. તેની સલાહને માન અપાતું. ધર્મ, નીતિ અને રાજ્યના કાયદા તેની સલાહથી બંધાતા. હવે તે કામ યુરોપની પદ્ધતિ પ્રમાણે લેજિસ્લેટિવ કાઉન્સિલ કરે છે. તેઓ યુરોપના જેવું રાજ્યતંત્ર માગે છે અને યુરોપની માફક અર્થ અને કામ એ બે પુરુષાર્થ સિદ્ધ થાય એવા કાયદા બાંધે છે. જિલ્લાઓમાં ઋષિની જગ્યાએ 'કલેકટર' એટલે 'પૈસા ભેગા કરનાર' દાખલ થયેલ છે.

મહાત્મા સાદું જીવન માગે છે કે જે જીવન ધર્મ અને

મોક્ષ એ બે પુરુષાર્થ સિદ્ધ કરવામાં ઉપયોગી થાય.

યુરોપની વિદ્યાકળાનું પરિણામ મનવારો, હવાઈ વિમાનો અનેક માણસોને એકી વખતે મારી નાખવાનાં સાધનો, એક-બીજામાં અવિશ્વાસ, સ્ત્રીઓને કમાવાની ચિંતા અને તેથી થતા અનેક દોષો, મૂડીવાળા અને મજૂરીવાળાના ઝઘડા વગેરેમાં આવ્યું છે. તેની વિદ્યાકળા નાશ થયા વગર રહેશે નહિ. અર્થ અને કામ એ બે જ પુરુષાર્થ નથી. ધર્મ અને મોક્ષ પણ પુરુષાર્થ છે. હિંદે જ્યારે બીજા દેશો જીતવાની ઇચ્છા કરેલી, ત્યારે ત્યાં ધર્મ અને મોક્ષ ફેલાવવા માટે જ કરેલી—અર્થપ્રાપ્તિ અને કામતૃપ્તિ માટે નહિ. હેતુમાં ફેર હોવાથી પરિણામમાં ફેર પડ્યો. સિંહ માણસને મારી શકે તેથી તે પૂજાતો નથી. સિંહ કરતાં માણસનું જીવન હલકું કહેવાય નહિ.

વળી માણસમાં હલકા વિચાર સહેલાઈથી આવે છે, સારા વિચાર મુશ્કેલીથી આવે છે; તેથી યુરોપના હલકા પુરુષાર્થ હિંદમાં તરત દાખલ થઈ ગયા. જેમ કામવાસનાને વશ થયેલ માણસ અધોગતિએ પહોંચે છે, તેમ હિંદ અંગ્રેજી વિદ્યાના સંસ્કારથી અધોગતિએ પહોંચ્યું છે. હવે જ્યારે યુરોપ-માં નવો પુરુષાર્થ શોધવાની શરૂઆત થાય છે, ત્યારે હિંદે સુધારા કરવામાં બહુ સાવચેત રહેવાનું છે.

ધર્મ પણ અર્થ અને કામમાં ઉપયોગી થાય એમ કરવા હાલના વિદ્વાનો પ્રયત્ન કરે છે. 'હિંદુ મહાસભા' ને 'મુસ્લિમ લીગ'નું ખરું કામ ધર્મની જાગૃતિ કરી મોક્ષનો રસ્તો ખુલ્લો કરવાનું છે; તેને બદલે આ બન્ને સંસ્થાઓ રાજદ્વારી હક્ક માગે છે. કુરાનમાં ખુદાનાં જે નામો આપવામાં આવેલ

છે તે અને 'વિષ્ણુસહસ્રનામ'માં વિષ્ણુનાં જે નામો આપવામાં આવેલ છે તે લગભગ સમાન છે. આવી હકીકત લોકો પાસે મૂકી લોકોમાં સમભાવ લાવવો જોઈએ.

સમાજસેવા કરવી એ પહેલી ફરજ છે, એમ માની અંધકારમાં ભમતા સમાજને વધારે વિષયો આપી સમાજને વધારે અંધારામાં નાખવો જોઈએ નહિ. અંધારામાં ભમતા સમાજને વધારે 'અજવાળા'ની જરૂર છે, જ્ઞાનની જરૂર છે, માત્ર શરીરસેવાની જરૂર નથી. પ્રકાશ હશે તો સૌ પોતાને જોઇતું હશે તે શોધી લેશે.

અંગ્રેજ સરકારે દશ રૂપિયાની નોટની પાછળ છાપ્યું હતું કે 'હેવન્સ લાઇટ, અવર ગાઇડ' એટલે આત્માનો પ્રકાશ અમને માર્ગ બતાવશે. એ વાકય પણ દશ રૂપિયાની નવી નોટમાંથી કાઢી નાખ્યું છે.

પ્રાચીનકાળમાં એશિયાના મહાત્માઓએ જગતને સ્વર્ગનો પ્રકાશ આપ્યો હતો અને તેથી યુરોપની દૃષ્ટિ એશિયા તરફ વળી છે. તેથી જ કદાચ ઇંગ્લૅંડ અને હિંદનો સંબંધ કુદરતે કરી આપેલ છે; કારણ કે એશિયાનું એશિયા હિંદ છે.

યુરોપની વિદ્યાકળામાંથી પણ ઘણું શીખવાનું છે; પણ વગર વિચારે તે સ્વીકારવાથી તેના સારા ભાગ સાથે તેનો ખરાબ ભાગ પણ આવી જાય છે અને અહીંના જીવનને વધારે બગાડે છે. રજોગુણની વૃદ્ધિ થાય ત્યારે તમોગુણ સુધરે છે, પણ સત્ત્વગુણ દબાઈ જાય છે અને તે દબાઈ જવાથી આત્મજ્ઞાન મંદ થાય છે.

બહારની દૃષ્ટિથી જોતાં એમ જણાય છે કે, યુરોપની વિદ્યાકળાથી જન્મેલ તાર, ટપાલ, રેલવે, વિમાન, છાપખાનું, રેડિયો, સ્ટીમર, કેળવણીનાં સાધન, હુન્નરઉદ્યોગોનાં સાધન, નહેરોથી ખેતીનો વિકાસ, ઇસ્પિતાલો, સુધારાખાતાંઓ, બેંકો, કંપનીઓ, કાઉન્સિલો વગેરેથી લાભ થયા છે. સમાજના કેટલાક કઢંગા રિવાજ પણ તેની અસરથી દૂર થયા છે. તેઓની વ્યવસ્થાશક્તિથી જીવનમાં સૌંદર્ય અને નવો રસ આવ્યો છે. પણ તાર, ટપાલ, રેલવે વગેરેથી અંગ્રેજો ધનવાન થયા છે; કારણ કે તેમાં રહેલી મૂડી અને સત્તા તેઓના હાથમાં છે. વળી વેપારી સંસ્કાર અને વેપારી કેળવણીની અસરથી જીવન એટલું બધું વ્યવસાયવાળું થયું છે કે તેમાં આત્મવિકાસને માટે વખત રહેતો નથી. મનુષ્યનું ઉપયોગી તત્ત્વ ખોવાઈ જાય છે. યુરોપની દૃષ્ટિ જ્યાં રજોગુણ ન હોય ત્યાં તમોગુણ જુએ છે, હિંદની દૃષ્ટિ જ્યાં સત્ત્વગુણ ન હોય ત્યાં રજોગુણ જુએ છે. તમોગુણ કરતાં રજોગુણ કદાચ સારો કહી શકાય, પણ બન્ને પશુ છે. ખરી વિદ્યાકળામાં પ્રભુભાવ પ્રાપ્ત થવો જોઈએ.

કારખાનાંઓની કળા સ્વીકારવામાં મજૂરોની દશા કેટલી ખરાબ થઈ છે તે ભૂલી જવાનું નથી. ઘણીવાર પશ્ચિમની વિદ્યાનો સારો ભાગ સ્વીકારતાં ખરાબ ભાગ પણ સાથે આવી જાય છે અને અંગ્રેજી વિદ્યાથી થયેલ કેટલાક ફેરફાર દૂર કરવા મુશ્કેલ છે અને કોઈ પણ દેશના સંસ્કારની અસર વગર રહેવું પણ મુશ્કેલ છે. જે સુધારા કરવા તે યુરોપના છે કે બીજા દેશના છે માટે કરવા જોઈએ એમ

માનવાનું નથી; પણ માણસનું જીવન તેનાથી વધારે સંયમી, સરળ, ઉત્તમ ભાવના આપે તેવું થાય તેમ છે કે નહિ તેનો વિચાર કરીને કરવા જોઈએ.

જાપાને યુરોપની નકલ કરી છે અને કેટલીક કળામાં તો તે યુરોપથી પણ આગળ વધી ગયું છે, પણ તેથી ત્યાં આત્મ-વિદ્યા કેટલી મંદ થઈ ગઈ છે તે પણ સમજવું જોઈએ. બહારનું જીવન કળાવાન કરવું અને તે જ સાથે અંદરનો વિકાસ બિલકુલ અટકે નહિ એ કામ સહેલું નથી. જે વખતે જે જગ્યાએ વૃત્તિ અને પ્રાણ બહાર જાય છે, તે વખતે તે જગ્યાએ તે અંદર જઈ શકતા નથી અને જ્યારે અંદર જાય છે ત્યારે બહાર જઈ શકતા નથી. બન્ને બાબત ધ્યાનમાં રાખીને હિંદની વિદ્યાકળા પ્રમાણે સમાજવ્યવસ્થા થઈ હતી અને થોડીક ખામી છતાં તેનાથી જીવન ઠીક ચાલતું હતું. પણ છેલ્લાં સો વર્ષથી થયેલ સાયન્સની નવી શોધોથી પશ્ચિમના લોકોને મળેલ નવી શક્તિથી થયેલ હુમલા સામે હિંદની કળા ટકી શકી નહિ; કારણ કે હિંદની કળાનો હેતુ વિદ્યાનો વિકાસ કરવાનો હતો, લડાયક સ્વભાવ ઉત્પન્ન કર-વાનો નહોતો. હિંદમાં 'અહિંસા' એ પરમ ધર્મ મનાય છે. અહિંસક વૃત્તિથી સાત્ત્વિક ગુણ વધે છે, તેનાથી જ્ઞાન વધે છે. જેઓને આત્મજ્ઞાનની જિજ્ઞાસા છે, તે તો સમજે છે કે, જે વસ્તુ આ પૃથ્વી ઉપર ક્યાંઈ મળે તેમ નથી, તે હિંદમાં મળે તેમ છે. તે હિંદની અધ્યાત્મવિદ્યા છે, તે હિંદનું ધન છે. તે દૃષ્ટિએ હિંદ હજુ પણ સંસ્કારી દેશ છે, સુધરેલ છે અને બીજાને સુધારી શકે તેમ છે.

હિંદની વિદ્યા પશ્ચિમવાળાને સમજવી બહુ મુશ્કેલ પડે છે. એક વસ્તુના જ્ઞાનથી સર્વ વસ્તુનું જ્ઞાન થાય એ સિદ્ધાંત જ બહુ આશ્ચર્યકારક છે. તે ભાવ ભગવાનની ભક્તિ વિના મળતો નથી. ભગવાનમાં પ્રેમ કરવા માટે બીજી વસ્તુમાંથી પ્રેમ દૂર થવો જોઇએ. બહારનું જીવન સુધારવામાં બહારના જીવન ઉપર પ્રેમ રાખવો જોઇએ અને તેટલો પ્રેમ ભગવાન ઉપર ઓછો થાય છે.

પણ કેટલાક કહે છે કે, બહારનું જગત પણ ભગવાનનું જ રચેલ છે. તે સુધારતાં સુધારતાં પણ ભગવાન મેળવી શકાય છે. આવી દલીલમાં ચોખ્ખી સમજણ રહેલી નથી. જરૂર ભગવાન સર્વમાં છે, સર્વરૂપ છે; પણ બધે ભગવાન હોવા છતાં સામાન્ય માણસ ભગવાનને બદલે બીજી વસ્તુઓ દેખે છે. જ્યાં જ્યાં જે જે વખતે માણસ માણસરૂપે દેખાય ત્યાં ત્યાં તે તે વખતે તેની સેવા તે માણસની સેવા કહેવાય. જ્યારે માણસ ભગવાનરૂપે દેખાય ત્યારે તે સેવા ભગવાનની સેવા કહેવાય. બધે ભગવાન જોવા માટે અધિષ્ઠાનની દૃષ્ટિ કરવી જોઇએ. ખરી રીતે ભગવાન સર્વત્ર છે છતાં સાધુ પુરુષોમાં પ્રગટ દેખાય છે, તેથી ખરા સાધુ પુરુષોની સેવા થાય તે ભગવાનની સેવા છે એમ કહી શકાય. જે માણસો વિષયોના ગુલામ છે તેની સેવા થાય તે વિષયોની સેવા કરવા બરાબર છે; છતાં તેમને જ્ઞાન આપી સાચે રસ્તે દોરવા એ સાચી સેવા છે. હોજરી ચાલવાથી મન અને ઇન્દ્રિયો ચાલશે પણ જ્ઞાન વગર મન અને ઇન્દ્રિયો વિષયો તરફ દોડશે. સાચી દૃષ્ટિ પ્રાપ્ત થવા માટે ઇન્દ્રિયોના રસ અને બહારની વસ્તુઓના

મોહ છોડવા જ પડશે. આ વાત પશ્ચિમના મહાત્મા જેકબ બહમી, એડવર્ડ કાર્પેન્ટર, વૉલ્ટ વીટમૅન વગેરે પણ સારી રીતે સમજી શક્યા છે. છતાં આવા મુશ્કેલ પ્રશ્નોના ઉકેલમાં ભૂલો થવાનો સંભવ રહે છે. પ્રાચીનકાળમાં ઋષિમુનિઓ ભૂલો સુધારી રસ્તો બતાવતા. સંસારી લોકો પોતાની ટેવો ધીરે ધીરે સુધારી શકે અને સમજી શકે તેવી વિદ્યા તેમને મળે તે માટે પુરાણો રચાયાં છે. અધિકાર પ્રમાણે આત્મવિકાસને માટે જગ્યા કરેલી છે. આત્મવિકાસ તરફ મુખ્ય દૃષ્ટિ રાખવી એ જરૂરનું છે કે નહિ તે સુધારકોએ વિચારવાનું છે.

એક વખત હિંદના નાયબ વજીરે પાર્લામેન્ટમાં જણાવ્યું હતું કે, 'હિંદના લોકો આ જીવન ક્ષણિક માની તે સુધારવા તરફ બેદરકાર રહે છે. સરકારની સત્તા તેમના રીતરિવાજ ઉપર ચાલતી નથી. યુરોપના રીતરિવાજ ઉપર યુરોપની સત્તા ચાલે છે તેથી તે પ્રજાનું જીવન સરકાર સુધારી શકે છે. પણ હિંદમાં તેવું નથી.'

યુરોપની સરકારે ત્યાંની પ્રજાનું જીવન કેવું બનાવ્યું છે તે હવે અજાણ્યું રહ્યું નથી. ત્યાંની પ્રજા હવે કોઈ નવો માર્ગ શોધે છે તે વિષે શંકા નથી. ધર્મ એ ઢોંગ છે, આત્મા જેવી કોઈ વસ્તુ નથી, મોક્ષનો વિચાર નકામો છે–એ કહેવું સહેલું છે, પણ માણસ પોતે છે તેટલો જ રહી શકતો નથી. યુરોપની વિદ્યાકળાથી મનુષ્યત્વ પૂરતું ખીલતું નથી. માણસનું માણસપણું બૂટ અને ટોપીની વચ્ચે સમાઈ જતું નથી.

હિંદમાં મહાત્માઓ જ હતા એમ નથી. હિંદમાં સારા કવિઓ, વેપારીઓ, રાજ્યકર્તાઓ, યોદ્ધાઓ, વીરો વગેરે થયા

છે, તે અનેક લડાઇઓ જીત્યા છે, તેમણે નવાં રાજ્યો સ્થાપ્યાં છે; છતાં જેટલે દરજ્જે મહાત્માઓનો ઇતિહાસ દેખાય છે, તેટલે દરજ્જે બીજા મહાન પુરુષોનો રહ્યો નથી. તેનું કારણ હિંદને મહાત્માઓના ઇતિહાસની ખાસ જરૂર હતી. બુદ્ધ, મહાવીર, રામાનુજ, ચૈતન્ય, કબીર, નાનક, નરસિંહ મહેતો, મીરાંબાઈ, જ્ઞાનેશ્વર, એકનાથ, રામદાસ, તુકારામ, રામકૃષ્ણ, રામતીર્થ, વિવેકાનંદ, દયાનંદ વગેરેનાં નામો અહીં વધારે પ્રખ્યાત થયાં છે. કવિઓમાં પણ કાળિદાસ, ભવભૂતિ, માઘ, ભર્તૃહરિ, જયદેવ, તુલસીદાસ, વિદ્યાપતિ, ચંડીદાસ, રામપ્રસાદ, ટાગોર વગેરે યુરોપના કવિઓથી ઊતરે તેવા નથી.

અને ઉપનિષદના ગ્રંથો તો આજે પણ અનુવાદદ્વારા પશ્ચિમના સાધુઓના આત્માને જગાડી રહ્યા છે.

આ કંઈ જંગલી પ્રજાનો ઇતિહાસ નથી. જંગલી લોકોમાં આવી વિદ્યાકળા આવી શકે જ નહિ. માટે ટીકાકારોએ નિષ્પક્ષપાત દૃષ્ટિથી બન્ને વિદ્યાકળાની તુલના કરવી જોઇએ. પશ્ચિમની વિદ્યાકળાનો સારો ભાગ ગ્રહણ કરવો, પણ તે અહીંના સારા ભાગને દબાવે નહિ તે તરફ ધ્યાન આપવું જોઇએ.

આપણા બહારના જીવનમાં જણાતી ઘણી ખામીઓ દૂર કરવાની જરૂર છે, ખોટા રિવાજ દૂર કરવાની જરૂર છે, સ્રીકેળવણીની જરૂર છે; પણ તેની સાથે બહારના જીવનમાં એટલો અને એવી રીતે રસ લેવો ન જોઇએ કે જેથી અંદરનું જીવન, અંદરનો વિકાસ તદ્દન બંધ થઈ જાય. યુરોપની વિદ્યાકળામાં આ મોટી ખામી છે. તે પ્રજા બહારનું જીવન સુધારવામાં અંદરનો વિકાસ કરી શકતી નથી અને તેથી આજે પણ ત્યાંના

લોકોના મનમાં અશાંતિ રહ્યા કરે છે. તેથી જ લડાઈના સાધન માટે અખૂટ ધન વાપરવું પડે છે. જેમ અર્થપ્રાપ્તિ અને કામતૃપ્તિ એ પુરુષાર્થ છે, તેમ ધર્મવૃત્તિ અને મોક્ષસિદ્ધિ એ પણ પુરુષાર્થ છે. મનુષ્ય પોતાના આત્માનો અનુભવ ન કરે, ત્યાં સુધી મનુષ્યજીવન નકામું જ સમજવાનું છે. પણ બધા મનુષ્યના સ્વભાવ સરખા હોતા નથી, બધાને અનુકૂળ સંજોગો મળતા નથી; તેથી મળેલ સંજોગો સુધારવામાં જ વિદ્યાકળાની મહત્તા છે. બહારનું જીવન સુધરે ને અંદરનું પણ સુધરે એમ રહેવું મુશ્કેલ છે, છતાં એવા પ્રકારનું જીવન જે મનુષ્ય ગાળી શકે તે જ ખરો પુરુષાર્થી કહી શકાય. મુશ્કેલીના પ્રસંગોમાંથી નવા રસ્તા કાઢી શકે તે જ ખરી વિદ્યાનું ફળ છે. તે વખતે જ જીવનમાં કળા દેખાય છે. કળા એટલે જીવનમાં નવીનતા લાવવી, આત્માનો વિકાસ કરવો અને આટલું કામ જે વિદ્યાથી થાય તે જ સારી કહી શકાય. પશ્ચિમમાંથી તે માટે મળે તે લેવું, હિંદમાંથી જે સારું હોય તે ગ્રહણ કરવું અને બન્નેની અસરથી વિદ્યાવાન અને કળાવાન થઈ પોતાનું જીવન બીજાને દૃષ્ટાંતરૂપ થાય તેમ રહેવું જોઈએ. તેમાં જ હિંદની ઉન્નતિ સમાયેલ છે.

ખરી કળા ભોક્તાનો આત્મા જાગ્રત કરી આપે છે અને ખરો ભોક્તા કળામાં પોતાનું સ્વરૂપ જોઈ શકે છે. કળા ગમે તેવી સારી હોય તોપણ ભોક્તા વિના કળાની કાંઈ કિંમત નથી. પુરુષ વગર પ્રકૃતિની કાંઈ કિંમત નથી. પણ સંસારના સુખમાં પુરુષ ભોક્તા મટીને ભોગ્ય બની જાય છે અને કામ અને ક્રોધ તેના ભોક્તા બને છે.

કળા ચાર પ્રકારની છેઃ–સત્ત્વગુણી, રજોગુણી, તમોગુણી અને આત્મલક્ષવાળી; એટલો વિવેક કરી જ્યાં સાચી કળા સમજવામાં આવતી નથી ત્યાં ખોટી કળાનો ખોટો ભોક્તા ઘણી વાર નજરે આવે છે.

ભગવાન સર્વ પ્રેમરૂપ છે પણ સર્વ પ્રકારનો પ્રેમ એ ભગવાનનું સ્વરૂપ નથી. આ બાબત જ્યાં સુધી બરાબર સમજવામાં આવતી નથી ત્યાં સુધી સંસારનો પ્રેમ એ પણ જાણે ભગવાનનું સ્વરૂપ હોય એમ ઘણા માની બેસે છે. જે પ્રેમથી દેહનો અધ્યાસ વધે, દેહનું અભિમાન વધે, દેહ હું છું એમ લાગે, તે સાચો પ્રેમ નથી. સાચા પ્રેમમાં દેહનો અધ્યાસ ઓછો થાય છે.

સમાજમાં રોટલીનો પ્રશ્ન જેટલો જરૂરી છે તે કરતાં વાસનાને વશ કરવાનો પ્રશ્ન વધારે ઉપયોગી છે અને વાસનાને સંસ્કારી રાખવી એ તે કરતાં પણ મુશ્કેલ છે. છતાં જો માણસનું બી સુધારવું હોય તો જે માત્ર સંસ્કારી માબાપ થાય એવાંના વિવાહ કરી તેમને બીજાના ખરાબ સંગથી મુક્ત રાખવાં પડશે.

જીવન એ એક કળા છે અને એ કળાનો મહિમા ઘણો મોટો છે. આગળ કહ્યું તેમ ભોક્તાનો આત્મા જાગ્રત કરવો એ ખરી કળાનું મુખ્ય કામ છે. કેટલીક વાર ખોટી કળા પણ આપણા જીવનમાં ઊંચી ભાવના ખડી કરી શકે છે. ભક્તોનાં ચારિત્ર્યનાં નાટક-સિનેમા ખોટાં હોય છે તોપણ ભક્તિ ઉત્પન્ન કરે છે અને કોઈ નટીની કળા જોવામાં સાવધાન ન રહેવાય તો જોનારમાં હલકી વૃત્તિ ઉત્પન્ન થાય છે.

તેથી કેવા પ્રકારની કળાથી કેવા પ્રકારની ભાવના ઉત્પન્ન થાય છે, તે તરફ ખાસ ધ્યાન રાખવું જોઇએ. જે વસ્તુ સારી હોય તે ગમે છે એવો નિયમ નથી, પણ જે ગમે છે તે સારી લાગે છે. તેથી આપણને જે વસ્તુ ગમે તે નિત્ય રહે તેવી હોય, તો જ ખરું સુખ મળે છે અને ટકે છે.

ખરો ભોક્તા કળામાં પોતાના આત્માને જોઈ શકે છે અને ખોટો ભોક્તા કળા પાસે પશુ જેવો બની જાય છે. જ્યારે આપણો આત્મા બહારની વસ્તુઓમાં, બીજાનાં શરીરોમાં રહેલો દેખાય ત્યારે ખરું સુખ અને સૌંદર્ય મળે છે. બાળકને માની અંદર, મિત્રને મિત્રની અંદર, વેપારીને ગ્રાહકની અંદર, સ્ત્રીને પુરુષની અંદર અને પુરુષને સ્ત્રીની અંદર કાંઈક અંશે એકતાનો અનુભવ થાય છે; જાણે કે બે શરીરમાં એક આત્મા હોય તેવું જણાય છે અને તેથી ઘણા માણસોને કુટુંબનું સુખ બહુ ગમે છે, પણ ત્યાં માત્ર પ્રેમની શરૂઆત છે અને પ્રેમની ભુલવણી છે.

ખરી કળાનાં મુખ્ય ત્રણ લક્ષણ છેઃ એકસૂરતા, અખંડ-પણું અને સુખ. તેથી ભોક્તામાં પણ એ ત્રણ હોવાં જોઇએ. જ્યારે ભોક્તામાં અખંડપણું વગેરે ન હોય ત્યારે તે બહારના જગતને પોતાનું કરી શકતો નથી. તેથી જે જીવન આપણું લાગતું નથી તે વારંવાર આપણા વિરોધમાં રહે છે. જ્યારે બધા આપણા આત્મારૂપ લાગે અને આપણે તે પ્રમાણે વર્તીએ, ત્યારે જ આપણા વિરોધમાં કોઈ રહેતું નથી. તે જ ખરી કળા છે અને તે પ્રાપ્ત કરવા માટે ખરી વિદ્યા પ્રાપ્ત કરવી જોઇએ. બધા સાથે એકતા કરવાની વિદ્યા યુરોપ અને

અમેરિકા વગેરે દેશોની નિશાળો અને કૉલેજોમાં આપવામાં આવતી નથી; એટલું જ નહિ પણ ત્યાં રાગદ્વેષ વધારે એવા ઇતિહાસ શીખવવામાં આવે છે. અદ્વૈતભાવવાળી વિદ્યા તો જેણે એ દશા પ્રાપ્ત કરી હોય તેમની પાસેથી જ મળી શકે છે.

જે પ્રેમથી અજાણ્યા કુટુંબનાં સ્ત્રીપુરુષો એકદમ એક થઈ જાય છે, તેનું રહસ્ય જો બરાબર સમજવામાં આવે તો આખું વિશ્વ આપણું કુટુંબ બની જાય. ખરા પ્રેમી પાસે તેનું જગત અભિન્ન બને છે.

કોઈ વસ્તુમાં ખાસ સૌંદર્ય નથી, પણ તેને આપણે કેવું સૌંદર્ય આપીએ છીએ, તેના ઉપર બધો આધાર છે. બાળકને ક્યાં ખબર છે કે તેની માને તે કેવો લાગે છે? આશકના પ્રેમમાં જે સૌંદર્ય છે, તે કંઈ માશૂકના ચહેરા પર છે? સંસારનું સૌંદર્ય માત્ર ચામડી સુધીનું છે; તેમાં રૂપ દેખાય છે, પણ ગુણ દેખાતા નથી. તેથી સામાન્ય પ્રકૃતિના ક્ષેત્રમાં પૂર્ણતા મળતી નથી. સંસારના પ્રેમમાં કંઈક અંશે હૃદય લૂંટાય છે, પણ રડવાની ઇચ્છાવાળા પૂરું રડી શકતા નથી અને હસવાની ઇચ્છાવાળા પૂરું હસી શકતા નથી. રોવાનું છોડવું હોય તો ખોટું હસવાનું પ્રથમ છોડવું જોઈએ.

જેમ સાચું સુખ ભોગવવામાં કળા રહેલી છે, તેમ ખોટું સુખ છોડવામાં અને તે માટે અગવડો ભોગવવામાં પણ કળા રહેલી છે. બન્ને પ્રકારની કળા સમજવી જોઈએ.

ખરું સૌન્દર્ય પૂર્ણતામાં છે, પૂર્ણ બની પૂર્ણ બનાવવામાં છે. જ્યાં જેવો ભોક્તા હોય ત્યાં તેવી કળા દેખાય છે. જ્યારે ઇદં અહંરૂપે જોઈ શકાશે ત્યારે વિદ્યા પૂર્ણ થશે. એવી વિદ્યા

માટે જગતમાં ધાર્મિક પુરુષો વધવા જોઈએ અને તે વધે તેટલા માટે અધાર્મિકનો નાશ પણ થવો જોઈએ. જ્યારે ચોર વધે છે, ત્યારે ધનવાન શાંતિથી રહી શકતા નથી. જ્યારે અજ્ઞાની વધે છે, ત્યારે જ્ઞાની માણસો શાંતિથી રહી શકતા નથી.

ભવિષ્યમાં જે પ્રજામાં નીતિ, સાધુતા અને સત્ય હશે તેને બીજી પ્રજા માન આપશે, માત્ર પૈસાવાળાને માન મળશે નહિ. ધનમાં શક્તિ છે પણ વિદ્યામાં તેથી વધુ શક્તિ છે.

વિદ્યા એ એવી આકર્ષક વસ્તુ છે કે તે હાડકાંને જીવતાં કરે છે, પણ વિદ્યાનું તત્ત્વ બરાબર ન સમજાય તો જીવતાંને હાડકાં જેવા કરે છે. સાચી વિદ્યા એ એકતા કરનાર તત્ત્વ છે. જ્યારે જીવને ખોટી વિદ્યા મળે છે, ત્યારે તે અસતની ઉપાસના કરે છે. તે સુખ મૃગજળના જેવું છે.

જ્યારે જ્યારે કોઈ નવું સુખ, નવી શક્તિ, નવું સૌન્દર્ય આપણા અનુભવમાં આવે છે, ત્યારે વિદ્યાના એક અંગનો સ્પર્શ થાય છે, પણ જ્યાં સુધી આત્મવિદ્યાથી ઈશ્વરે માણસમાં મૂકેલ પ્રેમ આખા જગત સાથે એકતા નહિ કરે, ત્યાં સુધી જીવનને પૂરો સંતોષ થશે નહિ. અવિદ્યાનો મહિમા એટલો વિચિત્ર છે કે એક ક્ષણમાં અજ્ઞાની માણસ અનંત સૃષ્ટિની કલ્પના કરી બેસે છે અને વિદ્યાનો મહિમા એટલો મોટો છે કે એક ક્ષણમાં બધાને એકરૂપ બનાવી દે છે. જેમ માણસ કીડીના દરમાં સમાઈ શકતો નથી, તેમ બ્રહ્મજ્ઞાની માણસના શરીરમાં સમાઈ શકતા નથી.

એક ૪૫ વરસના કુંવારા અંગ્રેજને કોઈએ પૂછ્યું કે, "તમે હજુ કેમ પરણ્યા નથી ?" એટલે તેણે જવાબ આપ્યો:

"હું પોતે જ મૂર્ખ જેવો છું અને જો હું પરણું તો અમારા ઘરમાં બે મૂર્ખ ભેગાં થાય, તે કરતાં એક મૂર્ખની સાથે રહેવું વધારે ઠીક છે." આર્યોના સમાજમાં એક ઘરમાં બે મૂર્ખ ભેગા થાય નહિ તેટલા માટે વર્ણાશ્રમધર્મની પદ્ધતિ ગોઠવેલી છે કે જેથી સંસ્કારી કુટુંબો સંસ્કારી કુટુંબો સાથે જ જોડાય.

ઋગ્વેદ વગેરેમાં આપેલ પ્રાચીન ઈતિહાસ જોતાં જણાય છે કે, હિંદના સંસ્કારની અસરથી ગ્રીક અને ઇજિપ્તના લોકોમાં આત્મજ્ઞાન આવ્યું હતું. પણ યુરોપના બીજા દેશોના વેપારી સંસ્કારથી ત્યાંની પ્રજામાં વેપારી બુદ્ધિ આવી. યુરોપની બુદ્ધિના સંસ્કાર અમેરિકામાં ઊગ્યા અને ત્યાંથી જાપાનમાં ગયા. ત્યાંની અસરથી ચીનમાં જાગૃતિ આવી અને તે જ સૂર્ય પાછો હિંદને જગાડવા પૃથ્વીપ્રદક્ષિણા કરીને આવે છે. હિંદે જે વિદ્યા પહેલાં પશ્ચિમના દેશોના આત્માને જાગ્રત કરવા આપી હતી, તે બીજા દેશોના સંસ્કાર લઈને પૂર્વમાંથી આવતી દેખાય છે. તેમાં ઘણી સેળભેળ થયેલી છે. તેમાં ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્રોના સંસ્કાર ઘણા ભળેલા છે. તેથી સાચાખોટા સંસ્કારને જુદા પાડી, સારા ગ્રહણ નહિ થઈ શકે તો ઘણા જન્મને અંતે મળેલ મનુષ્યજન્મ નકામો જશે અને ખરો પુરુષાર્થ થઈ શકશે નહિ.

યુગધર્મ એવી રીતે પાળવો જોઈએ કે સનાતન ધર્મ ભુલાય નહિ. બીજા દેશો તરફથી આવેલ સંસ્કારને ફેરવી, સુધારી, નવા રૂપમાં પાછા આપવાથી ને તે દેશોને તે સ્વીકારવા પડે એટલું આત્મબળ બતાવવાથી હિંદની કીર્તિ વધશે અને બીજા દેશોના માણસોનાં જીવન પણ તે અસરથી સુધરશે.

તે માટે આપણે ભૂતકાળમાં કેવા હતા, હાલ કેવા છીએ અને ભવિષ્યમાં કેવા થવાનું છે, તે બરાબર સમજવું જોઈએ. ભૂતકાળના ઋષિઓ તરફથી મળેલ આત્મવિદ્યામાં શ્રદ્ધા જોઈએ, પણ સમાજની રૂઢિઓથી કરોડો લોકોને અસ્પર્શ્ય માની તેમના જીવન તરફ બેદરકાર રહેવાની ભૂતકાળની ભૂલ ફરીથી કરવી જોઇએ નહિ. અસ્પર્શ્ય લોકોને અસ્પર્શ્ય માનવાનું મુખ્ય કારણ એ છે કે, સારા સંસ્કારવાળી જ્ઞાતિઓ ખરાબ સંગમાં આવે નહિ. પણ હાલના કાળમાં વર્ણાશ્રમ ધર્મની પદ્ધતિ તૂટી ગઈ છે. સારા સંસ્કારવાળી જ્ઞાતિઓમાંથી ઘણા દુરાચારી નીકળે છે અને અસ્પર્શ્ય ગણાતી જ્ઞાતિઓમાં ઘણા સદાચારી નીકળે છે. તેથી હાલના કાળમાં એટલું ધ્યાનમાં રાખવું જરૂરી છે કે જેમણે સારા સંસ્કારનું પાલન કરી આત્મજ્ઞાન મેળવવું હોય તેમણે કામી કે ક્રોધી કે વિષયી માણસોનો સંગ કરવો ન જોઈએ. વર્તમાનકાળમાં યુરોપના સાયન્સથી થયેલ જે શોધો આત્મજ્ઞાન તરફ વાળે તે સ્વીકારવી; પણ વર્તમાનકાળમાં ચારે તરફ ફેલાતી વેપારી બુદ્ધિ સમાજના જીવનમાં દાખલ થાય નહિ તેની સંભાળ રાખવી જોઇએ. વળી અહીંના સારા સંસ્કારની અસર બીજા દેશો ઉપર પાડવી હોય તો બીજા દેશો પણ કેવા હતા, હાલ કેવા છે અને કેવા થવા પ્રયત્ન કરે છે તે પણ સમજવું જોઈએ.

માણસની ફરજ છે કે પોતાના કુટુંબના ભરણપોષણ માટે ધન કમાવું. તેમાં ઘણા તો નીતિ કે અનીતિનો વિચાર કરતા નથી. જેમને નીતિ, ધર્મ અને આત્માનું સુખ જોઈએ છે, તેઓને બહુ કસોટીમાંથી પસાર થવું પડે છે. અને જ્યારે

અનીતિવાળા ધનની છોળોમાં ઊછળતા હોય છે, ત્યારે નીતિવાળાને ગરીબાઈમાં રહેવું પડે છે. જેઓ હાલ વ્યવહારનું સુખ ભોગવે છે તેમણે પહેલાં પુણ્ય કર્યાં હોય છે તેનું ફળ છે. જેઓ હાલ નીતિ અને ધર્મથી રહી પુણ્ય ભેગું કરે છે, તેમને ભવિષ્યમાં સારું જીવન જરૂર મળશે.

પ્રશ્નઃ—પણ ધન જોઈએ છે શા માટે ?

ઉત્તરઃ—કુટુંબ માટે.

પ્રશ્નઃ—કુટુંબ શા માટે જોઈએ ?

ઉત્તરઃ—કુટુંબના સુખ માટે.

પ્રશ્નઃ—કુટુંબનું સુખ શા માટે જોઈએ ?

ઉત્તરઃ—કારણ કે બીજા સુખની ખબર નથી.

તેથી કુટુંબના સુખ કરતાં બીજું મોટું મોક્ષનું સુખ છે. એ વાત જો નાની ઉંમરથી શીખવવામાં આવે, તો માણસનું જીવન સુધારવામાં ઘણી સગવડ થાય તેમ છે. તે બાબતની વધારે હકીકત આ પુસ્તકના પાંચમા પ્રકરણમાં આપી છે.

મોક્ષના સુખનું મુખ્ય સાધન બ્રહ્મચર્ય છે. બ્રહ્મચર્યનું પાલન ન થાય તો દેહનું અભિમાન વધે છે અને તે આત્માના સુખમાં મોટું વિઘ્ન છે. વળી બ્રહ્મચર્યનું પાલન થઈ શકે તો કુટુંબ વધે નહિ. કુટુંબ વધે નહિ તો કમાવાની ચિંતા બહુ રહે નહિ. કમાવાની બહુ ચિંતા ન રહે તો આત્મજ્ઞાન માટે અને બીજાની સેવા માટે પૂરતો વખત રહે છે. માટે બધા સાચા સુખનું મુખ્ય સાધન બ્રહ્મચર્ય છે અને બધા દુઃખનું મૂળ બ્રહ્મચર્યનો ભંગ છે. ઘરમાં વસ્તી બહુ વધી જાય તો આપણા કર્મની ચિંતા ઉપરાંત બીજાના કર્મની ઉપાધિ પણ

નડે છે. બ્રહ્મચર્ય પાળવાની ઇચ્છાવાળાએ સંગમાં બહુ ધ્યાન રાખવું જોઇએ. બને ત્યાં સુધી તેણે સ્ત્રીઓનો સંગ અને સ્ત્રીઓના સંગીનો સંગ કરવો ન જોઈએ. જેમ પાયખાનામાં રહીને ફૂલની સુગંધી ન મળે, તેમ માયાના સુખમાં રહીને આત્માનો આનંદ મળી શકે નહિ. પૈસા ઓછા થવાથી જે દુઃખ થાય છે, તે કરતાં વધારે દુઃખ આત્માને ભૂલવાથી થવું જોઈએ. અંતઃકરણની શુદ્ધિ માટે પહેલાં વ્યવહાર શુદ્ધ કરવો જોઇએ. વ્યવહારમાં જે સંયમ અને નીતિ રાખી શકે છે, તેમને આત્મસાક્ષાત્કાર માટે યોગ્ય બુદ્ધિ પ્રાપ્ત થાય છે. સંસારના સુખમાં જે વૃત્તિ જાય છે, તે વૃત્તિ આત્મા તરફ વળી શકતી નથી. સમાજસેવા કરતાં કરતાં પણ ઘણીવાર અનાત્મભાવ વધી જાય છે અને લોકોના વખાણની અસરથી તે ભૂલની તરત ખબર પડતી નથી. હાલના કેટલાક માણસો તો જાણે આ પૃથ્વીમાં નવા પ્રાણી થઈને આવ્યા હોય તેવું લાગે છે. તેઓને જીવનના લક્ષ્યની ખબર પડતી નથી. એક પણ ખોટી ઇચ્છા મનને નિર્બળ કરી નાખે છે. જે માણસ પોતાના મનનો નિગ્રહ કરવાને સમર્થ છે, તે જો બીજાને એ કામ શીખવી શકે તો તેનો ઉપયોગ જેવોતેવો નથી. પ્રાચીન કાળમાં નીતિ અને ધર્મનું શિક્ષણ આપવાવાળા અને તે પ્રમાણે રહેવાવાળા સમાજમાં ઘણા હતા તેથી હાલની માફક કોર્ટની, વકીલોની અને પોલીસોની જરૂર પડતી નહોતી. માણસના જીવનનું કેટલુંક આયુષ્ય રાત્રે નિદ્રામાં, કેટલુંક નાની ઉંમરે બાલક્રીડામાં, કુમાર અવસ્થાએ અભ્યાસમાં, જુવાનીમાં વિષયભોગમાં, વૃદ્ધાવસ્થામાં રોગથી, ચિંતાથી, દીકરાના અને તેના દીકરાના વિવાહ કરવામાં, નાના નાના બાળકોની કાલી કાલી

વાતો સાંભળવામાં ચાલ્યું જાય છે અને પોતે કોણ છે, ઈશ્વર કોણ છે, આપણે તેની સાથે શો સંબંધ છે, તે જાણવાનો વખત રહેતો નથી. માયાના સુખને સાચું માનનારને જ્ઞાન રુચતું નથી, એટલું જ નહિ પણ તેને જ્ઞાની પ્રત્યે દ્વેષ આવે છે. આવા માણસને પૂછીએ કે તું કોણ ? ત્યારે જવાબ આપે છે કે, 'ધેલીનો વર અથવા બેબીનો બાપ અથવા કીકાનો કાકો અથવા ગાંડિયાનો મામો' થાઉં છું. હાલની કેળવણીથી જેટલું જ્ઞાન વધે છે તેટલું અજ્ઞાન વધે છે.

જ્યારે જ્ઞાની અને અજ્ઞાની મળે છે, ત્યારે જો જ્ઞાની માણસ પોતાના સંસ્કારની છાપ અજ્ઞાની માણસ ઉપર પાડી શકતો નથી, તો અજ્ઞાની માણસના સંસ્કાર કોઈ વાર જ્ઞાની માણસ ઉપર પડે છે; તેવી જ રીતે જો આર્યોના સંસ્કારની અસર બીજા દેશો ઉપર નહિ પાડી શકાય, તો બીજા દેશોના સંસ્કારની અસર અહીંની પ્રજા ઉપર થશે. હવે બધા દેશો એટલા નજીક આવી ગયા છે કે ભૂતકાળની માફક માત્ર અરણ્યમાં બેસી આત્મચિંતન કરવાથી સમસ્ત જીવન સુધરશે નહિ; તેમ વર્તમાનકાળનો વેપારી સ્વભાવ અને નજીકના ભવિષ્યમાં બીજા દેશો તરફથી આવતી મજૂરોની બુદ્ધિની અસર પણ અહીંનું જીવન સુધારી શકશે નહિ. અહીંના જીવનમાં નવી દિશા ઉઘાડવાની જરૂર છે. નવા, ઉત્તમ અને બળવાન આત્માના સંસ્કારની જરૂર છે. ભૂતકાળની ભૂલો ફરીથી થાય નહિ, વર્તમાનકાળની ભૂલો સુધારવામાં વિલંબ થાય નહિ અને ભવિષ્યકાળમાં અહીંના સંસ્કાર એટલા સારા થાય કે બીજા દેશો ઉપર તેની અસર જાય, ત્યારે જ આર્યોનું આર્ય-

પણું ટકી શકશે. નહિ તો અનાર્યપણું-અનાડીપણું દાખલ થશે, ધર્મની ગ્લાનિ થશે ને તે દૂર કરવા કલ્કીને આવવું પડશે.

કલ્કીને માટે શક્તિવાન ઘોડાની જરૂર પડશે. હાલ હવાઈ વિમાન જેવી યાંત્રિક શોધોની શક્તિ 'હૉર્સ પાવર'થી મપાય છે. અમેરિકામાં એક એવી ટ્રેનની શોધ થઇ છે કે તેમાં બેસીને ટ્રેનને કહીએ કે 'ચાલ' એટલે ચાલવા માંડે છે અને કહીએ કે 'ઊભી રહે' એટલે ઊભી રહે છે. ને વીજળીની શક્તિથી ચાલે છે; પણ કલ્કીની શક્તિ-ત્રણ હજાર વર્ષ પહેલાં ઇજિપ્તમાં મોઝીઝે આત્મબળથી ઇજિપ્તનું લશ્કર સ્થિર કર્યું હતું તેમ-આત્મબળથી જીવતાં લશ્કરોની ગતિ કુંઠિત કરશે. જ્યારે કલ્કીનું આત્મબળ કામ કરશે ત્યારે લશ્કર ઉપર કાટ ચડશે. આર્યોના સંસ્કારમાં કલ્કીનું ગુપ્ત આત્મબળ રહેલુ છે. તે જાગ્રત કરવાથી હિંદની વિદ્યાકળાનો મહિમા પ્રગટ થશે. તે બળને વેદના વખતમાં 'અશ્વ' કહેતા હતા. તે ઘોડા ઉપર બેસીને કલ્કી આવશે. વ્યક્તિમાં-સમષ્ટિમાં જ્યારે એવું દુઃખ આવે છે કે તે ભગવાન વિના કોઈ દૂર કરી શકે નહિ ત્યારે અવતાર થાય છે. હિરણ્યાક્ષ, હિરણ્યકશિપુ, રાવણ, દુર્વાસા, કંસ કે શિશુપાલ જેવી વ્યક્તિઓ ઉત્પન્ન થાય, ત્યારે સમાજનું જીવન એટલું બગડે છે કે અવતાર સિવાય તે સુધરી શકતું નથી. આવા અવતારની શકયતા વસુદેવ અને દેવકીજી જેવાં દરેક સંસ્કારી સ્ત્રીપુરુષોના આત્મામાં હતી, છે અને રહેશે. તે શકયતા પ્રગટ થાય ત્યારે આર્યોના સંસ્કારનું તેજ માનવજાતિને મળી શકે અને ત્યારે જ ખરો પુરુષાર્થ સિદ્ધ કર્યો કહી શકાય.

## ૨ : પુરુષાર્થ

કોઈ પણ દેશની વિદ્યાકળા સમજવા માટે એટલું તો સમજવું જરૂરનું છે કે, તે વિદ્યાકળામાંથી કેટલા પુરુષાર્થ સિદ્ધ થાય છે. આ બાબત પહેલા પ્રકરણમાં સંક્ષેપમાં સમજાવેલ છે. તે વધારે સ્પષ્ટ સમજવા માટે પુરુષાર્થ કોને કહેવો, માણસનો સ્વભાવ કેટલો ગૂંચવણભરેલો છે, તેનામાં શાં શાં તત્ત્વો રહેલાં છે, તે પહેલાં સમજવું જોઈએ.

પુરુષમાં બે પ્રકારનો સ્વભાવ છે. એક પોતાની પ્રકૃતિ પ્રમાણે ચાલતો સત્ત્વગુણ, રજોગુણ અને તમોગુણવાળો અને બીજો અંતર્યામીની ગુપ્ત પ્રેરણાથી ચાલતો અંદરનો સ્વભાવ. અંદરના સ્વભાવનો પહેલાં સ્પષ્ટ અનુભવ હોતો નથી. તે જાણે કે કોઈ પરદેશી વસ્તુ હોય એમ શરૂમાં લાગે છે. તેથી તે સ્વભાવ પ્રમાણે ચાલવામાં પુરુષની અશક્તિ જણાઈ આવે છે. તેનું ખાસ કારણ તેના ઉપર પહેલા ત્રણ ગુણવાળા સ્વભાવનું વધારે જોર રહે છે. પ્રકૃતિનો આ ટૂંકો સ્વભાવ સામાન્ય અનુભવમાં આવે છે અને તે પૂરો હોય એમ જીવ

માની બેસે છે. આ માયા છે; તેથી જ દેખાતું જગત પૂર્ણ લાગતું નથી. દરેક ક્રિયા અલ્પ, અપૂર્ણ હોય છે; છતાં તે દરેકની અંદર અંતર્યામી તેનો સ્વભાવ ચલાવતા હોય છે. તે અંતર્યામીનો સ્વભાવ જે વખતે અનુભવમાં ન આવે તે વખતે કોઈ ક્રિયામાં પૂર્ણ સુખ મળતું નથી. તેથી તેમાં રહેલું અગમ્ય તત્ત્વ શોધવાની જરૂર પડે છે. તે શોધમાં દરેક ક્રિયામાં કામ કરતાં નવાં તત્ત્વો મળે છે અને ખબર પડે છે કે, જેમ આપણે સંજોગોને અધીન છીએ, તેમ સંજોગો પણ આપણા ઉપર આધાર રાખે છે. નવાં તત્ત્વો શોધવાં, સંજોગો ફેરવવા, પોતાની નવી શક્તિઓ ખીલવવી, તેમાં સાહસ અને જોખમ રહેલું જ છે. તે જોખમ ખેડ્યા વગર જીવનો જીવભાવ પૂરો ખીલતો નથી. જીવને જીવભાવ મૂકવો ગમતો નથી; તેથી નવો ભાવ પ્રાપ્ત કરતાં દુઃખ થાય છે, આખું જગત પ્રભુની ઇચ્છા પ્રમાણે ચાલતું હોવાથી જીવની ઇચ્છાને વારંવાર આઘાત પહોંચે છે. આવા સંજોગોમાં જીવનો અલ્પ સ્વભાવ વારંવાર હારી જાય છે. પણ હારની દરકાર કર્યા વગર પોતાનો સ્વભાવ દુઃખ ખમીને પણ તે જીવ સુધારે તો દરેક સંજોગ જીતવાની શક્તિ પણ જીવમાં રહેલ અંતર્યામી તેનામાં પ્રગટ કરે છે. તે વખતે ખબર પડે છે કે, જ્યાં સુધી જીવભાવ પ્રભુની ઇચ્છાને તાબે ન રહે ત્યાં સુધી તે સુખી થઈ શકતો નથી. પ્રભુ તેનો અંતરાત્મા છે. તેના તરફ બેદરકારી રાખવાથી સુખ મળે નહિ. માત્ર જીવરૂપે એટલે અલ્પ સ્વભાવે જીવવાથી જીવનો કાંઈ ઉપયોગ નથી.

જીવભાવ છોડવામાં અને પ્રભુભાવ પ્રગટ થવા દેવામાં

શરૂઆતમાં દુઃખ લાગે છે. પણ જે દિશામાં દુઃખ છે તે દિશામાં જ સુખ છે; કારણ કે ત્યાં જીવનો પૂર્ણ સ્વભાવ એટલે પ્રભુતા પ્રગટ થાય છે. હાલમાં પ્રવૃત્તિમય બહિર્મુખ જીવનમાં આ ઉપયોગી બાબત ભુલાઈ ગઈ છે અને પૈસાથી જ બધું સુખ મળશે એવી માન્યતાથી જીવન શરૂ થાય છે અને પૂરું થાય છે.

અર્થ અને કામ એ બે પુરુષાર્થથી જ પ્રભુતા પ્રગટ થતી નથી. અર્થપ્રાપ્તિ અને કામતૃપ્તિમાં કેટલો દંભ છે, તે પહેલાં બરાબર સમજવું જોઇએ. પોતાનામાં કેટલું અજ્ઞાન રહેલું છે, બીજા લોકો ધર્મ અને મોક્ષને પુરુષાર્થ તરીકે શા માટે માને છે—એ સમજવું જોઇએ. પોતામાં કેટલો શુભ સ્વભાવ, અંદરની પ્રેરણા, વિચારની ઉત્પત્તિ, તેના નિયમ, તેની દિશા અને તેનાં આકર્ષણ વગેરે છે, તે સમજવાં જોઇએ.

ધાર્મિક માણસમાં પ્રભુ તરફ ભક્તિ રહે છે. પ્રભુ સર્વત્ર કામ કરતા હોવાથી સર્વ ક્રિયા તરફ તેનો સમભાવ રહે છે. તેટલે દરજ્જે તેનો સ્વભાવ ખીલે છે, વિશાળ બને છે. તે વખતે તેને તેનો આગળનો સ્વભાવ તુચ્છ લાગે છે. ધાર્મિક માણસનુ મન વેપારી માણસના કરતાં વધારે આરોગ્યવાળું હોય છે, તેનામાં શાન્તિ હોય છે. શાન્તિથી તે સાચા અને સારા વિચાર કરે છે. અશાંત, કામી અને ક્રોધી મનમાં સત્ય સમજવાની શક્તિ હોતી નથી. જીવને પ્રભુતામાં જ સુખ મળે છે. પ્રભુતા મેળવવા માટે દુઃખ ખમવામાં જ જીવપણાનો ઉપયોગ છે. આ દિશા અપરિચિત હોવાથી શ્રદ્ધાની જરૂર રહે છે. શંકાવાળાને ભય થાય છે.

દરેક માણસને સ્વાર્થ પસંદ છે. પણ સ્વાર્થ શામાં છે, તેનો ઘણા વિચાર કરતા નથી. જીવના અલ્પજ્ઞાનથી જે સ્વાર્થ મનાય છે, તે બીજા માણસના સ્વાર્થની આડે આવે છે. કેટલીકવાર બીજાનું બૂરું કરવાથી પોતાનો સ્વાર્થ સધાય છે, પણ જ્યારે જીવમાં ધાર્મિક બુદ્ધિ ઉત્પન્ન થાય છે, પ્રભુતા તરફ તેનું મન વળે છે, ત્યારે તે બીજાના સ્વાર્થને બગાડ્યા વગર પોતાનો સ્વાર્થ સિદ્ધ કરી શકે છે. તેથી એકંદરે સમાજજીવન ઉત્તમ થાય છે અને વિદ્યાકળાના ખરા નમૂના પ્રત્યક્ષ દૃષ્ટિએ પડે છે.

પણ મને જેવી લાગણી થાય છે તેવી બીજાને કેમ થતી નથી? અને બીજાને થાય છે તેવી મને કેમ થતી નથી? તેનું ખરું કારણ પોતાની માની લીધેલી ભાવના છે. આપણી પોતાની લાગણીનું આપણે ઉત્પન્ન કરેલ બંધન જ બીજાની લાગણી જાણવામાં આડું આવે છે. આપણે પોતાનો માનેલો સ્વાર્થ, પોતે માનેલું તે જ સાચું, બીજાનું ખોટું, આવી વૃત્તિથી બીજા માણસોથી આપણે આપણને દૂર કરીએ છીએ. એટલું તો કૂતરા પણ સમજી શકે છે કે, પોતાના ધણી ઉપર કોઈ હુમલો કરે ત્યારે પોતે ધણીના દુશ્મનને–હુમલો કરનારને કરડે છે. તે વખતે તે પોતાના સુખદુઃખનો વિચાર કરતો નથી. પોતાની લાગણીમાં એટલે પોતાના શરીરના સુખમાં જ મન રાખીએ તો સમભાવ થઈ શકતો નથી. આવી લાગણી ખોટો ભાવ પ્રગટ કરે છે, મનની પાછળ રહેલ આત્માની અનંત શક્તિઓ દાબી દે છે, તેથી પોતાની પ્રભુતા પ્રગટ થતી નથી. બીજાને મદદ થાય

કે ન થાય પણ બીજાનાં હૃદય, મન સમજવાની, તેને માન આપવાની, તેને દુઃખ ન દેવાની વૃત્તિ હોવી જ જોઈએ; કારણ કે આત્મભાવે બીજાનાં શરીર, બીજાનાં મન પણ પોતાનાં જ છે. પોતાની લાગણી ફેરવ્યા વિના આત્મભાવ પ્રગટ થતો નથી. સારી અને ઉત્તમ લાગણીવાળો માણસ હંમેશાં ઉત્તમ કાર્ય કરી શકે છે અને ઉત્તમ કાર્યથી પોતાનો સ્વભાવ ઉત્તમ કરતો જાય છે. તેનામાં જ્ઞાન અને હિંમત વધતાં જાય છે. તે જ ઉત્તમ ફળ છે. જ્ઞાન અથવા સમજણ વગરની દયાથી કેટલીક વખત ખોટી લાગણી પ્રગટ થાય છે અને તેનું ખોટું ફળ આવે છે. સમજણપૂર્વક લાગણીથી સમજણ વધે, બુદ્ધિ વધે તેમ વર્તવું જોઈએ.

પણ દરેક માણસ પોતાનું પોતાપણું મૂકી દે, તો બધાનાં શરીર અને મન એક થઈ જાય અને માણસ તરીકે કોઈ જાતિ ઉત્પન્ન પણ થાય નહિ? એમ કોઈને પ્રશ્ન થાય તે સ્વાભાવિક છે. તેનો જવાબ એટલો જ છે કે, દરેક માણસમાં પ્રભુની શક્તિ અમુક અમુક ગુણો પ્રકટ કરે છે. તે ભાવ ધ્યાનમાં રાખી દરેક માણસ પોતાના ગુણનો વિકાસ કરી શકે અને પ્રભુની શક્તિ પોતાની અંદર પ્રગટ કરી પ્રભુતા બતાવી શકે. જે ગુણ પોતામાં હોય, જે બીજી જગ્યાએ ન હોય તે જગ્યાએ જ પ્રભુતા પ્રાપ્ત કરે તો પોતાને અને બીજાને લાભ કરી શકે. આવા વિકાસમાં અનેક માણસનું કામ એક માણસ ઘણી વખત કરી શકે છે. એક માણસના વિચારથી અનેકને ફાયદો થાય છે અને બીજાના સ્વભાવ અને શરીર ઉપર પણ ઘણી સારી અસર થાય છે.

તે વખતે ભેદદૃષ્ટિ મંદ પડે છે અને અંતે નાશ થાય છે. કાર્યસિદ્ધિ અમુક રીતે જ થવી જોઈએ એવો નિયમ નથી. એક મકાન બાંધવામાં અનેક માણસો અનેક રીતે ઉપયોગી થાય છે; તેથી અમુક પ્રકારનું જ એટલે તેમના સ્વભાવ પ્રમાણે મકાન થવું જોઈએ એવો નિયમ નથી. મકાનનો કોઈ પણ ભાગ કોઈ પણ માણસના સ્વભાવ સાથે સરખાવી શકાય નહિ; તેવી જ રીતે જગતની વિવિધ ક્રિયાઓમાં અનેક માણસ અનેક રીતે કામ કરી શકે છે અને એકબીજાના કામની એકબીજા ઉપર અસર થાય છે.

પણ આપણે બીજા માણસ સાથે એક ન હોઈએ તો આપણે આપણી સાથે પણ શા માટે એક થઈને રહેવું જોઈએ? આપણો ભૂતકાળનો સ્વભાવ આપણા વર્તમાનકાળના સ્વભાવ કરતાં ઘણો જુદો અને દૂર હોય તેમ લાગી શકે અને આપણા વર્તમાનકાળનો સ્વભાવ બીજા માણસના વર્તમાનકાળના સ્વભાવ સાથે વધારે અનુકૂળ અને નજીક પણ લાગી શકે. આ દૃષ્ટિએ જોતાં જેમ આપણું આગલું અને પાછલું જીવન આપણું કહીએ છીએ, તેમ બીજાનું જીવન પણ આપણું કહેવું જોઈએ અથવા બન્નેને આપણાથી ભિન્ન માનવા જોઈએ. પણ ભિન્નતા ક્ષણિક સ્વભાવનું પરિણામ છે. એકતા સમસ્ત અને નિત્ય સ્વભાવનું પરિણામ છે. આત્મભાવે જુદા થઈ શકતા નથી. આ અનુભવ ન થવાનું કારણ આપણે આપણો સ્વભાવ પૂરો જાણતા નથી એ જ છે.

આપણા અજ્ઞાનનું કારણ શું? આપણી હદ શા માટે બંધાય છે? આ પ્રશ્નનો જવાબ પરિમિત મનને સંતોષ

થાય તેવો મળી શકે નહિ. મન કાર્ય છે, આત્મા કારણ છે. કાર્યથી કારણ સમજાય નહિ. આ પુસ્તકના અક્ષર જોઈ તે જે માણસે છાપ્યા, તે માણસનું નામ જાણી શકાય નહિ. અથવા ઊંધા છાપેલા તે જ અક્ષરો સરળતાથી વાંચી શકાય નહિ. પૂર્ણ દૃષ્ટિ લેવી હોય તો મનની ઉપર જવું જોઈએ. એમ સમજવું જોઈએ કે, મનના વિચારમાં, તેનાથી ઉત્પન્ન થતા તર્કમાં કાંઈ કિંમત નથી. જેમ જેમ પ્રભુભાવ ઉત્પન્ન થતો જશે, તેમ તેમ જીવભાવ અદૃશ્ય થતો જશે.

પણ નાટકમાં પાત્રો કામ કરે જ નહિ તો નાટક થાય નહિ. નાટક રચનાર કવિની કલ્પનામાં આખું નાટક એક સાથે રમતું રહે છે; પણ નાટકનાં પાત્રોને તો તે છૂટુંછૂટું ભજવવું પડે છે. કવિએ કલ્પેલ રચના પ્રમાણે ભજવવું પડે છે. છતાં ભજવનારની કળા ઓછી ઉપયોગી નથી. કવિએ ઉત્પન્ન કરેલ સંજોગો ધ્યાનમાં રાખવા જોઈએ, પણ દરેક સંજોગમાં નવીનતા બતાવવાની કળા ભજવનારમાં હોય તો જ નાટક શોભે છે. નવીનતા બતાવવાની શક્તિ દરેક જીવમાં પ્રભુએ રાખી છે તેનું જ્ઞાન થવું જોઈએ અને તેનો અનુભવ લેવો જોઈએ.

નાટકમાં બે ભાવ રહેલા હોય છે. એક કવિએ ઉત્પન્ન કરેલ અને બીજો ભજવનારની કળાનો અને તેને આપવી જોઈતી સ્વતંત્રતાનો. કેટલાંક પાત્રો પોતાનું કામ હંમેશાં એક જ રીતે કરે છે. કેટલાંક પોતાના કામમાં હંમેશાં કવિની રચના બગાડ્યા વગર નવીનતા લાવે છે. નવીનતા લાવવા માટે કવિનું હૃદય સમજવું જોઈએ. દરેક પાત્રના કાર્યને

કવિ સાથે સંબંધ હોય છે, પણ કોઈક જ કવિને બરાબર સમજી શકે છે. જે તે સમજી શકે છે તે કવિના હૃદયમાં રહેલી નવીનતા પણ પ્રગટ કરી શકે છે અને કવિનો મહિમા વધારે છે. નવીનતાને માટે હંમેશાં દરેકમાં જગ્યા રહે છે. જેમ શૃંગારમાં સ્થાયી ભાવ શૃંગારને વધારે છે, વિદ્યામાં સર્વોત્તમભાવ વિદ્યાનો વિકાસ કરે છે, તેમ કળામાં નવીનતા કળાનો મહિમા વધારે છે.

જેમ જેમ જીવને પોતાના આખા સ્વભાવની ખબર પડે છે, તેમ તેમ તે દરેક સંજોગમાં નવીનતા જોઈ શકે છે અને પોતાની શક્તિ પ્રમાણે નવીનતા લાવી શકે છે. દરેક સંજોગમાં નવાં દૃષ્ટિબિંદુ હોય છે. પોતાને મળેલી વિદ્યાથી અને પોતાની જીવનકળાથી દરેક જીવ દરેક સંજોગ-ને નવું રૂપ આપી શકે છે. આ દૃષ્ટિએ જોતાં જગતમાં નવીનતા લાવવા માટે જીવ ઉત્પન્ન થવા જ જોઇએ.

પણ માત્ર વિચારથી નવીનતા આવતી નથી. વિચારથી આચાર ઉત્પન્ન થાય છે; પણ વિચાર ઉપર મનોબળ જોઇએ, એટલું જ નહિ પણ મનોબળથી ઉપરના ક્ષેત્રમાં રહેલ આત્મા-ની અનંત શક્તિઓને કામ કરવા પોતામાં જગ્યા આપવી જોઈએ. અમુક સંજોગો ઊભા થાય, તેમાં ઘણી મુશ્કેલીઓ દેખાય; છતાં બધી મુશ્કેલીઓમાંથી રસ્તો કાઢી વ્યવસ્થિત કામ કરવાની શક્તિ આવવી જોઈએ. તેને માત્ર બહારના દેખાવ ઉપર આધાર રાખવો જોઇએ નહિ. જગત એક છે, એક જ શક્તિથી ચાલે છે. ઉત્તમ જીવના પુરુષાર્થદ્વારા તેની એકતા નભે છે. જે માણસ તે નવીનતા જોઈ શકે છે તે ખરો

પુરુષાર્થ સાધી શકે છે. આ દૃષ્ટિએ વિચાર થાય તો સ્વરાજ્યનું મુશ્કેલ કોકડું પણ ઉકેલી શકાય. માત્ર એક માણસના વિચાર પ્રમાણે ચાલવાથી સ્વરાજ્યને બદલે નવા પ્રકારની પરાધીનતા વધે છે. સ્વરાજ્ય માટે દરેક માણસે સ્વતંત્ર વિચાર કરવો જોઈએ. દરેક સંજોગમાં નવા રસ્તા સૂઝવા જોઈએ. બીક અને સ્વાર્થ છોડવાથી નવી બુદ્ધિ ખીલે છે, તેનાથી નવું સૂઝે છે.

પણ કેટલાક સંજોગોમાં નિષ્ફળતા પ્રત્યક્ષ દેખાય છે તેનું શું? આ વિચારની સાથે એટલો વિચાર પણ કરવો જોઈએ કે નિષ્ફળતાની સાથે સંજોગો કેટલા ફરી બેસે છે. અસહકાર નિષ્ફળ ગયો એમ માનવા પહેલાં તે નિષ્ફળતામાં દેશના સંજોગો કેટલા બદલાઈ ગયા તે ભૂલવું જોઈએ નહિ. સિદ્ધાંત તરીકે જોતાં દરેક સંજોગમાં નવો રસ્તો હંમેશ રહેલો હોય છે. દરેક જગ્યાએથી સમસ્ત વિશ્વને પહોંચી શકાય છે. નિષ્ફળતાનું કારણ કંઈક મનમાં રહેલી બીક, અભિમાન ને સ્વાર્થ હોય છે. સ્વદેશનો અભિમાની પુરુષ ઘણી વખત સ્વદેશની મુશ્કેલી દૂર કરી શકતો નથી. તેણે આસપાસના અને બીજા બધા દેશોના સંજોગો, તેઓની વિદ્યાકળા, તેઓના પુરુષાર્થની દિશા વગેરેનો વિચાર કરવો જોઈએ. ક્રિયાનું ક્ષેત્ર પોતાના દેશમાં જ હોય, પણ વિચારનું ક્ષેત્ર તો તેથી ઘણું મોટું રહેવું જોઈએ. વિચારમાં વિશાળતા, પૂર્ણતા, સામા માણસનો હેતુ સમજવાની અને તેને તાબે કરવાની કળા રહેવી જોઈએ. વિચારની દૃઢતા અને વિશાળતા સામે સંજોગોની હઠ ટકી શકતી નથી. દરેક સંજોગમાં તેને ફેરવવા માટે નવો રસ્તો રહેલો હોય છે. તેમાં

આત્મભાવ રહેલો હોય છે. જે જીવમાં આત્માની વિશાળતા આવી હોય તે તે રસ્તો તરત જોઈ શકે છે. દરેક સંજોગમાં આત્મા છે. તે સંજોગ આત્મભાવ શોધે છે અને તેથી મહાત્માઓની અસરને તરત તાબે થાય છે. પણ મહાત્માનું મન પ્રભુ જેટલું વિશાળ રહેવું જોઈએ, કારણ કે તે સંજોગોને પણ તેના દ્વારા પ્રભુરૂપ બનવું છે. તેવો ભાવ ન હોય તો સંજોગ તાબે થશે નહિ. જડ જગત જીવદ્વારા ચેતન થાય છે; એ સિદ્ધાંત સમજી જીવની વિશાળતામાં જગત પહેલાં સમાવી દેવું જોઈએ. દરેક મહાન બનાવ જીવોથી બન્યો છે અને દરેક જીવમાં પૂર્ણ શક્તિ ગુપ્તપણે કામ કરે છે, પણ જે જીવ તે શક્તિ પ્રગટ કરી શકે છે, તે જગતમાં મહાન ફેરફાર કરી શકે છે અને મુશ્કેલીમાં નવા રસ્તા કાઢી શકે છે.

દરેક સંજોગમાં માણસની પોતાની માન્યતા રહેલી હોય છે, તે માન્યતા કાઢી લઈએ તો સંજોગોમાં ઘણું નવું જોવામાં આવે છે. તેના દેખાવ ઉપરાંત તેમાં ઘણું નવું જીવન રહેલું હોય છે; તે સમજી શકાય તો સંજોગો ફેરવવાની શક્તિ આવે છે. સંજોગને વશ કરવામાં કાળની અને માણસની શક્તિની જરૂર છે. જે સંજોગ કોઈ વખતે વશ ન થાય તે ઉપર વધારે વખત ધ્યાન આપવાથી વશ થાય છે. તેમજ માણસની સામાન્ય શક્તિથી જે સંજોગોનું માપ થાય છે, તે જ વિશેષ શક્તિથી વધારે સારા કરી શકાય છે. કેટલાક માણસ વેપારમાં અને નોકરીમાં બીજા માણસની નિષ્ફળતા જોઈ નિરાશ થાય છે, પણ જ્યાં કેટલાક માણસ નિષ્ફળ થયા હોય ત્યાં બધા માણસ નિષ્ફળ થાય તેવો સંભવ નથી. કેટ-

લીક વખત કાર્ય સાધવા માટે ભોગ આપવો પડે છે અને તે આપવા માટે કોઈ માણસમાં વધારે હિંમત હોય છે અને હિંમતવાળો નિષ્ફળતામાં સફળતા લાવી શકે છે; પણ કેવળ હિંમતથી કામ થતું નથી. તેની સાથે વિશાળ દૃષ્ટિબિંદુ હોવું જોઈએ. દરેક વસ્તુ પૂરી જોવાની ટેવ હોવી જોઈએ. દરેક સંજોગ પૂરો સમજવાની શક્તિ જોઈએ. આવી ટેવથી જીવમાં પૂર્ણતા આવતી જાય છે. જીવનો સ્વભાવ ફરતો રહે છે તે ભૂલવું જોઈએ નહિ. જે સ્વભાવ ફરતો હોય તેનો વિકાસ પણ થઈ શકે. વિકાસ પામેલ જીવ સંજોગો જીતી શકે છે, અથવા નવા ઉત્પન્ન કરી શકે છે. માણસની શક્તિ દરેક દેશમાં અને દરેક કાળમાં વ્યાપી શકે છે.

લોકોની વચ્ચે રહી લોકોના મત પ્રમાણે ચાલવું સહેલું છે, એકાંતમાં રહી પોતાના મત પ્રમાણે ચાલવું સહેલું છે; પણ ખરો પુરુષાર્થી માણસ તે જ છે, કે જે લોકોની વચ્ચે પોતાના આત્માની સ્વતંત્રતા અને મધુરતા રાખી શકે છે.

જ્યારે આપણે આપણા હકનો વિચાર કરીએ, ત્યારે આપણી જવાબદારીનો પણ વિચાર કરવો જોઈએ. જ્યારે પ્રભુનો આશ્રય માગીએ ત્યારે તેના પ્રત્યેની જવાબદારી પણ સમજવી જોઈએ. તેના તરફની જવાબદારી સાથે બીજા માણસ પ્રત્યેની જવાબદારી અને તેનાથી ઉત્પન્ન થતાં જોખમ અને સાહસ પણ ખેડવાં જોઈએ. આ દૃષ્ટિએ જીવને ભઠ્ઠીમાં ગળાવું પડે છે. જીવ પરિમિત છે. તેની અંદર રહેલ પ્રભુ અપરિમિત છે; તેથી પરિમિત સંબંધમાં તેને સુખ મળતું નથી. પોતાના સ્વભાવ સાથે નિરંતર યુદ્ધ ચાલ્યા કરે છે. આ યુદ્ધથી

પુરુષાર્થ જન્મે છે. પણ માત્ર અર્થ અને કામ એ બે પુરુષાર્થથી પરિમિતપણું મટતું નથી. ધર્મમાં પણ જીવભાવ રહે છે. માત્ર મોક્ષમાં જ જીવભાવ મટે છે. ધર્મની કેટલીક રૂઢિઓ, અર્થ અને કામ માણસના બનાવટી વ્યવહારથી નભે છે. તે માત્ર ટૂંકા સમયના દેખાવ છે, તેથી ખરો આત્મભાવ જાગતો નથી. ઊલટું તે પુરુષાર્થમાં આત્માની અનંત શક્તિઓને ટૂંકા ક્ષેત્રમાં કામ કરવું પડતું હોવાથી દુઃખ થાય છે. તેની ઇચ્છા પ્રભુની ઇચ્છાને આડી આવે છે. પ્રભુની ઇચ્છા તરત સમજાતી નથી અને અશાંતિ અને વિક્ષેપ ચાલ્યા કરે છે. જગતને સુધારવાની ઇચ્છા થાય છે અને તે ઇચ્છાની સામે આપણી ટૂંકી ઇચ્છા સંબંધ બાંધે છે. જગત આપણી બાંધ ઉપર બેઠું નથી. આપણી જવાબદારી રહે છે, પણ તે પહેલાં 'આપણે કોણ?' તે નક્કી કરવું જોઇએ. કોઈ પણ પુરુષાર્થ સિદ્ધ કરવા માટે આપણો પૂરો સ્વભાવ જોવો જોઇએ. આપણામાં રહેલ પ્રભુ તરફ ધ્યાન રાખવું જોઇએ. તેની પ્રભુતા આપણા કામમાં પ્રગટ થવી જોઇએ. વિદ્યા, કળા અને સૌન્દર્યના રસથી આપણો સ્વભાવ મોટો થાય છે અને આપણને મોટા કરે છે. આ ફળની આશાથી જ મનુષ્યનું ટૂંકું જીવન નભી શકે છે. માણસના માનેલા ધર્મ અને કામકાજ સાચા મનાતા હોત તો જીવન કલેશમય થાત અને પુરુષાર્થને જગ્યા ન રહેત. જીવ પ્રભુનો અંશ છે, તેથી જીવના હૃદયમાં પ્રભુની પ્રભુતાના ધબકારા વાગતા રહે છે. પોતાના અહંકારી હક્ક સિદ્ધ થવા માટે પોતાની દૃષ્ટિ ન સુધારવાથી અસંતોષ થાય છે.

વળી આપણા માનેલા હક્ક સાચા હોતા નથી, તે ભાંગતાં વાર લાગતી નથી અને ઘણી વાર પ્રશ્ન ઊઠે છે કે, આપણને આવા બનાવ્યા કોણે?

પણ આ બાબત સમજવા માટે આપણા માનેલા હકથી શરૂઆત કરવી ન જોઇએ. આપણું માનેલું જ સાચું એમ આગ્રહ રાખવાથી સત્ય મળશે નહિ. એવા આગ્રહથી આપણે પ્રભુથી જુદા થઇએ છીએ. ખોટો આગ્રહ રાખવા છતાં પણ પ્રભુ તો પોતાનું કામ કર્યે જ જાય છે. તેથી અણધારેલ પરિણામ આવે છે અને દુઃખ થાય છે, કારણ કે આપણા માનેલા હક્કને વિઘ્ન થાય છે.

જ્યારે આપણા હક્ક મૂકીએ, ત્યારે આપણો પુરુષાર્થ આત્માર્થી થાય છે. ત્યાં બધા જીવની એકતા દેખાય છે. બીજાની ખાતર દુઃખ ખમવામાં સુખ મનાય છે, કારણ કે તેથી આત્મવિકાસ થાય છે. આત્મવિકાસમાં જ પુરુષાર્થ રહેલો છે. ત્યાં જીવભાવે માનેલા હક્ક રદ થાય છે. તેથી જ યુરોપની વિદ્યાકળા અને હિંદની વિદ્યાકળા જુદી જુદી દિશામાં ચાલી છે; જ્યાં જીવદૃષ્ટિએ હક્કનો વિચાર થાય છે, ત્યાં ઉત્તમ ભાવ–પ્રભુભાવ નથી એમ માની લેવું પડે છે; અને જીવભાવે માનેલ વ્યવહાર નભાવવા ન્યાયની અદાલતો ઊભી કરવી પડે છે.

પણ પ્રભુ જીવના કાયદાને માન આપતા નથી, તેમને જીવના ખાસ હક્કની દરકાર નથી; તેથી જ જ્યાં જ્યાં માત્ર અર્થ અને કામ એ બે જ પુરુષાર્થ કામ કરે છે, ત્યાં આત્યંતિક દુઃખનિવૃત્તિ થતી નથી. ઓસ્ટ્રિયાના કુંવરને સર્વિયામાં કોઈ મારે તેના પરિણામમાં ઇંગ્લૅંડ અને જર્મની લડી પડે

એ કેવા પ્રકારની રાજનીતિ અને કુશળતા કહી શકાય ? અને હાલ ફક્ત ડાન્ઝીક બંદરના નિમિત્તે બધા દેશો લડાઇમાં ઊતરેલ છે,તે તેમની અંદર કેટલા રાગદ્વેષ હતા તે બતાવી આપે છે.

જે દેશમાં ધર્મ અને મોક્ષ પુરુષાર્થરૂપે મનાય છે, તેમાં આવા પ્રસંગ બનતા નથી; કારણ કે ત્યાં શિક્ષણ જ એવા પ્રકારનું હોય છે કે કોઈની જમીન અન્યાયથી લેવાય નહિ. ત્યાં પ્રભુ તરફ દૃષ્ટિ રહે છે, નીતિનું જોર રહે છે; કારણ કે મોક્ષ એટલે પોતાની માનેલી હદમાંથી છૂટવું અને તેથી કોઈ પોતાના ખાસ હકનો વિચાર કરતા નથી, ત્યાં ઉત્તમ પુરુષ પોતાના સુખનો વિચાર કરતા નથી. તે પોતા ઉપર મોટી જવાબદારી લે છે, દુઃખ ખમે છે, ધર્મથી અર્થ અને કામ સિદ્ધ કરે છે; તેનું ફળ તે તેનો આત્મવિકાસ છે, તે જ તેનો પુરુષાર્થ છે. જે સુખ બીજા માણસ માગે છે, તે સુખ આત્માર્થી માણસ માગતો નથી. તે એમ જ માને છે કે, જેટલો પોતે ભોગ આપે તેટલો તેનો વિકાસ વધારે થાય છે. પૈસો ગુણ પ્રમાણે મળતો નથી. ઘણી વખત પૈસાદાર માણસ કરતાં ગુણવાન માણસ જગતનું વધારે ભલું કરી શકે છે; ગુણવાન ગુણવિકાસમાં જ લાભ દેખે છે, તે જગતના કાયદાથી બંધાતો નથી; છતાં દુઃખ ખમવામાં, આત્મભોગ આપવામાં વધે છે. જગતમાં અનંત શક્તિઓ કામ કરી રહી છે, તેને માણસના ટૂંકા મનથી બાંધેલ કાયદામાં બાંધી શકાય નહિ. માણસ જગતમાં જે જુએ છે તે કરતાં જગતમાં ઘણાં વધારે તત્ત્વો રહેલાં હોય છે અને તે વધારે સમજવા માટે નવું જીવન ઘડવું જોઇએ, જૂના રસ છોડવાનું

દુઃખ ખમવું જોઇએ.

મનુષ્યનો સ્વભાવ જ એવો ગોટાળાભરેલો છે કે દુઃખ અને અસંતોષ નીપજવાં જ જોઇએ. આપણા કાયદા આપણું રક્ષણ કરી શકતાં નથી. આપણો સ્વભાવ દેખાય છે તેના કરતાં મોટો છે. તે પૂર્ણ ન થાય ત્યાં સુધી તેને સુખ મળતું નથી. અપૂર્ણતા અને પૂર્ણતા વચ્ચે યુદ્ધ ચાલ્યા કરે છે. પૂર્ણતા તરફ જતાં સુખ ઉપજે છે; પણ સુખ આવ્યા પહેલાં તેનું વિરહદુઃખ રહે છે. અપૂર્ણ માણસ પૂર્ણ પુરુષોત્તમમાં સમાવાથી જ પૂર્ણ બનતો નથી. તેનામાં તદ્દન રૂપાંતર થવું જોઇએ. તે અપૂર્ણભાવે પૂર્ણતામાં રહી શકે નહિ. સમાન કુળના માણસો વચ્ચે જ વિવાહ થઈ શકે છે.

તેથી બધાં દુઃખ ખરાબ નથી, પૂર્ણતા મેળવવામાં દુઃખ આવે તે ખમવામાં લાભ છે. મનુષ્યજીવનનું કોકડું સમજવું સહેલું નથી. જીવનનો વિકાસ જીવન ફેરવવાથી થાય છે,' તેથી પોતે માનેલી સુખદુઃખની વસ્તુઓ અને સંજોગો પણ ફરી જાય છે.

દુઃખ એ માત્ર પાપનું ફળ નથી. કુંતાજીએ ભગવાન પાસે દુઃખ એટલા માટે માગ્યું હતું કે જેથી ભગવાનમાં વૃત્તિ રહે. ભગવાનમાં વૃત્તિ રહેવાથી જ જીવની ઉત્તમ ગતિ થાય છે. તેથી ઉત્તમ ગતિ કરવી હોય, તો દુઃખ અને મરણને વધાવવાં જોઇએ. જિસસ ક્રાઇસ્ટે પણ દુઃખને વધાવ્યું હતું. ગોપીઓએ પણ દુઃખ માગ્યું હતું, છતાં દુઃખ અને મરણ નિત્ય નભતાં નથી. જીવનને આગળ ગતિ આપી તે જતાં રહે છે, પણ જે માણસ પાછળ રહેલ હોય તેને

ગતિ આપવા માટે તે જરૂરનાં હોવાથી જગતમાંથી તદ્દન નિર્મૂળ થતાં નથી. આપણા જીવનના સંજોગો, એ અપૂર્ણતા અને પૂર્ણતા વચ્ચેની ખેંચતાણ છે અને પૂર્ણતા મેળવવી જરૂરની હોવાથી ખેંચતાણનું દુઃખ અને વિરહ ભોગવવાં પડે છે.

ઇચ્છા પૂરી થવામાં સુખ મળે છે, પણ તે વખતે કેવા પ્રકારની ઇચ્છા રહેલ છે અને કેવા પ્રકારનું સુખ હોય છે તે સમજવું જોઈએ. ઇચ્છા ફરતી જાય છે તેની સાથે સુખનો પ્રકાર પણ ફરતો જાય છે. ભગવદ્દભાવ પ્રાપ્ત કરવાની ઇચ્છા જુદા પ્રકારની હોય છે અને તે પૂરી થતાં તેનું સુખ પણ જુદા પ્રકારનું હોય છે. મોક્ષ એટલે છૂટવાની ઇચ્છા, એ ચોથો પુરુષાર્થ છે; અને એ પુરુષાર્થનું ફળ પણ બીજા ત્રણ પુરુષાર્થના ફળ કરતાં જુદા પ્રકારનું હોય છે. મોક્ષમાં સર્વ જીવનની એકસૂરતા અથવા સર્વાત્મભાવ પ્રાપ્ત થાય છે. જે સુખથી સર્વાત્મભાવ પ્રાપ્ત ન થાય તે ખરું સુખ નથી. દુઃખથી તે ભાવ આવતો હોય તો તે દુઃખમાં લાભ છે. આ દૃષ્ટિએ જોતાં માણસ જેને સારુંનરસું કહે છે, તે સર્વથા સત્ય નથી. ઇચ્છા, ટેવ, વિચાર, હેતુ વગેરેથી જીવન બંધાય છે અને વિકાસ પામે છે; તેથી સુખદુઃખની અને સારાનરસાની લાગણીઓ મપાય છે. પણ આવી ટેવ સૌની સરખી હોતી નથી; માણસની દૃષ્ટિએ સારુંનરસું નક્કી થઈ શકતું નથી. માણસ અપૂર્ણ છે, તેને પૂર્ણ થવામાં જે કામ આવે તે સારું એટલું જ કહી શકાય. તેને જે કંઈ આડું આવે તે ખરાબ સમજવું. માણસ જેને સારું માને છે તેટલા સારાથી તેને સંતોષ થશે નહિ, કારણ કે તેનાથી તેની અપૂર્ણતા

મટતી નથી. માણસના આખા સ્વભાવને સંતોષ થવા માટે આખી વસ્તુ જોઈએ અને આખી વસ્તુ પ્રભુ સિવાય બીજી કોઈ નથી. તે મેળવવા માટે પોતે આખા થવું જોઈએ અને પોતાની અપૂર્ણતા છોડવી જોઈએ. તે માટે ભૂલ થતાં જ સુધરાય છે, દુઃખ ખમતાં ખમતાં જ વધાય છે. ઘણી ભૂલોથી ઉત્પન્ન થયેલ સ્વભાવ તરત સહેલાઇથી છૂટતો નથી. તેમાં સાહસ અને પુરુષાર્થની જરૂર રહે છે. ઘણી વખત અંધારે રસ્તે જીવ આથડી પડે છે. ભૂલ ન કરે તો તેનું પોતાનું જીવન પોતાનું સુધારેલું કહેવાય નહિ. પ્રભુતા પ્રાપ્ત કરવા માટે ઘણી મુશ્કેલીઓ ઓળંગવી પડે છે; દરેકને પોતાનું કામ સંભાળવું પડે છે, પોતે જ પોતાને સુધારી શકે છે.

પૂર્ણ પૂર્ણતા આપણી માનેલી પૂર્ણતા જેવી હોતી નથી. જેને આપણે સારામાં સારું સુખ, સૌંદર્ય, સત્ય, આનંદ, જ્ઞાન, શક્તિ કહીએ છીએ, તેનાથી વધારે સારા પ્રમાણમાં અને અધિક રસવાળાં તત્ત્વો તે પૂર્ણ જીવનમાં હોય છે. આ બધા ભાવનો સરવાળો તે પૂર્ણતા ન કહેવાય. પૂર્ણતામાં નવું જ જીવન તૈયાર થાય છે. પૂર્ણતામાં અપૂર્ણતા પણ રહે છે, પણ ત્યાં અપૂર્ણતાનું રૂપ ફરી જાય છે. એક જ બાબત જે અપૂર્ણ દૃષ્ટિએ ભૂલવાળી લાગે, તે પૂર્ણ દૃષ્ટિએ ભૂલવગરની લાગી શકે છે. ખરી રીતે અપૂર્ણ દૃષ્ટિથી જ ભૂલ ઉત્પન્ન થાય છે. જેમ જેમ દૃષ્ટિ પૂર્ણ થતી જાય, તેમ તેમ તે દૃષ્ટિને જગતમાં ભૂલ ઓછી લાગે છે અને અંતે ભૂલ દેખાતી જ નથી.

જે વસ્તુમાંથી સત્ય બને છે તેમાંથી જ અસત્ય બને

છે. એવું કોઈ અસત્ય નથી કે જે ફરી શકે નહિ અને ફરવાથી સત્ય થઈ શકે નહિ. સત્ય ખોટી જગ્યાએ દેખાય તે જ અસત્ય કહેવાય છે. ખૂની માણસની ખૂન કરવાની વૃત્તિ ખરાબ કહી શકાય, પણ તેની હિંમત વખાણી શકાય. તે જ હિંમત યોગ્ય માર્ગે વળી હોય, તો તે ઘણું સારું કામ કરી શકે. પૂર્ણ દૃષ્ટિમાં સારો ભાગ તરત દેખાય છે.

પણ સુધરેલું જગત કોને કહેવું? તે પહેલાં સ્પષ્ટ સમજવું જોઈએ. અર્થ અને કામની દૃષ્ટિએ જે સારું લાગે તે ધર્મ અને મોક્ષની દૃષ્ટિએ સારું ન પણ લાગે. જો માણસનો સ્વભાવ નિયત હોય તો સારું શું તે નક્કી કરી શકાય; પણ સ્વભાવને અનંત-દિશામાં વિકાસ પામવાની જગ્યા હોવાથી નવા પુરુષાર્થમાં નવા જીવનના નવા સંજોગો નવી રીતે સારા મનાય છે.

માણસના સ્વભાવનો વિકાસ થઈ શકતો હોવાથી તેનામાં ધર્મભાવના જાગવી જોઈએ. સામાન્ય માણસ પોતે માનેલ કાયદાથી જીવે છે. તેને પોતાનું જીવન સુધારવા તે કાયદા તોડવા પડે છે; તેથી નવા કાયદાની જરૂર પડે છે. તે કાયદા ધર્મ અને મોક્ષ નામના બે પુરુષાર્થ માટે જે રસ્તા ખુલ્લા હોય છે ત્યાંથી મળે છે. પણ તે પહેલાં પોતાની અપૂર્ણતા ધ્યાનમાં આવવી જોઈએ. પોતાના માનેલ કાયદાની અને પોતાના ગુણની કાંઈ કિંમત નથી, એમ સમજવું જોઈએ. ત્યારે જ નવા પુરુષાર્થને જગ્યા મળે છે. આપણે જે વસ્તુઓને ખોટી કિંમત આપીએ છીએ, તેનાથી આપણી મુશ્કેલી ઊભી થાય છે. તે કિંમત ફેરવી શકાય તો સંજોગો ફેરવી

શકાય; અને પૂર્ણ થવા માટે નવા પુરુષાર્થને ગતિ મળે. જો આપણા ટૂંકા સ્વાર્થના સંતોષ માટે જગત પાસેથી કાંઈ માગીએ નહિ અને અંતરાત્માની અસરથી જીવવા ઇચ્છીએ તો જીવનવિકાસને સારી સ્થિરતા મળે છે.

ભક્ત પોતાની અપૂર્ણતા જોઈ સ્વભાવે દીન રહે છે; સ્વરૂપદૃષ્ટિએ સર્વત્ર પ્રભુને દેખી પૂર્ણતા દેખે છે; એ પણ ઓછો પુરુષાર્થ નથી. ભક્ત પોતાથી મોટા જીવનને સ્વીકારે છે, તેને માન આપે છે; સામાન્ય માણસ અપૂર્ણ જીવનને અથવા સમાજે માનેલ પૂર્ણતાને માન આપે છે. સામાજિક જીવન હંમેશાં અપૂર્ણ રહે છે, તેથી અર્થ અને કામ ઉપરાંત ધર્મ અને મોક્ષને પુરુષાર્થ તરીકે સ્વીકારવાં પડે છે. તેજ પૂર્ણતાનો રસ્તો છે. પ્રભુજ પૂર્ણ છે અને તેની સાથે એક થવું તે પુરુષાર્થ છે. ત્યાં જીવને પ્રભુતા મળે છે. તે પ્રભુતા સામે જગતના કોઈ સંજોગો કે દુઃખ પોતાનું જોર કરી શકતાં નથી. પ્રભુ સિવાયની વસ્તુ તે સ્વીકારતો નથી. ત્યાં નિષ્ફળતામાં પણ સુખ દેખાય છે; કારણ કે પોતાનું જીવન પ્રભુને અર્પણ કરેલ હોવાથી પ્રભુની શક્તિ પોતામાં કામ કરતી દેખાય છે. તેની અસર નીચે બીજી અસર દબાઈ જાય છે. દુઃખ કરતાં સુખ વિશેષ રહે છે. જગતના સ્વભાવની અપૂર્ણતા દેખે છે અને જગતના સુખને તુચ્છ માને છે. તેનો પોતાનો અનુભવ પોતાને પૂરતો લાગે છે. તેમ લાગે તો જ તેની સ્થિરતા અને સુખ કાયમ રહી શકે; છતાં તે સુખ કલ્પિત નથી. તે અંતરાત્માનું સુખ છે અને અંતરાત્માનું જીવન બહિરાત્મા કરતાં વધારે સાચું અને

વિશાળ હોય છે.

પ્રભુતા અથવા પૂર્ણતા નિત્ય છે અને નિત્ય હોવાથી વર્તમાનકાળમાં દરેક ક્ષણમાં પણ રહેલી હોય છે. આપણે જેને કાળ કહીએ છીએ, તે માણસનો કાળ છે. આપણે જેને દિવસ અને રાત કહીએ છીએ, તે માણસના અનુભવ છે; પણ મનુષ્યસ્વભાવનો વિકાસ થતાં દુઃખ અને કાળનો સ્વભાવ પણ તે માણુસ પ્રત્યે ફરી જાય છે. તેને વર્તમાનકાળમાં દરેક ક્ષણમાં પ્રભુતાનો, પૂર્ણતાનો અનુભવ થાય છે. સ્વરૂપદૃષ્ટિએ જગતની સ્થિતિમાં જગતની ઉત્પત્તિ દેખાય છે. ભવિષ્યનો વિચાર કરવા કરતાં પૂર્ણતાનો વિચાર કરવાથી ભવિષ્ય પણ વર્તમાનમાં દેખાય છે. આપણે શું જોઇએ છીએ, તે નક્કી કરવું જોઈએ અને જો આત્મા જ જોઇતો હોય તો તે નિત્ય હાજર છે. તેની સાથે તેનાં જ્ઞાન, શક્તિ, આનંદ નિત્ય રહેલાં હોય છે. જ્યારે આત્મા સિવાય બીજું કોઈ જોઇએ ત્યારે તે બીજા કોઇને આપણા સ્વભાવ પ્રમાણે આપણી કલ્પિત કિંમત આપીએ છીએ; તે કલ્પિત કિંમત સાચી કિંમત સાથે ટકતી નથી. તેથી દુઃખ ઉત્પન્ન થાય છે. કેટલાક માણસને કલ્પિત જીવનનું સુખ ગમે છે. પણ તે સુખને વિઘ્ન-ઘણાં નડે છે; કારણ કે તે સાચું નથી. નાનું જીવન મોટાની સાથે અથડાય છે અને મરે છે. આપણે વધારે મોટા જીવનની સાથે વધારે સારા જીવનની જરૂર છે અને તે જીવન મળતાં, હાલનું માનેલું જીવન સારા તરીકે રહી શકે નહિ. ભગવાને જગતને રચીને છોડી દીધું નથી. તે દરેક ક્રિયામાં દરેક ક્ષણે હાજર છે. તે સંબંધનો અનુભવ થાય તે જ વખતે અલ્પ જીવનનો મોક્ષ થાય છે, તેનામાં

બધા રહે છે. તે સ્થિતિમાં આપણાપણું રહેતું નથી અને રાખવાની જરૂર પડતી નથી.

સત્તા અને અસ્તિત્વના વિચારથી જે એવો નિર્ણય થઈ શકે છે કે એક પરમ તત્ત્વનું રહેવું એ જ કેવળ રહેવું છે અને સમાન અને અવિકારી રહેવું એ તેનો ધર્મ છે અને જે જે કામ કરવું પડે છે તે એકલા થઈ શકતું નથી; તેથી તે તે કામ વખતે જે જીવભાવ આવી જાય છે, તેને આશ્રય આપનાર જે પરમ તત્ત્વ છે, તેને પણ તે તે કર્મદ્વારા પ્રગટ રાખવા એ ભક્તની ભક્તિનું લક્ષણ છે અને એ જ ખરો નિષ્કામ ભાવ છે. જે પ્રભુ સર્વના આશ્રયભૂત છે, તેની સાથે સેવા કરનારનો નિત્ય સંબંધ રહેવો જોઈએ. તે સંબંધ ભક્તની ક્રિયામાં અબાધ્ય જોઈ શકાય એ જ આશ્ચર્યકારક જીવન છે, એ જ ખરો પુરુષાર્થ છે; પણ એ સંબંધ ન રહે તો તેનો પરિચય શી રીતે આપી શકાય? ભિન્ન દેખાવમાં જેની અભિન્નતા સિદ્ધ રહે છે, ત્યાં શુદ્ધ પ્રેમની નિષ્ઠાથી તેનો પરિચય કરવો હોય તો તેવા ભાવથી નિઃસંકોચ વ્યવહાર કરવો કે જેથી ભગવાનની શક્તિ કર્મમાં પ્રગટ થાય અને અમૃતમય જીવનનો પરિચય લઈ શકાય અને આપી શકાય.

પુરુષાર્થનો મુખ્ય ઉદ્દેશ પુરુષને અર્થે એટલે પુરુષોત્તમને માટે જીવવું. જે નિત્ય, શાશ્વત, પરમ અવ્યય અને સનાતન સત્ત્વ આપણને નિત્ય પ્રાપ્ત છે, તેનો પરિચય કરવો જોઈએ. થોડીવાર રહેવું-જીવવું એ કોઈને પસંદ નથી, થોડીવાર જીવન લંબાય તો ઠીક એવું સૌને ગમે છે. તો

જે ચેતનાથી યુક્ત રહેવાથી હંમેશનું રહેવું બની શકે છે તેનો સંબંધ અવશ્ય રહેવો જોઈએ અને એવો સંબંધ થાય એટલે આપણે નથી રહેવું એવું કદી બનતું નથી એવો નિશ્ચય જેનો થઈ જાય તેના આચરણમાં જરૂર ફેર પડી જાય છે. તેમાં સદા રહેવાની ચેતના સદા જાગ્રત રહે છે અને એ નિશ્ચયથી ચાલવું એ તેનો મુખ્ય ધર્મ છે. તેમાં અસંભાવના અને વિપરીત ભાવનાને અવકાશ નથી અથવા અવકાશ આપવો ન જોઈએ.

બધાનું રહેવું તે પરમાત્માની અંતર્ગત છે, તેથી જે સર્વત્ર રહેલા છે તેનો પરિચય બરાબર લઈ શકાય અને દઈ શકાય, ત્યારે જ એમ કહી શકાય કે તે પરમાત્મા જ રહેલા છે. પણ જ્યાં એ વાત ભૂલી જવામાં આવે છે, ત્યાં આશ્રિત પ્રગટ રહે છે અને આશ્રય આપનાર અપ્રગટ થઇ જાય છે. એ ખોટી દશા છે, કારણ કે કોઇ નિરાધાર રહી શકતા નથી, માટે આધારનો પરિચય દેવો એ જ વિશેષ જીવન છે, એ જ ખરો પુરુષાર્થ છે.

વ્યાસ રહેવું એ અધિષ્ઠાન અથવા આધારનો ધર્મ છે, તેને પ્રાસ રાખવા એ આપણો ધર્મ છે. જેની જરૂરિયાત સમજવામાં આવી હોય, જેનો નિત્યસંબંધ બની રહેલ છે, તેનું સતત ભાન રહેતું હોય તો તેનો પરિચય આપણા કામથી મળવો જોઈએ. એવો ભાવ રાખી શકાય ત્યારે તે અવિનાશી પરમાત્માને આપણી સામે પ્રગટ થવું પડે છે; પણ જ્યાં તેનું વિસ્મરણ રહે, ત્યાં માત્ર કલ્પિત જીવનની અજ્ઞાનમય દશા દેખાય છે અને પરમાત્માનું

રહેવું જાણવામાં આવતું નથી. તેથી તેના સંબંધને અનુરૂપ થાય તેવો વ્યવહાર જોઈએ. જો ભગવાનને જાણ્યા નથી તો કયા જ્ઞાનનો પરિચય આપી શકાશે? તેથી જે વ્યવહારમાં જ્ઞેયરૂપી પરમાત્માનો આવિર્ભાવ થતો નથી, તેમાં જ્ઞાનનો અસંભવ જણાય છે. જો વ્યવહાર સાચા જ્ઞાનપૂર્વક હોય તો અને આપણા જીવનમાં તેની જરૂરિયાતનો બરાબર નિશ્ચય કરી રાખેલ હોય તો આપણા કામમાં તેનો આવિર્ભાવ થયા વગર રહેશે નહિ. જગતમાં જે સર્વવ્યાપક પરમાત્મા છે, તેનો જ પરિચય લેવો અને દેવો એ જ આપણું મુખ્ય કામ છે. આપણો પરિચય દેવાની જરૂર નથી, કારણ કે જીવ જીવભાવે આશ્રિત છે.

ભક્તની ભાવનાને અનુરૂપ બની જવું, એ ભગવાનમાં એક મુખ્ય ગુણ છે. તો જેને તેનાં દર્શન બરોબર જોઈએ છે, જેની ઇચ્છા તેને મળવા માટે તીવ્ર થઈ રહી છે, તે આપણી સામે પ્રગટ કેમ ન રહી શકે? તે સિવાય માત્ર સાધારણ ભાવના પ્રમાણે કામ અને કર્મ કરી થોડા દિવસ પૃથ્વી ઉપર રહીને ચાલ્યા જવું એ ખરું જીવન નથી.

ભગવાનને કાંઈ કામ કરવું હોય તો આપણી જગ્યાએથી કરી શકે એવી દશા રાખી હોય તો તેનો પ્રત્યક્ષ અનુભવ મળે છે. પરણેલી સ્ત્રીનો પતિ પરોક્ષ હોય તો તેનું કામ ચાલી શકતું નથી; તેથી હૃદયમાં જે પ્રાપ્ત ભાવ છે, તેને અનુસરીને આચરણ રાખવાથી તેનો પરિચય મળી શકશે. તેમાં સંદેહ શો છે? સૌએ પોતાના વ્યવહારમાં જે વિશેષ ભાવ પોતાને મળેલો છે, જે દ્વારા તેને પ્રગટ

કરવાના છે, પોતાનો આત્મભાવ પ્રગટ કરવાનો છે, તે ભાવ દ્વારા આશ્રયદાતાનો પરિચય આપવાનો છે, એ ધારણા પહેલાં પાકી કરી લેવી જોઈએ.

મૃગજળ ધીરેધીરે સુકાતું નથી. તે મિથ્યા છે એવા જ્ઞાનથી જ તે અદૃશ્ય થાય છે. તેમ બધું પરમાત્મમય છે, એવા જ્ઞાનથી જ જીવ–જગત અદૃશ્ય થાય છે અને માત્ર પરમાત્મા જ રહે છે.

શરીર છે ત્યાં સુધી કાંઈક કામ તો કરવું પડે છે. પરમાત્મા સિવાય બીજા નથી છતાં બીજા છે એમ માનવામાં ભય ઉત્પન્ન થાય છે. द्वितीयाद्वै भयं भवति। તેથી સંશય અને વિપરીત ભાવના ઉત્પન્ન થાય છે અને કામ પૂરું થયા પછી પશ્ચાત્તાપ થાય છે. તો પરમાત્મામાં વિશ્વાસ ક્યાં છે? પોતાને કોઈથી હલકો માનવાથી ભાવ પ્રગટ થશે નહિ, અથવા કોઈની પ્રશંસાથી ખુશી થવાથી કે તેની થોડી વારની સ્તુતિનો આનંદ સંપાદન કરવાથી પોતાનો ખરો ભાવ પ્રગટ થઈ શકશે નહિ. કોઈની સ્તુતિ કે નિન્દામાં પોતાનો સમય ગાળવાથી પણ ખરો ભાવ પ્રગટ થશે નહિ. જો ભાવ પ્રગટ કરવો છે તો હમણાંના વ્યવહારમાં, ચાલુ વ્યવહારમાં શા માટે ન થઈ શકે?

કેટલાક વકીલો એવા પ્રશ્ન કરે છે કે અમારે ખોટું બોલ્યા વગર ચાલતું નથી. મહાત્મા ગાંધીજી બૅરિસ્ટર થઈને આવ્યા પછી જે કેસમાં ખોટું બોલવું પડે, તે કેસ હાથમાં લેતા નહિ. તેથી જો કે તે સાધારણ વકીલ તરીકે કામ કરી

શક્યા નહિ, તોપણ ૪૦ કરોડ તેમના અસીલ થયા. તેમણે ખોટું બોલી પોતાનો સ્વભાવ બગાડવા કરતાં ગરીબાઈ પસંદ કરી. ગરીબાઈથી એક જન્મમાં અગવડ આવે છે, પણ સ્વભાવ બગડે તો ઘણા જન્મ બગડે છે. એ વાત વેપારી બુદ્ધિવાળા માણસોને સમજાતી નથી.

ભાવ હોય પણ ભાવ પ્રમાણે કામ ન થાય, તો ભાવની શુદ્ધિનો પરિચય શી રીતે મેળવી શકાશે? તેથી આપણા મન અને પ્રાણ જો ઈશ્વરને બરાબર સમર્પિત થાય તો એ જ પુરુષાર્થ છે. કારણ કે તેના પરિણામે તેની મદદ મળ્યા કરશે. જડ વસ્તુ આપણને મદદ કરી શકતી નથી, પણ ચેતન માટે એવી શંકા રાખવી એ નાસ્તિકભાવ છે.

ચેતનનું રહેવું સર્વત્ર જેવું ને તેવું જ છે. આપણે જે કામને લાયક થયા, તે કામ તે આપણી પાસેથી લેશે. જો દરેક કામમાં આપણે તેનો પરિચય માગીએ તો તેવા જ્ઞાનથી રહેવાથી તેવો પરિચય જરૂર મળશે. બધું જીવન પ્રારબ્ધને અધીન નથી. પ્રારબ્ધ બે પ્રકારનાં છેઃ મંદ અને તીવ્ર પ્રારબ્ધ. મંદ પ્રારબ્ધની અસર મન અને પ્રાણ સુધી રહે છે અને તીવ્ર પ્રારબ્ધની અસર શરીરમાં રહે છે; તેથી મનના સંકલ્પો અને પ્રાણની વાસના પુરુષાર્થથી જીતી શકાય છે. પણ શરીરના કેટલાક રોગ અને શરીરનું મરણ જીતી શકાતું નથી. જો એકલું પ્રારબ્ધ જ સાચું હોય તો વૈદકશાસ્ત્ર અને ધર્મશાસ્ત્ર નકામાં થઈ પડે. તેથી પુરુષાર્થને માટે જગ્યા છે અને પુરુષાર્થથી મંદ પ્રારબ્ધ તોડી શકાય છે. પણ જ્યાં સુધી મન જગતની હલકી વાતોમાં રસ લે છે

અને તેમાં ગૂંચવાયેલું રહે છે, ત્યાં સુધી તેને આત્માની અનંત શક્તિનો પરિચય મળી શકતો નથી. કોઈવાર સત્સંગમાં સાંભળેલા સારા વિચારો પણ જો મનમાં ટકે નહિ તો વિચાર પ્રમાણે આચાર પાળવાની શક્તિ આવતી નથી. તેથી પહેલાં આપણે આપણું સાચું સ્વરૂપ બરાબર સમજી ઠીક કરી લેવું જોઈએ. તે સ્વરૂપ નિજ સ્વભાવે બ્રહ્મરૂપ છે અને સર્વત્ર છે.

જો સર્વત્ર પરમાત્મા છે તો બીજા કોણ અને ક્યાંથી આવશે? એટલું જ્ઞાન પાકું થાય તો ઘણો પુરુષાર્થ થઈ શકે છે. આપણું કામ જે જગ્યાએ થાય તેની સાથે તેનો સંબંધ છે તો શંકા શાની? ચિંતા શાની? માટે આનંદમાં રહેવું, એને જ સાચું વ્રત કહે છે.

તેને આધારે રહેવામાં શી આપત્તિ છે? રહે છે તે માત્ર, એ પ્રમાણિત કરવું એ આપણો ધર્મ છે. બીજા કોઈ વિચારથી ભય કે ઇચ્છા ચિત્તમાં પેસી ન શકે એ જ સંતજીવનનું આશ્ચર્ય છે.

ભગવાન સર્વત્ર છે, એ વિશ્વાસમાં જ બીજી સત્તાનો અત્યંત અભાવ તરત થઈ જાય છે.

મોઢેથી બોલવું કે હું ભગવાનમાં માનું છું છતાં પોતાના જ્ઞાનમાં બીજી સત્તાનો અથવા બીજાના અસ્તિત્વનો વિચાર રહી જાય, તો સર્વત્ર એક ભગવાન હોવા છતાં તેનાથી ભિન્ન બીજું કાંઈ માનવાથી સાચા ભગવાન માન્યતામાં નથી, તો મનથી ગમે તે ભગવાનનું સ્વરૂપ માનવાથી

અથવા મોટેથી કહેવાથી આપણી માન્યતાના ભગવાન મળશે કે ખરા ભગવાન મળશે ?

અનથી માનેલા ભગવાન એ વાસ્તવમાં ભગવાન નથી, તો મળશે શું ? હોય તો મળે ને ? મહેનત કરતાં પણ મળશે નહિ અને અંતે કહેવું પડશે કે ભગવાન જેવું કાંઈ છે નહિ. માટે દઢ વિશ્વાસની જરૂર છે. જો બધી જગ્યાએ ભગવાન છે, તો જુદા રહેવાની જગ્યા આપણને ક્યાં મળી ? જો તે જ અધિષ્ઠાનરૂપે અને આધારરૂપે છે અને બધા તેની સાથે જોડાયેલા છે, તો બધાએ જરૂર તે ધર્મથી રહેવું જોઇએ, એટલે કે બધા નિત્ય તેના જ રૂપ છે. તે દશાનો પરિચય આપી તે ભાવ પ્રગટ રહે તેમ રહેવું; એ જ નિજ કર્તવ્ય છે.

આશ્રિત ભાવનો પરિચય દેવામાં આશ્રયદાતાનો પણ પરિચય દેવો જોઈએ, દઈ શકાય છે, થઈ જાય છે. આશ્રિત ભાવ સ્વીકાર્યા વગર માત્ર અહંકારી ભાવથી રહેવાથી મિથ્યા જીવનનો પરિચય મળે છે. આશ્રયદાતા કોણ છે, તે જાણ્યા પછી સંબંધિત રહેવાનો અવકાશ મળે છે અને સેવ્ય-સેવકના સન્મિલનથી અભિન્ન એકત્વનો પરિચય મળે છે, ત્યારે જ ખરું જીવન સમજાય છે અને પળાય છે.

આપણને ભગવાન મળેલા છે, એ જ્યાં સુધી આચરણથી પ્રગટ ન થાય, બીજાના જીવનમાં દૃષ્ટિ ચાલી જાય, પોતાના નિત્ય રહેવામાં રહે નહિ, તો આપણું રહેવું ભગવાનને આધારે સિદ્ધ થતું નથી અને જીવનમાં જે નવીનતા આવવી જોઇએ તે આવશે નહિ. સામાન્ય જીવન એ તો માયાના ગુણની એક પ્રગટ અવસ્થા છે.

પૃથક-જુદા—અળગા રહેવું કોઈથી બનતું નથી, એ જ્ઞાન બરાબર દૃઢ કર્યા પછી આચરણથી તે ભાવ પ્રમાણિત કરવો પડશે. જે પ્રાપ્ત નથી; તેની સેવા શી રીતે થઈ શકે?

રહેવું છે, જીવવું છે, તો જે નિત્ય જીવન છે તેનો સંબંધ લેવો પડશે. જેનું રહેવું સર્વત્ર સર્વદા છે, તેની સત્તા સર્વત્ર હોવાથી સ્વીકાર્યા વગર છૂટકો નથી. ક્રિયાશીલ અવસ્થામાં એ ભાવ ચાલુ રાખવો એ જ પુરુષાર્થ છે. તેને પરસ્પરના વ્યવહારમાં પ્રગટ રાખવા એ નિત્યપ્રાપ્તની પ્રાપ્તિનો વ્યવહાર છે. જે કર્મથી બીજું કોઇ મળે નહિ, (કારણ કે બીજું કોઈ છે નહિ) તે કર્મ જ કર્મ છે અને એવાં કર્મ કરવાં એ જ આશ્રિતનું અને ભક્તનું જીવન છે.

જે ભગવાન નિત્ય પ્રાપ્ત છે; તેને કેવી રીતે ભૂલી શકાય? તેનો સંબંધ કાયમ રાખી શક્તિનો ઉપયોગ કરવાનો છે. આપણે જ્ઞાનવાન મનુષ્ય છીએ; તેથી આપણું કર્તવ્ય એ જ હોવું જોઇએ કે સર્વત્ર કેવળ એક પરમતત્ત્વ જ આપણને મળી શકે. એવો બોધ રહે અને વ્યવહારમાં એ બોધથી તેનો નિત્ય સંબંધ રાખી આપણી જગ્યાએ પરમાત્મા હોય તો કેવું જ્ઞાન રાખે અને કેવો વ્યવહાર કરે એ જાણી એવી ભાવનાથી રહેવાય, તો જ ભગવાનનું રહેવું અને તેની અંદર ભક્તનું રહેવું સિદ્ધ થઈ શકશે. તે વખતે તે કાર્યની અવસ્થામાં ભગવાનની સાથે ભક્તનું રહેવું જોવામાં આવશે. જ્યાં એવું જ્ઞાનરૂપ કર્મ જોવામાં આવતું નથી; ત્યાં તે ભગવાનનું સમરૂપે રહેવું તિરોહિત થઇ જાય છે—ઢંકાઈ જાય છે.

ધનવાનની પાસે ધન હોય એ સ્વાભાવિક છે, ઉપયોગનો વખત આવતાં તે ધનનો વ્યવહાર સ્વાભાવિક થાય છે. તો જ્ઞાનવાળાના જ્ઞાનનો ઉપયોગ પણ સ્વાભાવિક છે. જો એક જ સત્તા સર્વત્ર છે, તો ભગવાનના સિવાય ખરો વ્યવહાર કોનો થઈ શકશે? આપણે ભગવાન સાથે યુક્ત છીએ, તે વ્યવહારથી બતાવવાનું છે. એવી ભાવના જ્યાં હોય ત્યાં ભગવાનને ભક્તની સાથે વ્યવહારમાં પણ રહેવું પડે છે. ત્યારે જ ખરું જીવન સમજાય છે અને આખું જીવન ભગવત્સેવા રૂપ થાય છે. તે જ ખરો પુરુષાર્થ છે.

આપણા ભૂત સંસ્કાર આપણા ક્ષણિક અનુભવથી ઉત્પન્ન થયેલા હોય છે, આત્મવિકાસમાં તે ભૂલવા પડશે. જેને આત્માનુભવ થયો હોય છે, તે પાછલા સંસ્કાર ભૂલી જાય છે. નરસિંહ મહેતો અને મીરાંબાઈ વગેરેનાં આધ્યાત્મિક જીવનજ પ્રસિદ્ધિમાં આવ્યાં છે. નવા જીવનમાં નવા ધર્મ રહેવા જોઈએ. તેટલા માટેજ શ્રીકૃષ્ણે ગીતામાં અર્જુનને આખરે કહ્યું છે કેઃ

सर्वधर्मान् परित्यज्य मामेकं शरणं व्रज ।

ઉત્તમ જીવન પ્રાપ્ત કરવું હોય તો આપણે માયાની દૃષ્ટિએ જેવા છીએ તેવા રહીશકીએ નહિ, અને રહેવાની ઇચ્છા કરવી જોઈએ નહિ. આત્મવિકાસ થયા પછી એમ પણ ન કહી શકાય કે હું અમુક જગ્યાએ અમુક વખતે જન્મ્યો હતો. તે દેહાભિમાનની વૃત્તિ છે અને તે વૃત્તિ આત્મવિકાસમાં નાશ પામે છે. આપણું જીવન પ્રભુના વિરાટ શરીરના અંગ તરીકે જ રહે છે અને પ્રભુ આપણો આત્મા બને છે.

કોઈ પૂછે કે, મરણ પછી કેવું જીવન રહે છે? પણ આ પ્રશ્ન અપૂર્ણ દૃષ્ટિથી પુછાય છે. માણસનો કાળ તે ખરો કાળ નથી. માણસ જેને જન્મ અને મરણ કહે છે, તે ખરાં જન્મ અને મરણ નથી. અપૂર્ણ દૃષ્ટિથી એવાં ઘણાં ખોટાં દૃશ્ય ઉત્પન્ન થાય છે. કાળ અનંત છે, તેમાં આપણે માનીએ છીએ તેવી યોજના નથી. હોય તો યોજના પૂરી થાય એટલે કાળનો અંત આવે. કાળનો અંત નથી, જીવનનો અંત નથી; તેથી જીવનની શરૂઆત અને પ્રલય રોજ થયા કરે છે. રોજ અનંત પૃથ્વીઓ ઉત્પન્ન થાય છે અને પ્રલય પામે છે. આદિ અને અંતનો વિચાર આપણા ક્ષણિક ભાવના સંસ્કારથી ઉત્પન્ન થાય છે. તે સંસ્કાર સાચા નથી. કાળ અને દેશ સાપેક્ષ છે. તેનો આધાર દ્રષ્ટાની દૃષ્ટિ અને સ્થિતિ ઉપર છે. આ બાબત હમણાં સાયન્સની રીતિએ જર્મન પ્રોફેસર આઇન્સ્ટીને પણ આશ્ચર્યકારક રીતે ગણિતથી સાબિત કરી આપી છે. કાળ માત્ર દેખાવ છે, પર્યાય છે, વર્તમાન દૃષ્ટિએ અનુભવમાં આવે છે; પણ વર્તમાન દૃષ્ટિ જ સાચી ન હોવાથી નવી દૃષ્ટિમાં નવી લાગણી હોવાથી કાળનું સ્વરૂપ પણ ફરી જાય છે. સુખમાં વખત જલદી જાય છે અને દુઃખમાં તેટલો જ વખત જતાં બહુ વાર લાગે છે. આત્મવિકાસમાં સુખ વિશેષ હોવાથી લાખો વર્ષ જતાં રહે, તોપણ ખબર પડે નહિ. કાળનો આધાર આપણી લાગણી ઉપર છે અને આપણી લાગણી નિયત નથી–એટલે કે નિત્ય એવી ને એવી રહેતી નથી.

આત્મા ક્ષણપરિણામી નથી. જેમ મનનો અનુભવ

૧ માંથી ફ્ બાદ કરી જોવાથી ફ્ દેખાય છે. તે બાદ કરવાની દૃષ્ટિ છોડી દઈએ, તો કાંઈ પણ ક્રિયા કર્યા વગર પૂર્ણતા મળે છે. ક્રિયાવાળો ભવિષ્યનો વિચાર કરે છે, જ્ઞાનવાળો આત્માનો એટલે પૂર્ણતાનો વિચાર કરે છે. ભવિષ્યનો વિચાર કરવો તે વર્તમાન કાળની અપૂર્ણતા સૂચવે છે અને વર્તમાન કાળની અપૂર્ણતા અલ્પ દૃષ્ટિનું પરિણામ છે. સત્ય દૃષ્ટિએ પૂર્ણતા વર્તમાન કાળમાં રહેલી છે. તેનો કાળથી પરિચ્છેદ નથી. આપણા જ્ઞાનમાં થોડો થોડો વિકાસ થતો હોવાથી આપણે એવી માન્યતા ઉપર આવી શકીએ છીએ કે, હવે પછી આત્મા પ્રાપ્ત થશે અને તેનું જ્ઞાન થશે; પણ આત્મા જાણ્યા પહેલાં પ્રાપ્ત હોય છે. તે ખોવાઈ જતો નથી, તેને છોડી શકાતો નથી, તે મેળવી શકાતો નથી; તેથી સત્ય સમજણ માટે પૂર્ણ દૃષ્ટિની જરૂર છે. સમસ્ત જીવન એકસાથે જોવાની ટેવ જોઈએ. તે ટેવથી નવો પુરુષાર્થ ઉત્પન્ન થશે. ભવિષ્યમાં જગત તો એવું ને એવું જ રહેશે, પણ સમસ્ત જગત એક સાથે જોઈ શકાય, એવી નવી દૃષ્ટિ જ્ઞાનથી મળશે. તે જ્ઞાન ભૂતકાળમાં પણ અધિકારી માણસોને મળ્યું હતું, અને હમણાં પણ મળે છે. માત્ર નવા સંજોગોમાં નવા રસ્તા દેખાશે.

કેટલાક રાજદ્વારી નેતાઓ કહે છે કે, બીજા દેશો આગળ વધી જાય છે અને આપણે પાછળ રહીએ છીએ; પણ બીજા દેશો કઈ બાબતમાં આગળ વધે છે અને આપણે કઈ બાબતમાં પાછળ છીએ તે સમજવું જોઈએ. વિષયસુખની દૃષ્ટિએ જોઈએ, તો બીજા દેશો આગળ વધેલા લાગશે,

પણ આધ્યાત્મિક સુખની દૃષ્ટિએ તેઓ આગળ વધી ગયા નથી, અને આપણે પાછળ રહી ગયા નથી. ગરીબાઈ દૂર કરવી એ સારો પુરુષાર્થ છે; પણ રશિયાની પેઠે આત્માનો અનુભવ ખોઈને ગરીબાઈ દૂર કરવી, એ સારો પુરુષાર્થ નથી. હિંદુસ્થાનના ઉત્તમ પુરુષોએ તો ગરીબાઈ ભોગવીને પણ આત્માનું રક્ષણ કર્યું છે. તેવી વૃત્તિવાળા પુરુષો, ભગવાનના મુખમાંથી નીકળ્યા અને બ્રાહ્મણ કહેવાયા; સ્વદેશનું રક્ષણ કરવાવાળા પુરુષો ભગવાનના હાથમાંથી નીકળ્યા અને ક્ષત્રિય કહેવાયા; ખેતી કરી દ્રવ્ય ઉત્પન્ન કરનાર તેમજ તે વસ્તુઓનો વેપાર કરી લોકોમાં વહેંચનાર ભગવાનના ઉદરમાંથી નીકળ્યા અને તે વૈશ્ય કહેવાયા; અને સેવા કરનાર તેના ચરણમાંથી નીકળ્યા અને શૂદ્ર કહેવાયા. ગુણકર્મ પ્રમાણે ચારે પ્રકારના માણસ ચારે પ્રકારના પુરુષાર્થ સાધે છે. કોઈ કાળે કોઈ દેશમાં કોઈ વૃત્તિવાળા માણસ વધારે પ્રમાણમાં રહે છે. જેમ સવારે માણસ ઈશ્વરની આરાધના કરે છે, ત્યાર પછી જમે છે, પછી દ્રવ્ય માટે કામ કરે છે અને રાત્રે આરામ લે છે; તેમ પુરુષોત્તમના સ્વભાવમાં પણ કાળ પ્રમાણે નવા નવા પુરુષાર્થ ચાલ્યા આવે છે, અને તે પ્રમાણે કોઈ કાળે બ્રાહ્મણની વૃત્તિનું જોર રહે છે, કોઈ કાળે ક્ષત્રિયની, કોઈ કાળે વૈશ્યની અને કોઈ કાળે મજૂરોની નીતિનું જોર રહે છે.

દરેક યુગમાં આ ચાર વૃત્તિવાળા માણસ વધતા-ઓછા પ્રમાણમાં હોય છે. આ બધા મળીને દૃશ્ય-વિરાટ્ પુરુષનું શરીર બને છે; પણ જે જગત ચર્મચક્ષુથી દેખાય છે, તે કરતાં-તે દૃષ્ટિથી નથી જોઈ શકાતું એવું-અદૃશ્ય જગત

ઘણું વિશાળ છે. સમસ્ત જગતના ચાર ભાગ કરીએ તો તેમાંથી એક ભાગને માણુસ પોતાની દૃષ્ટિથી જોઈ શકે છે એમ કહી શકાય અને તેટલું પણ તે એકસાથે જોઇ શકતો નથી, તેથી પૂર્ણજ્ઞાન માટે પુરુષાર્થની જરૂર છે.

પુરુષાર્થ એટલે પુરુષને અર્થે જીવવું. પુરુષ એટલે દૃશ્ય–અદૃશ્ય એવા ચરાચર પુરમાં (શરીરમાં) નિત્ય શયન કરીને રહે છે તે. તેના અનુભવ માટે માણસનો અપૂર્ણ સ્વભાવ છોડવો, તેનો યજ્ઞ કરવો, તે યજ્ઞમાં પશુના જેવી વૃત્તિઓ હોમવી એટલે દૈવી સ્વભાવ પ્રાપ્ત થશે. તે સ્વભાવ પણ છોડવો એટલે મૂળ પુરુષનો એટલે પુરુષોત્તમનો સ્વભાવ મળશે. દેવોએ વિરાટ્ પુરુષને એટલે દૃશ્યજગતને પશુ માની તેને આત્મયજ્ઞમાં હોમ્યું હતું અને તે યજ્ઞના ફળરૂપે તેમણે જે જે કલ્પના કરી, તે પ્રમાણે નવા જીવનવાળું જગત બન્યું હતું એમ પુરુષસૂક્ત ઉપરથી જણાય છે. ઉપર કહ્યું તેમ આત્મા શબ્દથી જવાબ આપતો નથી, પણ જે વસ્તુની અથવા જ્ઞાનની જરૂર હોય તે આપીને જવાબ આપે છે. આ સ્વભાવ સમજી શકાય તો મોટામાં મોટો પુરુષાર્થ થઈ શકે, જાણવાનું જાણી શકાય, મેળવવાનું મેળવી શકાય. આત્મભાવથી જીવ, જગત અને ઈશ્વર એકરૂપ લાગશે. જેને તે અનુભવ ન હોય, તેને જ્યાં એક વસ્તુ છે, ત્યાં બે દેખાય છે અને ખોટા દેખાવમાંથી અનેક કઢંગા પ્રશ્નો ઉત્પન્ન થાય છે.

આત્મદૃષ્ટિએ એમ લાગે છે કે, દૃશ્ય જગતમાં કાંઈ સુધારો કરવાનો નથી. ઉપર કહ્યું તેમ દૃશ્ય જગત એ પૂર્ણ જગત નથી, અને સામાન્ય માણસ જેને સુધારો કહે છે તે

ખરો સુધારો નથી. ભૂલનું મૂળ માણસના સ્વભાવમાં છે, તેથી જ્યાં ભૂલ છે ત્યાં જ તે સુધારવી જોઈએ. જગતને અપૂર્ણ જોવું તે અપૂર્ણ દૃષ્ટિનું પરિણામ છે. કોઈ પણ માણસની અપૂર્ણ દૃષ્ટિ કોઈ પણ વખતે, પૂર્ણ થઈ શકે છે. પૂર્ણ માણસને તો જગત નિત્ય પૂર્ણ જ લાગે છે. તેવી દૃષ્ટિ થવા માટે અપૂર્ણ દૃષ્ટિ કિંમતવગરની છે, એમ ચોક્કસ માનવું જોઈએ. તેને માટે ધર્મ અને મોક્ષ પુરુષાર્થરૂપે સિદ્ધ થવા જોઈએ. જે દેશ આટલું કરી શકે તે સંસ્કારી કહી શકાય, તેની વિદ્યાકળા ઉત્તમ કહી શકાય. માત્ર બુદ્ધિના જોરથી ભેદદૃષ્ટિ વધે છે. તેથી જ યુરોપના બુદ્ધિવાદથી ઉત્પન્ન થયેલી વિદ્યાકળાનું પરિણામ મનુષ્યને મોટા યુદ્ધમાં અને કજિયા-કંકાસમાં નાખે છે. ત્યાં સુખનાં સાધનો સુખ આપતાં નથી. હાલ જેમાં સુખ મનાય છે, તે વસ્તુઓમાં કદાચ ભવિષ્યમાં સુખ ન મનાય. ત્યાં પણ વિદ્યાકળામાં ફેરફાર થવાનો સંભવ છે. હાલની લડાઈ ઉપરથી લાગે છે કે, તેની વિદ્યાકળાનું બધી રીતે અનુકરણ કરવામાં લાભ નથી.

યુરોપના માણસોએ બહારના પ્રદેશો અનીતિથી લઈ ત્યાંના માણસોને હિંસકવૃત્તિથી ગુલામ જેવા બનાવી દીધા છે. તે જ હિંસકવૃત્તિ હવે તેમની અંદર અંદર તેમનું જીવન બગાડે છે. જેવું તેમનું કર્મ હતું તેવું ફળ તેઓ હાલ ભોગવે છે. આપણી વિદ્યાકળા એવી છે કે તેની મદદથી આખી પૃથ્વીનું એક રાજ્ય બનાવી શકાય તેવું છે અને તેથી લડાઈ કાયમને માટે અટકાવી શકાય તેવું છે. તેથી આપણા દેશની પરદેશનીતિ (ફોરેન પૉલીસી) આપણા દેશ-

ના મહાત્માના હાથમાં મૂકવી જોઈએ.

જેવી માન્યતા હશે, તેવું આચરણ થશે, એ નિયમ છે. દરેક માન્યતામાં કોઈક સિદ્ધાંત રહેલો હોય છે અને સિદ્ધાંતમાં તત્ત્વનો સમાવેશ થાય છે. તત્ત્વ કહ્યું એટલે પરમ અવ્યય શાશ્વત સત્યને લેવું પડશે. તેના આધારે આચરણ થાય એ જ શિષ્ટાચાર છે.

આધાર સિવાય કોઈ કામ થતું નથી એ વાત સ્પષ્ટ છે, તો આધાર પ્રગટ રહેવો જોઈએ. એ નિશ્ચય કરવો, એ પહેલાં જરૂરી કામ છે. એ નિશ્ચય થયા પછી નિજભાવને પ્રગટ કરવામાં સહજ યત્ન થશે.

નિશ્ચય પ્રમાણે વર્તવું એ આપણો ધર્મ છે. કોઈ પણ રૂપરૂપાંતરમાં અથવા અવસ્થામાં કે ગુણમાં આપણે માત્ર તે સમરૂપી પરમાત્માને પ્રાપ્ત રાખીને રહીએ તો વ્યવહારમાં ભલા બીજા કોણ આવી શકે ? તેનાથી વ્યવહાર કરવો, એ આપણો ધર્મ છે. છતાં એ વાત ભૂલવી ન જોઈએ કે ભગવાન બધે છે, પણ બધું સુખ એ ભગવાનનું સુખ નથી. ભગવાન સર્વ પ્રેમરૂપ છે, પણ સર્વ પ્રકારનો પ્રેમ એ ભગવાનનું સ્વરૂપ નથી. તેનો વધારે ખુલાસો પાંચમા પ્રકરણમાં આપેલો છે.

## ૩ : સમાજવ્યવસ્થા

પશ્ચિમના દેશોની શોધખોળ આધિભૌતિક માર્ગમાં થયેલ હોવાથી મનુષ્યનું બહારનું જીવન સુધારવા ઉપર તેમની સમાજવ્યવસ્થા રચાયેલી છે; તેથી માણસના રચેલા કાયદા, રૂઢિ, નિયમ વગેરેને ત્યાં માણસ કરતાં વધારે મહત્ત્વ અપાય છે. માણસને મન અને આત્મા છે, તે વાત તેઓ સમાજની વ્યવસ્થા કરવામાં ભૂલી ગયેલ છે. સમાજવ્યવસ્થા બરાબર કરવી હોય, તો માણસના બધા ભાગનો વિકાસ થાય તેવી થવી જોઈએ.

પણ આત્માનો અનુભવ બહુ થોડા માણસમાં હોવાથી સમાજના વિકાસ માટે આત્માના ભાવને સામાન્ય માણસ સમજી શકે તેવાં રૂપક આપી સમજાવવા પડે છે. તેથી જ હિંદમાં વેદના કાળમાં જુદાજુદા પ્રકારના યજ્ઞોની વાત નજરે પડે છે. યજ્ઞો શા માટે, કેવી રીતે ઉત્પન્ન થયા, તેનો બહુ થોડા માણસ વિચાર કરે છે. અશ્વનો અર્થ ઘોડો અને

પ્રાણ થાય છે. અશ્વમેધ એટલે પ્રાણમાં રહેલી વાસનાઓનો યજ્ઞ કરી, વાસનાની આહુતિ જ્ઞાનવેદીમાં આપવી પડે છે. બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્ર એ નામની ચાર જાતો પણ ગુણકર્મ પ્રમાણે રચવામાં આવી હતી; એટલું જ નહિ પણ પુરુષસૂક્ત વાંચતાં જણાશે કે, બ્રાહ્મણ એ ભગવાનનું મુખ છે, ક્ષત્રિય બાહુ છે, વૈશ્ય ઉદર છે અને શૂદ્ર પગ છે. એટલે જેવી જેવી અંતરાત્માની વૃત્તિઓ, જેવા જેવા માણસના ગુણ, તે પ્રમાણે તે માણસ (માનસિક દૃષ્ટિએ) અંતરાત્માનું મુખ, હાથ, પેટ અથવા પગ છે, એમ આ દેશમાં મનાતું. પરમાત્માનું આવું સ્વરૂપ રૂપક વિના સમજવું મુશ્કેલ છે. જેનામાં જ્ઞાન હોય તે બ્રાહ્મણ, શક્તિ હોય તે ક્ષત્રિય, પોષણનાં સાધન ઉત્પન્ન કરનારા તે વૈશ્ય અને સેવા કરનાર તે શૂદ્ર માનવામાં આવતા. પરમાત્મા જ જ્ઞાતારૂપ, રક્ષણ કરનાર, ઉત્પન્ન કરનાર અને નાશ કરનાર થાય છે. નાશ પામેલ બી પાછું ઝાડરૂપ થઈ બીરૂપ થાય છે. એક વખતે જે પરિણામ બી કહેવાય છે તે જ બી બીજે વખતે અંકુર કહેવાય છે, અને ત્રીજે વખતે તેજ બી ઝાડ કહેવાય છે. એક જ વસ્તુનાં નામ અને રૂપ માણસની દૃષ્ટિએ ફરતાં દેખાય છે. ભગવાનની આ જુદીજુદી શક્તિઓ જુદાજુદા પ્રકારે કામ કરતી અનુભવવામાં આવે તેટલા માટે ઘણા પ્રકારનાં રૂપક (એટલે 'સિમ્બોલ') થી આ બાબત સમજાવવામાં આવતી હતી. પણ વખત જતાં આ રૂપક રૂઢિબદ્ધ થઈ ગયાં. રૂઢિઓથી મૂળ વાત ભુલાઈ ગઈ અને સમાજની ઉન્નતિને બદલે અવનતિ થઈ. જે બંધારણ આત્માના અનુભવ સમજવા માટે કરવામાં આવ્યું હતું, તે મુખ્ય હેતુ ભુલાઈ જવામાં મદદ-

ભાર થયું. બ્રાહ્મણો એટલે જ્ઞાનથી બ્રાહ્મણ નહિ, પણ જન્મથી બ્રાહ્મણ માનવામાં આવ્યા. રૂઢિના બંધનમાં જ્ઞાન મંદ થવાથી બ્રાહ્મણોની કિંમત ઘટી અને તે સાથે જ્ઞાનીઓની પણ કિંમત ઘટી. તેવી જ રીતે બીજી જ્ઞાતિઓએ પોતંપોતાનું કામ છોડ્યું અને તેથી વીરતાની કિંમત ગઈ, દ્રવ્ય ઉત્પન્ન કરનારની કિંમત ગઈ અને માત્ર મજૂરીની કિંમત રહી.

માણસના સામાન્ય સ્વભાવને રૂઢિઓ બહુ ગમે છે; તેથી સમાજવ્યવસ્થામાં સંભાળ ન રહે, તો રૂઢિનું બંધન થતાં વાર લાગતી નથી. આવા રૂઢિના બંધનમાં માણસના આત્માના વિકાસને જગ્યા રહેતી નથી. માત્ર શાસ્ત્રોને જોઈ સંતોષ રાખવો પડે છે. ઉન્નતિમાં તેનો ઉપયોગ શો છે, તે ભૂલી જવાયું. જ્યાં સમાજનું મન રૂઢિબદ્ધ થઈ જાય, ત્યાં મહાત્માઓનાં વચનો પણ જોર કરી શકતાં નથી.

પણ માણસનું મન આખરે કઢંગી રૂઢિઓથી થાકી જાય છે. તેને પરિણામે થોડા વખત થયાં જુદીજુદી ન્યાતોમાં વિવાહ શરૂ થયા છે. જુદાજુદા ધર્મોમાં, જુદાજુદા પ્રાંતોમાં અને હિંદુ અને યુરોપિયન અથવા અમેરિકન વચ્ચે પણ વિવાહ થવાની શરૂઆત થઈ છે. આખર સુધી રૂઢિઓ માણસની સ્વતંત્રતાની આડે આવી શકતી નથી. માણસમાં વિચાર કરવાની શક્તિ છે અને જે જીવન આત્માના વિકાસને અટકાવે તેને ફેરવવાનો માર્ગ શોધવો પડે છે. આવા સંજોગોમાં ખોટી રીતે રચાયેલ સમાજનું શું થશે તેનો વિચાર માણસ કરતો નથી. આત્માના વિકાસને અટકાવનારી રૂઢિઓને તોડનારા માણસોની સંખ્યા વધે છે અને નવા

પ્રકારનો સમાજ ઉત્પન્ન થાય છે.

વ્યક્તિની આવી સ્વતંત્રતાનો જન્મ યુરોપમાં થયો છે. હિંદમાં હજી તેની થોડી અસર થઈ છે. આવા સ્વતંત્ર માણસમાં નવી શક્તિ, નવું તેજ હોય છે. હિંદમાં પણ રૂઢિનું બંધન વધી ન ગયું હોત, તો આવી સ્વતંત્રતા માણસને સારો રસ્તો બતાવી શકત. યુરોપમાં આ સ્વતંત્રતાએ માત્ર માણસના સામાન્ય જીવનના ઉપયોગ ઉપર ધ્યાન રાખ્યું છે. ત્યાં માણસના આત્માના વિકાસને જગ્યા નથી. યુરોપમાં પાદરીઓનું માન આથી ઓછું થયું છે. સ્વતંત્ર બુદ્ધિ ભગવાનના અસ્તિત્વમાં અને તેના શબ્દોમાં પણ શંકા કરવા લાગે છે. પોતાના મનને જે વાત સમજાય તે જ સાચું એમ લાગે છે અને તેને પરિણામે અનીતિ માટે જગ્યા મળે છે.

જ્યાં આત્મવિદ્યા ઘણા કાળથી ખીલેલી હતી, તેવા આ દેશમાં એવા સ્વતંત્ર માણસ જન્મ્યા હોત તો અહીં ઘણા ઋષિમુનિઓ અને મહાત્માઓ ઉત્પન્ન થાત; પણ યુરોપમાં ભૌતિક વિદ્યાનું જોર હોવાથી આવા સ્વતંત્ર માણસો સ્થૂલ પદાર્થોમાં પોતાનું સુખ શોધવા લાગ્યા.

જો કોઇ આંધળો માણસ ઊંડા કૂવા તરફ જતો હોય અને આપણે તેને બચાવીએ નહિ, તો આપણે દોષને પાત્ર થઇએ. હાલના કાળમાં પશ્ચિમના લોકો આંધળા થઇને એવા કૂવા તરફ ચાલ્યા આવે છે, તેમને બચાવવાની જરૂર છે; પણ તેમને તરત ઉપદેશ લાગે તેવું નથી. તમોગુણી માણસને સુધારવા માટે ભગવાને ભયાનક સાધન રાખેલ છે. રજોગુણીને માટે રોચક સાધન છે અને સત્ત્વગુણીને માટે યથાર્થ

વાતો કહેવામાં આવેલ છે. થોડા વખત પછી જ્યારે લડાઇ બંધ થશે અને ખોટી કેળવણીનાં કેવાં ખોટાં ફળ આવે છે તેની ખબર પડશે, ત્યારે જ માણસોનાં મન ધર્મ તરફ દોરાશે. રાત્રિ પૂરી થયા વગર સવાર પડતી નથી. આહાર, નિદ્રા, ભય અને મૈથુન એ સુખ તો પશુઓને વગર મહેનતે મળે છે. માણસને પ્રયત્ન કરવાથી એટલું જ સુખ મળતું હોય તો તેને જ્ઞાની પુરુષો પુરુષાર્થ કહેતા નથી.

સમાજસેવામાં રોટલીનો પ્રશ્ન જેટલો ઉપયોગી છે, તે કરતાં વાસનાને નિયમમાં લાવવાનો પ્રશ્ન અને બધા વચ્ચે પ્રેમ ઉત્પન્ન કરવાનો પ્રશ્ન વધારે ઉપયોગી છે. સમાજનું દુઃખ દૂર કરવાની જરૂર છે તેથી વધારે સાચું સુખ સમાજને બતાવવાની જરૂર છે. હાલનાં માબાપ સારી પ્રજા ઉત્પન્ન કરવાના હેતુથી માબાપ થતાં નથી, પણ ભૂલમાં માબાપ થઈ જાય છે અને પછી જ્યારે છોકરાં માબાપની આજ્ઞામાં રહેતા નથી ત્યારે માબાપને તેનું કારણ સમજાતું નથી. સારાં બાળકો જોઈતાં હોય તો તે ઉત્પન્ન કરતી વખતે માબાપમાં સારો સાત્ત્વિક સ્વભાવ રહેવો જોઈએ. હાલના કાળમાં વાસના ઉપર અંકુશ રહેતો નથી અને સહશિક્ષણથી તેને ઉત્તેજન મળે છે. તેથી વિવાહમાં ફક્ત એક કામતૃપ્તિનો જ હેતુ રહે છે. તેથી જ્યાં વ્યાસ અને વસિષ્ઠ જેવા મહાત્મા પાકવા જોઇએ, ત્યાં જેનામાં કૂતરા, બકરા અને ગધેડાના સ્વભાવ હોય તેવા માણસો જન્મે છે. માબાપ પણ સમજી શકતાં નથી કે અમારે ત્યાં આવી પ્રજા કેમ જન્મી? જો સારી પ્રજા જોઈતી હોય તો વિવાહની શરૂઆતથી

ધ્યાન રાખવું જોઇએ. હિંદના વાઇસરૉય લૉર્ડ લિન્લિથગો ઢોરની ઓલાદ સુધારવા માટે ખેડૂતોને સારા બળદ ભેટ આપે છે, પણ માણસનું બી બગડી જાય છે, તેની સંભાળ લેવાતી નથી અને તેથી પશુ જેવી પ્રજા ઉત્પન્ન થાય છે. જ્યારે એવી પ્રજા ઉત્પન્ન થાય છે, ત્યારે તેને વશ રાખવા માટે ઘણા કાયદાની અને ઘણા અંકુશની જરૂર પડે છે અને છતાં તેને વશ રાખી શકાતી નથી. તેથી હિંદુધર્મમાં ગર્ભ રહે તે પહેલાંથી માબાપે કેવી રહેણીકરણી રાખવી તે પર ખાસ ધ્યાન રાખવાનું કહેલું છે.

હાલની સમાજની ખામીઓનું એક કારણ ગરીબાઈ છે, પણ વધારે કારણ ખોટી કેળવણી છે. પૈસાના સુખની અને સંસારના સુખની સમાજને જરૂર છે; પણ જો તેના ઉપર ધર્મનો અને નીતિનો અંકુશ ન રહે, તો તે સુખથી માણસ પશુ જેવો બની જાય છે. હાલ જેને સ્વતંત્રતા કહે છે તે એક પ્રકારની સ્વચ્છંદતા છે.

હાલની સંઘશક્તિ એવી છે કે તેમાં માણસ પોતા સિવાય બીજા બધાને સુધારવા માગે છે. ક્રિશ્ચિયન ધર્મવાળા પુનર્જન્મ માનતા નથી, તેથી હાલનો સ્વભાવ બગડે તો ઘણા જન્મ બગડશે એવું તેઓ માનતા નથી. વળી ત્યાં ડાર્વિનના ઉત્ક્રાન્તિવાદવાળા મતનું બહુ જોર વધ્યું છે. તે મત પ્રમાણે જેનામાં શક્તિ હોય તે જ સારો મનાય છે. પશુની જેમ બીજાને મારીને પોતાને રહેવાની જગ્યા કરવી, એ મત ત્યાં બહુ ફેલાયો છે. અજ્ઞાની માણસોને જેવું શિક્ષણ નાની ઉંમરથી મળે છે, તેનું સાચું માની લે છે. તેથી સારા અને

સાચા વિચારો ફેલાવવાની ખાસ જરૂર છે. પણ તેને બદલે બધા દેશોના જાહેર ખબર (પબ્લિસિટી)ના ખાતા તરફથી ખોટા વિચારો પ્રજાને આપી પ્રજાનું મન પક્ષપાતી બનાવવા-પ્રયત્ન કરે છે. હાલની લડાઈનું રોજનું ખર્ચ બધા દેશોનું મળીને, લગભગ ૫૦ કરોડનું થાય છે. એ રકમથી સારા વિચારો ફેલાવવામાં આવે અને પૃથ્વીનો બાકીનો ભાગ ખેડીને વાવેતર વધારવામાં આવે, તો આપણી પૃથ્વીના બધા માણસો ઘણા સુખથી રહી શકે. પણ જ્યાં ખોટું શિક્ષણ આપવામાં આવે છે, ત્યાં પ્રજાના અને રાજાના જીવન વચ્ચે ઘણો તફાવત પડી જાય છે.

તેથી માણસના સમાજમાં વધારે પ્રમાણમાં ઋષિઓ અને મહાત્માઓની જરૂર છે. માણસો નાના બાળક જેવા બની ગયા છે, તેમને દુઃખ થાય છે, પણ શું જોઈએ છે તેની ખબર નથી. તેમને સાચો રસ્તો બતાવનારની વધારે જરૂર છે. રાજદ્વારી નેતાઓ બહુમતીથી રાજ્ય કરવાનો વિચાર કરે છે, પણ જ્યાં પ્રજામાં અજ્ઞાન ઘણું છે, ત્યાં બહુમતીના રાજ્યથી ફાયદાને બદલે ગેરફાયદા વધારે થાય છે. અજ્ઞાની માણસોએ પસંદ કરેલા નેતાઓ અજ્ઞાની માણસોનાં ખોટાં સુખ વધે તેવું રાજ્યબંધારણ તેમને ખુશી કરવા માટે રચે છે.

તેથી બહુમતીના રાજ્યને બદલે ત્યાગી, નિઃસ્વાર્થી અને ડાહ્યા માણસોના રાજ્યની વધારે જરૂર છે. જ્યારે સ્વાર્થી વેપારીઓ રાજ્યસત્તા ભોગવે છે, ત્યારે લાખો ટન અનાજ, ફળ અને જિંદગીની જરૂરિયાતની ચીજો પૃથ્વીમાં ઉત્પન્ન થાય, ત્યારે પણ તેની કિંમત વધારે રાખવાની ખાતર

અને તેનાથી પોતાને નફો મળે તે માટે તે ચીજો દરિયામાં ફેંકી દે છે. અથવા એક ભાગના વેપારીઓ સંગ્રહ કરી ભાવ વધારી બીજા ભાગની પ્રજાને દુઃખી કરે છે. તે પશુના જેવો સ્વભાવ છે. મૂડીવાદે ઘણાને લોભી બનાવી દીધા છે. વકીલ લોભી હોય ત્યારે કેસ લાંબો ચાલે, દાક્તર લોભી હોય ત્યારે દરદી તરત સાજો ન થાય, ગુરુ લોભી થાય ત્યારે શિષ્યને સાચું જ્ઞાન ન મળે અને રાજા લોભી થાય ત્યારે પ્રજાના હિતનો વિચાર કરતો નથી. પૈસો એ પરમેશ્વર એમ જ્યાં માનવામાં આવે છે ત્યાં સમાજનું જીવન બહુ હલકું રહે છે; થોડા ધનવાન થાય છે અને ઘણાં ગરીબ થાય છે. પાંચ ફકીર એક મોટા ધાબળા નીચે સુખથી સૂઈ રહેશે, પણ બે સ્વાર્થી રાજાઓને આખી પૃથ્વી પૂરી થતી નથી.

જેમ પશ્ચિમના લોકોએ વેપારને કારણે લોભ વધારી પ્રજાનું જીવન બગાડી નાખ્યું છે, તેમ આપણા દેશમાં ધર્મનું તત્ત્વ બરાબર ન સમજવાથી અનેક જાતની ખોટી રૂઢિઓ અને ધ્યેય વગરના સાંપ્રદાયિક ઝગડા ઉત્પન્ન થયેલા છે. અંત્યજોને ન અડવાનું મુખ્ય કારણ એ હતું કે જેઓને ઉત્તમ જીવન ગાળવાની ઇચ્છા હોય, તેમણે કામી અને ક્રોધીનો સંગ ન કરવો. તેને બદલે એક આખી મોટી નાત તરફ બેદરકારી રાખવાથી તે અંત્યજોમાંથી ઘણા ક્રિશ્ચિયન અને મુસલમાન થઈ ગયા છે અને તેથી તેમની વસ્તી આ દેશમાં વધી ગઈ છે.

સમાજજીવનની બરાબર વ્યવસ્થા કરવા માટે અન્નની વહેંચણી બરાબર કરવી જોઈએ કે જેથી મોંઘવારી થાય નહિ

અને સાથે સાથે સાચા ધર્મનું અને સાચી નીતિનું શિક્ષણ બરાબર ફેલાવવું જોઈએ. જ્યારે એ બન્ને બાબત બરાબર ગોઠવવામાં આવશે, ત્યારે અમુક માણસને દેશી અને અમુક માણસને પરદેશી કહેવાની જરૂર પડશે નહિ. નવા સમાજમાં પૈસાવાળાને માન મળવું ન જોઈએ. પણ જે નિઃસ્વાર્થી હોય, પોતાના ભોગે પણ બીજાનું કલ્યાણ કરતો હોય, તે માન આપવાને લાયક છે. સમાજમાં રહેલા માણસને પૂર્ણ સ્વતંત્રતા કદી મળે નહિ. બીજાને સ્વતંત્ર રહેવાની ઇચ્છા તેના જીવનમાં બાધક થાય છે. તેથી ઘણા માણસ પોતાના હકને બદલે પોતાની જવાબદારીનો વિચાર કરે ત્યારે જ સમાજજીવન સારું થાય છે. તેથી પૈસાદારોનો પૈસો સમાજને ઉપયોગી થાય તેવી રીતે વપરાય, એ જોવું એ નવા સમાજનું મુખ્ય કામ હોવું જોઈએ. વળી જે કુટુંબમાં કે સમાજમાં વસ્તી માટે ખોરાકનાં અને જીવનનાં સાધન હોય તે કરતાં વધારે વસ્તી વધે નહિ, તેની પણ સંભાળ રાખવી પડશે. તે માટે બ્રહ્મચર્યનું પાલન અને સત્સંગની જરૂર હંમેશાં રહેશે. જે ઘરમાં વસ્તી બહુ વધે છે અને તેને નભાવવા માટે પ્રમાણિક કમાણીનાં સાધન હોતાં નથી, ત્યાં અનીતિ અને કૂડકપટ બહુ વધે છે. તેથી વસ્તીના નકામા વધારા ઉપર અંકુશ રાખવો જોઈએ. તે માટે ડાહ્યા અને જ્ઞાની પુરુષોએ રસ્તા કાઢવા જોઈશે. જ્યારે વસ્તી વધે છે, ત્યારે દીકરો બાપનો ધંધો કરી શકતો નથી અને વર્ણાશ્રમધર્મની પદ્ધતિ પણ નભી શકતી નથી.

જ્યાં માણસમાં અજ્ઞાન વધારે હોય છે, ત્યાં પોતાની

જવાબદારીની ખબર પડતી નથી અને સંયમ રહેતો નથી. એવી પ્રજાને સ્વરાજ મળવાથી પણ લાભ નથી. ઇંગ્લૅંડમાં સ્વરાજ છે, પણ સાથે અજ્ઞાન અને સ્વાર્થ ઘણો હોવાથી તે પ્રજા શાન્તિથી સ્વરાજનું ફળ ભોગવી શકતી નથી અને ભોગવી શકશે નહિ. બીજા ઘણા દેશો કે જ્યાં સ્વરાજ છે, ત્યાંની પ્રજા પણ શાન્તિથી સ્વરાજ ભોગવી શકતી નથી. ત્યાં દરેકને રાજા થવાનું ગમે છે અને તેના પરિણામમાં લડાઈઓ જોવી પડે છે. જો બહુમતીથી રાજ્ય ચલાવવું હોય, તો પ્રજાના પ્રતિનિધિ સારા મળવા માટે પ્રજામાંથી અજ્ઞાન અને સ્વાર્થ દૂર કરવાં જોઈએ. સ્વાર્થી અને અહંકારી પ્રતિનિધિઓથી સારી રાજ્યવ્યવસ્થા કે સમાજવ્યવસ્થા ઉત્પન્ન થઈ શકતી નથી. માણસના જીવનના હેતુ આવા પ્રતિનિધિઓએ બરાબર સમજવા જોઈએ.

કંઈ પણ આદર્શ વગર સ્વતંત્રતા આવે તો તે માણસનું જીવન બગાડી નાખે છે. તેથી સમાજની ઉન્નતિ માટે ઊંચો આદર્શ રાખવાની ખાસ જરૂર છે. વર્તમાન કાળમાં સાયન્સની શોધથી મળતા ફાયદાથી માણસનું બહારનું જીવન સુધારવામાં આદર્શ સિદ્ધ થાય છે, એમ યુરોપમાં મનાયું; અને તેને માટે સમાજનું ભલું થાય તો જ વ્યક્તિનું ભલું થશે, એમ માની વ્યક્તિની કેટલીક સ્વતંત્રતા ત્યાં ઓછી કરવામાં આવી છે.

આવી સાયન્સની સમાજથી પશ્ચિમના લોકોનું જીવન બંધાયું છે અને તેમાં નવા પ્રકારની એટિકેટ એટલે રૂઢિઓ જન્મ પામી. થોડાં વર્ષ થયાં પશ્ચિમમાં પણ નવા માનસ-

શાસ્ત્રીઓ અને તત્ત્વવેત્તાઓ જન્મ્યા છે અને તેમનાં લખાણો-એ ત્યાં એવી અસર કરી છે કે લોકો પોતાની ભૂલ જોવા લાગ્યા છે અને સમાજની વ્યવસ્થામાં ફેરફાર કરવાની જરૂર જણાવા લાગી છે,

યુરોપના સુધારાની અસર એશિયામાં થઈ છે. એશિયામાં તે અસરથી સ્વતંત્ર વિચારના માણસો ઉત્પન્ન થતા જોવામાં આવે છે; પણ તે માણસો માત્ર જો યુરોપની નકલ-જ કરશે તો આદર્શમાં બહુ ફેર થાય તેમ નથી. અહીંની સ્વતંત્રતા પાસે નવો આદર્શ રજૂ કરવાની જરૂર છે. સમાજ-ની ઉન્નતિ માટે વ્યક્તિની ઉન્નતિની જરૂર છે. તેને આત્મ-વિકાસ માટે વખત આપવો જોઈએ. બીજાના વિચાર પ્રમાણે તેણે ચાલવું જ જોઈએ, એવી ફરજ તેના ઉપર નાખવી જોઈએ નહિ. અંગ્રેજોની પાર્લામેન્ટના મત પ્રમાણે હિંદે પોતાનું રાજ્ય અને જીવન ગોઠવવું એ તેમની માગણી ખોટી છે. હિંદની વિદ્યાકળામાં તેમના કરતાં ઊંચા સંસ્કાર રહેલા છે.

હિંદની ભૂતકાળની આત્મવિદ્યા પ્રમાણે ફરીથી સમાજ-વ્યવસ્થા કરવામાં પણ રૂઢિનાં બંધન ઉત્પન્ન થવાનો સંભવ છે. આત્મલાભ ભૂલ્યા વગર, વ્યક્તિની સ્વતંત્રતા પણ ગુમાવ્યા વગર, ઊંચા આદર્શ સિદ્ધ થાય, એવી વ્યવસ્થા શી રીતે થઈ શકે, તે વિચારવાનું છે.

તેને માટે પહેલાં એ જરૂરનું છે કે, સમાજના જે જે નિયમ છે, તે વિષે પ્રશ્ન પૂછવા. તે શા માટે છે, તેનો શો ઉપયોગ છે, માણસના સામાન્ય જીવનને સુધારવામાં તે શા કામના છે, વગેરે બાબતનો વિચાર કરવો જોઈએ, સમાજ-

વ્યવસ્થા માણસના આત્માના વિકાસને મદદ કરે એવી હોવી જોઈએ. માણસની અંદર જે જે શક્તિ, જ્ઞાન, પ્રેમ વગેરે રહેલાં છે, તેનો પૂરો વિકાસ થવો જોઈએ. આ કામ માત્ર બુદ્ધિથી થઈ શકે તેમ નથી. આત્માના ક્ષેત્રમાં એટલાં ગૂઢ અને આશ્ચર્યકારક તત્ત્વો રહેલાં છે કે તેને બુદ્ધિ પહોંચી શકતી નથી; તેથી બુદ્ધિને મૂકી, બુદ્ધિ ઉપર રહેલા આત્માને શરણ રહી, તેની અસર લેવામાં જીવનનો વિકાસ વધારે સારો થાય છે. તે અસર વધારે ને વધારે આવતી જાય તો જીવન નવા પ્રકારનું અને વધારે સુંદર થતું જાય; અને તે માણસ સમાજનાં બીજાં માણસોને દૃષ્ટાંતરૂપ થાય.

સગપણ વખતે યુવક પોતે પોતાની ભાવી સ્ત્રી સ્વતંત્ર રીતે પસંદ કરે, તેના કરતાં તેવી બાબતમાં માબાપની સંમતિ મુખ્ય રહે તો વધારે લાભ છે; કારણ કે માબાપની બુદ્ધિ છોકરાં કરતાં વધારે સારી હોય છે. પણ કેવળ માબાપ ઉપર એ વાત છોડવી અને છોકરાંની સંમતિ બિલકુલ ન લેવાય તે પણ સારું નથી. હાલની કેળવણીથી તૈયાર થયેલ બુદ્ધિવાન યુવકો પોતાની જિંદગીમાં ભાગીદાર થનાર સ્ત્રીની પસંદગી તદ્દન માબાપ ઉપર છોડી શકશે નહિ. તેથી માબાપની તેમજ યુવકની પસંદગી સાથે થવી જોઈએ. તેવી જ રીતે કન્યાનાં માબાપે પણ કન્યાનો મત જાણી લેવો જોઈએ. હજુ સ્વયંવર કરવા જેવો વખત આવેલો નથી. તે માટે કેળવણી જુદા પ્રકારની હોવી જોઈએ. રૂપની પસંદગી કરવી સહેલી છે, પણ ગુણની પસંદગી કરવી સહેલી નથી. ગુણવાનના ગુણની પરીક્ષા કરનારમાં ગુણ હોવા જોઈએ, હવાઇ

વિમાનની નવી શોધથી યુરોપના દેશો હિંદની એટલા નજીક આવી જશે કે બેત્રણ દિવસમાં ત્યાં જઈ શકાશે અને ત્યાંના માણસો અહીં આવી શકશે. આવી સ્થિતિમાં સમાજ-માં પણ મોટા ફેરફાર થશે અને અહીંના લોકોને માત્ર રૂપનો લોભ રહેશે તો યુરોપની કુંવારી કન્યાઓ અહીંના ધનાઢ્ય માણસોને પરણવા નીકળશે અને વર્ણસંકર પ્રજા ઉત્પન્ન થશે. આવા થોડાક દાખલા બન્યા છે, તે ઉપરથી શિખામણ લેવાની છે; નહિતર કજોડાં ઉત્પન્ન થશે અને છૂટાછેડાના દાખલા પણ વધશે.

બીજી ખાસ બાબત એ ધ્યાનમાં રાખવાની છે કે, કેટલીક જ્ઞાતિઓમાં દીકરીને કરિયાવરમાં એટલી બધી રકમ અથવા દાગીના આપવા પડે છે કે દીકરીનો જન્મ માબાપ-ને ગમતો નથી. તેથી કેટલીક જગ્યાએ દીકરીને દૂધપીતી કરે છે—એટલે કે જન્મ વખતે જ તેને મારી નાખવામાં આવે છે. આનું મૂળ કારણ જે કઢંગી રૂઢિઓ છે તે ફેરવવી જોઈએ. જેમ દીકરાને જીવવાનો હક્ક છે, તેમ દીકરીને પણ જીવવાનો હક્ક છે; એટલું જ નહિ પણ બન્નેને યોગ્ય કેળવણી મળવી જોઈએ.

ખાસ કરીને ગામડાંઓમાં પહેલાંના જેવી વિદ્યાની સગવડ રહી નથી, તેથી સ્ત્રીકેળવણીની બહુ મુશ્કેલી નડે છે. ત્યાં સ્ત્રીકેળવણીનાં સાધન વધારવાની ખાસ જરૂર છે. એમ સમજવું જોઈએ કે, પુરુષો પણ સ્ત્રીના પેટમાં ઉત્પન્ન થાય છે અને સ્ત્રીઓમાં સારા સંસ્કાર આવશે, તો પુરુષો-માં પણ સારા સંસ્કાર આવશે.

એટલું ખરું છે કે, ગામડાંઓમાં ગરીબાઈ પહેલાં

કરતાં હાલના વખતમાં વધારે પ્રમાણમાં હોવાથી કેટલાક દોષ દૂર થઈ શકતા નથી અને ગુણ આવી શકતા નથી, તેનું એક કારણ પરદેશી રાજ્યનું વેપારી દૃષ્ટિવાળું રાજ્યબંધારણ છે. પણ હિંમતવાળા માણસ એકસંપથી કામ કરે તો રાજ્યનું બંધારણ ફરી શકે છે. કેટલાંક દેશી રાજ્યોમાં જુલમ્ ચાલે છે, તેનું ખાસ કારણ હિંમતવાળા માણસોની ખામી છે. આગળના વખતમાં પ્રજા દુઃખી હોય એટલે રિસાઇને બીજા રાજ્યમાં ચાલી જતી. અથવા રાજા બોલાવે ત્યારે રાજદરબારમાં જાય નહિ, હડતાળ પાડે, અપવાસ કરે અને છેવટે રાજા બોલાવે ત્યારે તેને રૂબરુ નીડરતાથી ઠપકો આપે. આ પ્રમાણે કરવાથી તે ગામના રાજાની બુદ્ધિ ઠેકાણે આવતી અને પ્રજા કહે તે પ્રમાણે રાજ્ય ચાલતું. ગામમાં ગ્રામપંચાયત અથવા મહાજનનું જોર રાજા ઉપર ચાલતું અને તેથી રાજ્યની મોટી આવક લોકકલ્યાણાર્થે ખર્ચાતી. હજુ પણ તે ઉપાય કામ આવી શકે એવો વખત છે. મહાત્મા ગાંધીજીનો અસહકાર એ આ દેશની પુરાતન પ્રજાહઠનો નમૂનો છે.

હાલની વેપારી દૃષ્ટિવાળી સમાજમાં વિધવાવિવાહનો પ્રશ્ન પણ મુશ્કેલ થઇ પડેલો છે. જેમ વિધવાવિવાહની છૂટ આપવાથી સ્ત્રીનો પ્રેમ પુરુષ ઉપર અખંડ રહી શકતો નથી, તેમ વિધવાવિવાહ બંધ કરવાથી ઘણાં કુકર્મ થાય છે અને સ્ત્રીહત્યા અને બાળહત્યાનું પ્રમાણ વધતું જાય છે. વેપારી સમાજમાં વેપારી સુખની આશા રહે છે. આવા કાળમાં સ્ત્રીઓ સંયમ રાખી શકતી નથી. પુરુષો પણ સંયમ રાખી

શકતા નથી. તેથી જેમ પુરુષો અનેક સ્ત્રીઓ વારંવાર પરણે છે, તેમ સ્ત્રીઓ પણ હક્ક માગે છે; અને માત્ર શરીરનું સુખ લેવું એ જ જિંદગીનો ઉદ્દેશ હોય તો તેમની માગણી વાજબી કહેવાય. તે માગણી પણ અમુક દૃષ્ટિએ સાચી નથી. એક અંગ્રેજ અમલદાર એક વખત યુરોપના અનુભવ ઉપરથી કહેતા હતા કે, જ્યારે એક સ્ત્રીએ એક પુરુષ સાથે શરીરસંબંધ બાંધ્યો હોય અને તેના મરણ પછી બીજા પુરુષને પરણી તેની સાથે શરીરસંબંધ કરે છે, ત્યારે જો બન્ને પુરુષના શરીરમાં ફેર હોય, તો તે સ્ત્રીને ઘણી વખત એ પુરુષથી પણ સંતોષ થતો નથી.

જે સમાજને વારંવાર લડાઇમાં ઊતરવું પડે છે, તેમાં વિધવાવિવાહને માટે છૂટ આપવી પડે છે. તેવી છૂટ આપ્યા વગર પરણેલા માણસો લડાઇમાં હિંમતથી ઊતરી શકતા નથી. વળી વિધવાઓને પુનર્લગ્નની છૂટ આપવાથી પ્રજાનું બી બગડી જવાનો પણ સંભવ છે. તેથી આ દેશમાં ફક્ત ક્ષત્રિયોને જ લડવાનું કામ સોંપવામાં આવેલ હતું. હાલના કાળમાં એક દેશની આખી પ્રજા બીજા દેશની આખી પ્રજા સાથે લડે છે, તેથી વિધવાઓની સંખ્યા વધશે. તેમને ફરીથી પરણવાની છૂટ આપવી પડશે અને પછી તેમાં વ્યાસ અને વાલ્મિકી જેવા નરરત્નોને બદલે હલકા સ્વભાવવાળા માણસો ઉત્પન્ન થશે.

સમાજનો વેપારી સ્વભાવ ફેરવવાની જરૂર છે. આગલા વખતમાં સમાજનો હેતુ આધ્યાત્મિક હતો, તેથી સામાન્ય રીતે માણસો તંદુરસ્ત રહેતા અને બાળવિધવાઓનું પ્રમાણ ઓછું હતું અને તેમને પણ સંયમના ફાયદાનું જ્ઞાન હોવાથી

ફરીથી પરણવાની ઇચ્છા થતી નહિ. પુરુષોને પણ સંયમના ફાયદાનું જ્ઞાન હોવાથી તે પણ વારંવાર પરણતા નહિ. જે માણસોને આધ્યાત્મિક જીવન ગાળવાનું છે, તેમને માટે વારંવાર પરણવામાં લાભ નથી. જે માણસને જન્મ–મરણના ફેરામાંથી છૂટવું હોય તેણે બીજાને જન્મ આપવો જોઈએ નહિ. સમાજનો સ્વભાવ ફેરવવાનું કામ સામાન્ય બુદ્ધિના માણસથી થતું નથી. તે કામ મહાત્માઓ કરી શકે છે. સમાજને પણ આત્મા અને જ્ઞાનની કિંમત પૈસા કરતાં વધારે લાગવી જોઇએ. જે સમાજમાં જ્ઞાન કરતાં ધનની કિંમત વધારે લાગે છે, તેમાં જ્ઞાની પુરુષોને પણ એકાંતમાં બેસી રહેવું પડે છે અને કોઈ વખત સમાજને થોડુંક નમીને ચાલવું પડે છે.

જુદાજુદા દેશમાં જુદેજુદે વખતે જુદાજુદા પુરુષાર્થનું સમાજમાં જોર રહે છે. તે જોર તોડી નવો પુરુષાર્થ લાવવો હોય, તો અદ્ભુત શક્તિવાળો માણસ ઉત્પન્ન થવો જોઈએ. તે પોતાની શક્તિથી અને તપથી સમાજ પાસે પોતાનું કામ માન્ય રખાવે છે. જે વખતે જેવા પ્રકારના ફેરફારની જરૂર હોય છે, તે વખતે તેવો પુરુષ જન્મે છે. સમાજનો વેપારી સ્વભાવ ફેરવવા માટે વેપારના પાયારૂપ મજૂરોમાં અને અસ્પૃશ્ય લોકોમાં નવી જાગૃતિ લાવી શકે તેવો પુરુષ આવે છે. તેવો પુરુષ બીજે કાળે આવે તો તેનો મત માન્ય થાય નહિ. જ્યારે દેશમાં ગરીબાઇ ન હોય અને સમાજમાં વેપારી સ્વભાવ ન હોય, ત્યારે આવા મહાત્માનું કહેવું કોઈ માને નહિ. જ્યારે જીવનનો

હેતુ આધ્યાત્મિક હોય, સમાજ પણ તે બંધારણ ઉપર રચાયેલ હોય તો જડ સાધનથી આત્મા જેવું ચૈતન્ય પ્રાપ્ત થાય એ વાત કોઈ માને નહિ; પણ હાલની વેપારી સમાજ અને હવે પછી આવતી મજૂરની સમાજ માટે કદાચ આ બાબત થોડા વખત માટે ઉપયોગી લાગે એવો સંભવ છે. વૈદિક કાળમાં આત્મજ્ઞાન સાધન હતું અને આત્મશક્તિ ફળ હતું.

જેમ વેપારી દષ્ટિવાળી સમાજમાં ધનવાન તે ગુણવાન મનાય છે, તેમ નજીકના ભવિષ્યમાં આવતી દેખાતી મજૂરની દષ્ટિવાળી સમાજમાં જે માણસ શરીરથી કામ કરશે, તે ગુણવાન મનાશે. મનના કર્મની અથવા જ્ઞાનની કર્મ તરીકે ગણતરી થશે નહિ. આ પ્રમાણે માત્ર શરીરના કર્મને મહત્ત્વ આપવાથી સમાજમાં નવા ફેરફાર થશે. થોડાં વર્ષ થયાં સરકારી નોકરીમાં પછાત વર્ગ અથવા કામદાર વર્ગને પસંદ કરવામાં આવે છે. આ પદ્ધતિમાં કાંઈક અંશે જ્ઞાતિ પ્રમાણે ગુણ મનાય છે. આગળના સંસ્કારી વખતમાં ગુણ પ્રમાણે જ્ઞાતિ મનાતી હતી. મહારાણી વિક્ટોરિયાના ઢંઢેરામાં વચન આપેલું છે-કે, હિંદના માણસોને તેમની બુદ્ધિ પ્રમાણે, શક્તિ પ્રમાણે, લાયકાત પ્રમાણે સરકારી નોકરીમાં રાખવામાં આવશે. હાલના વખતમાં અમુક અંશે પહેલાં પછાત વર્ગને પસંદ કરી તે વર્ગમાંથી લાયકાત પ્રમાણે નોકરીમાં રખાય છે. પછાત વર્ગને અને મુસલમાન કોમ જેવા ઓછી કેળવણીવાળા વર્ગને કેળવણીની સગવડ આપવી જોઈએ. પણ મોટા હોદ્દા માટે બુદ્ધિ પ્રમાણે પસંદગી કરવી જોઈએ. ગરીબાઇ પ્રમાણે પસંદગી કરવાથી આર્થિક સ્થિતિમાં

સમાનતા આવશે; પણ તેથી બુદ્ધિની કિંમત ઘટશે, અજ્ઞાનતા વધશે, ધર્મની ગ્લાનિ થશે અને તે દૂર કરવા અવતારની જરૂર રહેશે.

સમાજની ઉન્નતિ ઘણા માણસનું માત્ર આર્થિક રીતે ભલું કરવાથી થશે નહિ, પણ થોડા બુદ્ધિવાળા માણસોને ઉત્તેજન આપવાથી થશે. તેઓ જ લોકોને યોગ્ય માર્ગે વાળી શકશે. ખરા સ્વરાજ્યમાં વિદ્વાનોને રાજ્ય તરફથી સારું ઉત્તેજન મળે છે.

બધાને સમાન હક્ક આપવા અને બધાને સમાન દૃષ્ટિથી જોવા વિષે મજૂરોના રાજ્યમાં ઘણું કહેવામાં આવશે. પણ આત્મજ્ઞાન વગર ખરી સમતા આવતી નથી. સમદૃષ્ટિ મેળવવી એ સહેલું કામ નથી. આત્મજ્ઞાન માટે જે માણસ લાયક હોય, તેમને ખાસ સગવડ આપવી જોઈએ. તેમના ઉપર શરીરથી કામ કરવાની ફરજ નાખવી જોઇએ નહિ. સમાજના ભાગ જ્ઞાન પ્રમાણે કરવા જોઇએ, મજૂરી પ્રમાણે કરવા ન જોઇએ. જ્ઞાની અને અજ્ઞાની બન્ને માટે સમાન ધર્મ ચાલશે નહિ. તેથી ગુણ પ્રમાણે જ્ઞાતિની રચના થવી જોઇએ. તે ઉપરાંત બચ્ચાંની કેળવણી પણ ગુણ પ્રમાણે આપવી જોઈએ. જે બાળકોની બુદ્ધિ તેજસ્વી હોય, તેમને માટે તેમને યોગ્ય કામ આપવું જોઈએ.

હાલની કેળવણીમાં એક મોટી ખામી એ છે કે, બાળકોના અભ્યાસક્રમમાં અતિશય વધારો થયો છે. સામાન્ય કેળવણી સાથે ઔદ્યોગિક કેળવણી પણ દાખલ થયેલી છે, તેથી સ્વતંત્ર વિચાર માટે અને શાળાના પુસ્તક સિવાય પોતાને

મનગમતા અન્ય વિષયો વાંચવા જેટલી ફુરસદ રહેતી નથી. વખત બચે તો કાંઈક ઉદ્યોગ શિખવાડી કમાવાની શક્તિ પેદા કરવા તરફ વધારે લક્ષ રહે છે, અથવા બચ્ચાંઓને શું જોઈએ છીએ, તેનો વિચાર કર્યા વગર ઉતાવળથી લખેલાં માસિકો, ન્યુસપેપરો વગેરે તેમના હાથમાં મૂકવામાં આવે છે અને બિનજરૂરી બાબતોમાં પણ તેમનું મન જાય છે.

કોઈ પણ રીતે બાળકોની અવલોકનશક્તિ સ્વતંત્ર રીતે ખીલવવાની ખાસ જરૂર છે. તે માટે બાળકને પૂરતી ફુરસદ આપવી જોઈએ.

આ પુસ્તકની પહેલી આવૃત્તિ પ્રસિદ્ધ થયા પછી રેડિયો-નો ઉપયોગ આ દેશમાં ઘણો વધ્યો છે. તેનાથી બહુ સારા વિચારો ફેલાતા નથી. માત્ર કોઈ વખતે જ સારા સંસ્કાર-ની વાતો તેમાં આવે છે. લડાઈ વખતે બીજા દેશો તેનો ઉપયોગ કરી પોતાને ઠીક પડે તેવા વિચારો ફેલાવી શકે છે. તેથી નાની ઉંમરના વિદ્યાર્થીઓ ઉપર સારી અસર થતી નથી.

વર્તમાનકાળમાં જુદાજુદા દેશોની વિદ્યામાં, કળામાં, સંગીતમાં ફેરફાર થવા લાગ્યો છે. ખાસ કરીને બાળકની કેળવણીમાં બહુ ફેર થયો છે. થોડાં વર્ષ પહેલાં, બાળકને યંત્ર માની, શિક્ષકો તેમને યંત્રની માફક ચલાવતા, મારતા અને તેના ઉપર ક્રોધ કરતા. હવે તે પદ્ધતિ ફરી ગઈ છે. બાળકને મારવું તે ગુનો મનાય છે. બાળકના બધા ગુણ ધીરજથી ખીલવવામાં જ કેળવણી મળે છે, તે વાત હવે સમજાતી જાય છે. બાળક પોતાની મેળે સુધરે એવાં સાધન તેને આપવામાં આવે છે.

આવી કેળવણીને મૉન્ટિસોરીની પદ્ધતિ કહે છે. ડૉ. મૉન્ટિસોરીએ શોધી કાઢયું છે કે, બાળકને કામ ગમે છે અને તેને ગમતું કામ આપી તે દ્વારા તેની શક્તિ ખીલવવાથી તે બાળક સંયમી અને જ્ઞાની થાય છે. બાળકમાં હઠ, રીસ, બૂમ મારવાની ટેવ, લાલસા, બેદરકારી, અસત્ય ભાષણ, અપમાન કરવાની ટેવ વગેરે દેખાય છે, તેનું કારણ તેમને ઘેર અને નિશાળે ખોટી કેળવણી મળે છે તેમાં રહેલું છે. મૉન્ટિસોરીની પદ્ધતિ પ્રમાણે શિક્ષણ પામેલું બાળક શાંત, ધીર, ઉદ્યોગી, વિનયી અને બીજા પ્રત્યે માન ધરાવનાર થાય છે. તે બાળક બીકથી ગભરાતું નથી કે બક્ષિસથી લલચાતું નથી અને સ્વાવલંબી થાય છે. આ દેશમાં પણ આગળ એવી પદ્ધતિ હતી. એ બાબત મદાલસાના હાલરડા ઉપરથી અને શ્રુતિદ્વારા વંશપરંપરાથી મળેલા જ્ઞાન ઉપરથી જણાય છે.

આવો એક પ્રયોગ એક કુટુંબમાં થયો હતો. બાળક ગર્ભમાં હતું ત્યારથી તેના પિતાએ બાળકની માતાને જ્ઞાન અને વૈરાગ્યનો ઉપદેશ આપવા માંડ્યો હતો અને બાળક જન્મ્યા પછી પણ દરરોજ ઘરમાં તેનાં માબાપ તેવી વાતો કરતાં. પુત્ર બોલવા શીખ્યો ત્યારે પણ તેની સાથે તેવી જ વાત થતી અને ઘેર સાધુસંત આવતા ત્યારે તેમની પાસેથી પણ તે તેવી વાતો સાંભળતો. આઠ વર્ષની ઉંમરે જ્યારે તેને ઓરી નીકળ્યાં અને તેમાંથી ન્યુમોનિયાનો તાવ ઉત્પન્ન થયો અને તેના પરિણામે તેનાં દેહનો અંતકાળ આવ્યો ત્યારે તેનાં માબાપે તેને પૂછ્યું કે, "તારે કાંઇ કહેવું છે?" તે વખતે તેણે જવાબ આપ્યો કે "બસ, હવે બસ, જીવન બધું એવું છે, બાંધવાનું છે તે બાંધી લો, જુઓ ઊંચે...., ઊંચી -

ઠાળી એક છે.” આઠ વર્ષની ઉંમરના બાળકમાં આટલું જ્ઞાન હોઈ શકે છે તે ઉપરથી જણાશે કે, જ્ઞાનનો આધાર જગ્યા, ઉંમર અથવા વખત ઉપર નથી; પણ જ્ઞાન દેનાર અને જ્ઞાન લેનારનાં અંતઃકરણ શુદ્ધ હોય તો દરેક વખતે, દરેક જગ્યાએ તે મળી શકે છે.

હાલના વખતમાં ધાર્મિક કેળવણી ઘણી કૉલેજોમાં અપાતી નથી. તેથી જેટલાં વર્ષ કૉલેજમાં જાય છે, તેટલાં વર્ષમાં ધર્મ વિષે ઉપયોગી બાબત વિદ્યાર્થીઓ સાંભળતા નથી. કેટલીક કૉલેજોમાં ધાર્મિક ગ્રંથો દાખલ થયાં છે અને થોડીક કૉલેજોમાં શરૂઆતમાં પ્રાર્થના વગેરે થાય છે; પણ ધાર્મિક શિક્ષણ માટે ધાર્મિક શિક્ષકની જરૂર છે. તે સિવાય વિદ્યાર્થી ઉપર ધર્મની અસર થશે નહિ.

ધાર્મિક શિક્ષણથી તૈયાર થયેલા વિદ્યાર્થીઓ જ્યારે કૉલેજ છોડી સંસારમાં પડે છે, ત્યારે પણ સંસ્કારી જીવન ગાળી શકે છે. વ્યવહારની ઘટમાળ વચ્ચે પણ તેઓ પોતાના આત્માને ભૂલતા નથી. હાલ વિદ્યાર્થીઓ કમાવા માટે ભણે છે, તેનું કારણ હાલની સમાજ વેપારીની સમાજ છે. નજીકના ભવિષ્યમાં આવતી દેખાતી મજૂરની સમાજ ઉદ્યોગ માટે ભણશે. તે બાબતો જરૂરની છે, પણ તેટલાથી જ માણસનું જીવન સુધરશે નહિ. કમાણી માટે જ અભ્યાસ કરતો વિદ્યાર્થી કમાણી મળ્યા પછી તે વધારવા મથે છે અને કમાણીના વિચારમાં મરે છે. મજૂરીમાં રસ માનનાર માણસ મરતાં સુધી શરીરથી કામ કરવામાં જિંદગીનું સાર્થક માનશે.

‘સરસ્વતીચંદ્ર’ના પ્રખ્યાત લેખક ગોવર્ધનરામભાઈ લખે

છે કે, "જો આપણાં બાળક આપણા કરતાં વધારે બુદ્ધિવાળાં થાય એમ આપણી ઇચ્છા હોય, તો તેમની બુદ્ધિને આપણી બુદ્ધિમાં કેદ ન કરવી; કારણ માબાપની બુદ્ધિની માત્ર આજ્ઞાકર થવા શીખેલી બુદ્ધિ સ્વતંત્ર રીતે ઊડવાનો અભ્યાસ પામતી નથી. બાળકની બુદ્ધિને પગે માબાપે ઘડેલી બેડીઓ નાખવી નહિ; પણ એ બુદ્ધિ જાતે ચાલે, પડે અને ઊઠે અને શક્તિ હોય તો દોડ તેમાં માબાપે વિઘ્ન ન નાખવું. એ બુદ્ધિ પોતાની કળાથી નૃત્ય કરે તો કરવા દેવું; તેને વિદ્યા એ અન્ન છે, વિચાર એ વ્યાયામ (કસરત) છે, સ્વતંત્રતા એ એના પ્રાણને પોષણ આપનાર પવન છે, ઉત્સાહ એ એની ક્રીડાભૂમિ છે, સંસારનું અવલોકન એ એને જીવન આપનાર પાણી છે. માતાપિતાનો ધર્મ એ છે કે, એ પાણી નિર્મળ રાખવું, એ પવન નિર્મળ અને અપ્રતિબદ્ધ રાખવો, એ ક્રીડાભૂમિમાં અધમ સંગતિ થવા દેવી નહિ અને એ વ્યાયામમાં ન્યૂનતા કે અતિશયતા થાય નહિ અને વ્યાયામને અંતે ફરવા માંડેલા લોહીથી ભરેલી નસોમાં અયોગ્ય પદાર્થને સ્થાને પોષક અન્ન જાય. માતાપિતા ભણીના અંકુશની સમાપ્તિ આટલામાં થાય છે. બાલ્યાવસ્થામાં આટલા અંકુશમાં રહી બાળકની બુદ્ધિ મરજી પડે તેવું નૃત્ય કરે તે કરવા દેવું. એ અવસ્થા જેમ જેમ પૂરી થતી જાય, તેમ તેમ એ બુદ્ધિના અન્ન સાથે બાળકના ભવિષ્ય પ્રમાણે યોગ્ય ભાથું ભરવું અને તેની ક્રીડાભૂમિમાં સુખદુઃખોથી ભરેલાં સંસારનાં ચિત્ર મૂકવાં, દુષ્ટ પવન નિવારનાર તેમ પવનને સુગંધવાહક કરનારા ર સઓના ભવનના સર્વ ભાગમાં મૂકવા એટલી સરત રાખવી."

આવી કેળવણીથી જે સ્ત્રીપુરુષો તૈયાર થાય તે સમાજના નમૂનારૂપ થાય છે.

જેમ વ્યક્તિના વિકાસની જરૂર છે, તેમ સમાજ અને દેશના વિકાસની પણ જરૂર છે. સમાજવ્યવસ્થા અને રાજ્યવ્યવસ્થા પણ એવી જોઈએ કે વ્યક્તિના વિકાસની આડે આવે નહિ.

સમાજને ઘણા માણસનું હિત જોવાનું હોવાથી સમાજવ્યવસ્થા બહુ ગૂંચવણવાળી હોય છે. માણસને હલકા સ્વભાવ તરફ વળવાની વૃત્તિ સહજ હોય છે, તેથી સમાજવ્યવસ્થા બરાબર ન હોય અને ખોટું દેશાભિમાન આવી જાય તો બીજા દેશો લૂંટવાની વૃત્તિ પણ થાય. સમાજે ઊંચા આદર્શોને જ ટેકો આપવો જોઈએ. આ બાબત ભૂલી જવાથી યુરોપમાં માત્ર આર્થિક સ્વરાજ ઉપર જ લોકોનું લક્ષ રહ્યું અને તેટલામાં જ મનુષ્યજીવનનું સાર્થક મનાયું. માણસની ખોટી ટેવને આવી સમાજમાં અનુમોદન મળે છે.

પણ જે દેશનો આત્મા જાગ્રત છે, તેમાં સ્વદેશાભિમાન પણ ઊંચા આદર્શવાળું હોય છે. દાખલા તરીકે આયર્લંડમાં ઊંચા આદર્શથી વ્યવસ્થા થઈ છે અને હિંદમાં પણ સત્યાગ્રહની ચળવળ ઊંચા આદર્શથી રાજ્ય જીતવામાં કામ લાગે છે. બીજા દેશો ઉપર પણ આવા આદર્શની અસર થવા લાગી છે, એ જેવીતેવી વાત નથી. આયર્લંડના 'સીનફીન' શબ્દનો અર્થ 'અમારા માટે' એવો થાય છે. 'સત્યાગ્રહ'નો અર્થ પણ 'આત્મા કે જે સત્ય છે તેના આગ્રહથી જીવન ઘડવું' એ થાય છે. આવા નવા આદર્શમાં

વિઘ્નો આવવાનો સંભવ છે, પણ સમાજની ઉન્નતિ માટે તે સિવાય બીજો રસ્તો નથી. એવા સાધનમાં જો અહંકાર વધી જાય તો આદર્શ પૂરો થતો નથી અને સમાજની પ્રગતિ પણ બંધ પડે છે. સત્યાગ્રહ માત્ર બહારનું જીવન સુધારવામાં જ કામ આવે તો તેનો પૂરો ઉપયોગ થશે નહિ. અંદરનું જીવન સુધારવામાં પણ તેનો ઉપયોગ કરવો જોઈએ. દરેક માણસે પોતાના દોષ દૂર કરવા જોઈએ, અહંકાર એ ઈશ્વર નથી, તેથી સ્વદેશાભિમાનમાં જ ઈશ્વરપણું આવી જતું નથી.

પોતાનું જીવન સુધારવાની ઈચ્છા, આત્માનું જ્ઞાન લેવાની ઈચ્છા એ ખરાબ ઇચ્છા નથી; પણ બીજાને નુકસાન કરી જીવવાની ઇચ્છા એ સારી ઈચ્છા નથી. સ્વદેશાભિમાનનો જન્મ પશ્ચિમમાં થયો છે. અહીં તેની જરૂર લાગી ત્યારે અહીં જન્મ થયો; પણ તેમાં સાચા સત્યાગ્રહીની માફક સંયમ હોય તો જ સ્વદેશાભિમાન શોભે. સંયમથી જ આત્મા બરાબર જાગ્રત થાય છે. જેમ વ્યક્તિની સ્વતંત્રતાનો નાશ કરવાનો સમાજને હક્ક નથી, તેમજ સમાજનું જીવન પોતાના ક્ષણિક સ્વાર્થ માટે તોડવાનો વ્યક્તિને હક્ક નથી. જ્યારે જ્યારે સમાજ વ્યક્તિના વિકાસની આડે આવે છે, ત્યારે તેનું બંધારણ તૂટી જાય છે; તેમજ જીવ પણ જ્યારે સ્વાર્થી અને અભિમાની થાય છે, ત્યારે તે પશુ જેવો બની જાય છે અને સમાજને બગાડે છે. ખરા જીવનમાં સર્વાત્મભાવ આવવો જોઈએ. સર્વાત્મભાવમાં અહંકાર ડૂબી જવો જોઈએ.

વ્યક્તિના હક્ક અને સમાજના હક્ક વચ્ચે સમતા રહેવી જોઈએ; એટલું જ નહિ પણ સ્વદેશના હક્ક અને

પરદેશના હક્ક વચ્ચે પણ સમતા રહેવી જોઈએ. બીજા દેશોને નુકસાન કરી પોતાના દેશનું ભલું કરવાની ઇચ્છા થાય તો સમાજની ઉન્નતિ થાય નહિ. યુરોપના બધા સંસ્કાર સ્વીકારવામાં ઘણું જોખમ રહેલું છે. યુરોપની દૃષ્ટિ હમેશાં બહારનું જીવન સુધારવામાં રહેલી છે. તે દૃષ્ટિ અંદર જાય ત્યારે જ જણાય છે કે, બીજા દેશોનું કલ્યાણ કરવામાં જ પોતાના દેશનું કલ્યાણ સમાયેલું છે.

સમસ્ત જીવન એકસાથે જોવાની ટેવ પાડવી જોઈએ. તે વિના સત્ય સમજાશે નહિ અને સત્ય સમજાયા વિના સમાજવ્યવસ્થા બરાબર થઈ શકશે નહિ. અંદરની દૃષ્ટિથી જીવન રચવામાં હમેશાં અંદરથી બહાર જોવું જોઈએ. આત્માને મેળવવો, જોવો, તેના વડે રહેવું એ આત્મવિકાસનું સાધન છે.

પણ જો કાયમ લડાઈઓ ચાલ્યા કરે અને દેશમાં શાન્તિ ન રહે, તો ઋષિઓ, યોગીઓ અને જ્ઞાની, સૂફી અને સાયન્સવાળાને પણ શાંતિથી નવાં ઉપયોગી તત્ત્વોની શોધ કરવાની, તેનો અનુભવ લેવાની અને બીજાને તેનો લાભ આપવાની તક મળતી નથી.

સતયુગ લાવવા માટે સત્ય તરફ જ દૃષ્ટિ જોઈએ. આત્મલાભ લેવો એ જ દરેક માણસનું પરમ ધ્યેય છે, તેથી તે લાભ દરેકને મળે તેવી સમાજવ્યવસ્થા થવી જોઈએ. માણસ પોતે સામાન્યભાવે અપૂર્ણ છે. તેને તેના મનથી ઉપર તેનામાં રહેલ ભગવાનની મદદની જરૂર છે. બીજા માણસોમાં, જગતમાં અને સમાજમાં રહેલ ભગવાનની

મદદની પણ જરૂર છે. દરેક યુગમાં ભગવાનની કોઈ કોઈ ખાસ શક્તિનો આવિર્ભાવ થાય છે અને તેટલા માટે દરેક જીવમાં સ્વતંત્રતા રહેવી જોઈએ અને તે સ્વતંત્રતાને કામ કરવા સાચી દિશા બતાવી શકે તેવું સમાજનું બંધારણ જોઈએ. સમાજ અથવા ધર્મ મનુષ્યોને એમ કહી ન શકે કે, આત્મા આ રહ્યો, તમે સાંભળી લો. તમે આ પ્રમાણે ચાલશો એટલે એક વર્ષમાં આત્મલાભ મળશે. આવો ચોક્કસ લાભ સમાજથી થતો નથી. સમાજ માણસના ખરા માર્ગને ટેકો આપી શકે છે. બાકીનો પ્રયત્ન માણસના પોતાના ઉપર આધાર રાખે છે. માણસના વિકાસથી સમાજનો વિકાસ થાય છે, તેથી માણસે પોતે પોતાની પૂર્ણતા પ્રાપ્ત કરવી જોઈએ. સમાજનું બંધારણ અને કાયદા એવા ન જોઈએ કે માણસને હંમેશાં બંધનમાં જ રાખે. માણસ વેપારી, લડવૈયો, ધર્મગુરુ, વિદ્યાવાન, કળાવાન, ખેડૂત, ધાર્મિક કે રાજનીતિમાં કુશળ થાય એટલામાં જ તેનું માણસપણું સમાઇ જતું નથી. માણસ કાંઈ અંગ્રેજ કે ફ્રેંચ, જાપાનીસ કે હિંદુ કે મુસલમાન નથી. આ બધાં નામ તેના જન્મથી અને કર્મથી પડેલાં છે; પણ તેનો આત્મા આ બધા ભાવથી પર રહે છે. સામાન્ય માણસ પોતાની જાતિના અને દેશના નિયમથી બંધાય છે, પણ તે નિયમથી અતીત થવું જોઈએ. નવા ઊંચા આદર્શ ઘડી સમાજને વધારે સારી બનાવવી જોઈએ.

સમાજસેવા અને દેશભક્તિ એ આત્મલાભ મેળવવાનાં સાધન છે. તેને ધ્યેય તરીકે સ્વીકારી શકાય નહિ; કારણ કે

માત્ર સમાજસેવાથી કે દેશભક્તિથી જ માણસનું માણસપણું પૂરું ખીલતું નથી. તેથી જ્યારે એમ કહેવામાં આવે કે, એટલામાં જ જીવન પૂરું કરવું જોઈએ, ત્યારે માણસની પ્રગતિ અટકી જાય છે. તેનો નમૂનો પશ્ચિમના પ્રદેશોમાં છે. તેનું જ અનુકરણ આ દેશમાં થાય છે. આજકાલની સાયન્સની શોધથી બધા દેશો એટલા નજીક આવી ગયા છે કે એક દેશના જીવનની અસર બીજા દેશ ઉપર થાય છે; તેથી પશ્ચિમમાંથી સારું અને નરસું બન્ને જીવન આવે છે. તેમાંથી સારું હોય તે તારવીને સ્વીકારવું જોઈએ.

માત્ર શરીરના સુખને ઉપયોગી માનવું, માત્ર શરીરને મજબૂત કરવું, તેને માટે અખાડા બનાવવા, 'આત્મજ્ઞાન નબળા માણસનું કામ છે' એમ માનવું, એ જંગલી સમાજનો સ્વભાવ છે. 'તું તને ઓળખ' એ ઋષિઓનો સંદેશો અહીંની સમાજ ઝીલી શકી છે. સમાજમાં ફરજિયાત મફત કેળવણી દાખલ કરવાનો આગ્રહ એમ બતાવે છે કે હાલની સમાજને પણ માણસનું મન ખીલવવાની પૂરી જરૂર લાગે છે. આગલા વખતમાં માણસની શ્રદ્ધા અને તેનું હૃદય સારાં થાય તેમ ઉપદેશ અપાતો અને તેથી તે વખતે બુદ્ધિ બરાબર ખીલી નહોતી. આજના વખતમાં બુદ્ધિને સમજાય તેવું સત્ય ન મળે તો માણસ ગ્રહણ કરતો નથી. આ સાયન્સની શોધનું પરિણામ છે. સાયન્સની શોધ સ્થૂળ જગતના પદાર્થમાં થઈ છે; તેમાં બુદ્ધિની અસર સારી રહી છે, તેની અસરથી કેટલાંક રૂઢિનાં બંધન તૂટી ગયાં છે. તેથી સમાજ જેવી અજ્ઞાન દશામાં પહેલાં

હતી તેવી ફરીથી થશે નહિ, એ એક લાભ છે; પણ તે સાથે સાયન્સની શોધથી એક ધનવાન માણસ અનેકને ગરીબ કરી શકે છે. યંત્રોની મદદથી તે પુષ્કળ ધન એકઠું કરી સ્વાર્થ માટે વાપરી સમાજને હલકી સ્થિતિમાં મૂકી શકે છે. ધનવાન માણસ આજની સમાજનો ધર્મગુરુ છે; તેવા સમાજમાં ચિત્તની વૃત્તિઓ બહારના ક્ષણિક જીવનમાં જ રોકાઈ રહે છે. તેને આત્મા તરફ વાળવાનો વખત રહેતો નથી.

માણસ તરીકે જ જન્મ લેવો એટલે માત્ર ખાવું, પીવું, પહેરવું, પરણવું, કુટુંબનું ભરણપોષણ કરવું અને પછી મરી જવું એટલામાં જ કર્તવ્ય સમાપ્ત થતું નથી. પોતાના સંજોગોને વશ થવામાં જીવન વ્યતીત કરવાનું નથી. સંજોગો જીતવા જોઈએ, એને ફેરવવા જોઈએ.

સાયન્સથી જે જ્ઞાન મળે, બુદ્ધિથી જે જ્ઞાન મળે, તે કરતાં વધારે તેજ અને જ્ઞાન આપી શકે તેવો આત્મા માણસની અંદર છે. તે શરીરને, પ્રાણને અને મનને નવું ચેતન આપી શકે તેમ છે. માણસનો આખો સ્વભાવ બહુ ગૂંચવણભરેલો છે. કોઈ વખતે શરીરનો સ્વભાવ તેના ઉપર અમલ કરે છે, કોઈ વખતે પ્રાણમાં રહેલી વાસના તો કોઈ વખતે મનના તરંગો તેના ઉપર હુકમ કરે છે. ન્યુસપેપરમાંથી જ્ઞાન લેવું ગમે છે, વાર્તાનાં પુસ્તકો વાંચી મનને સંતોષ અપાય છે, નાટક–સિનેમાથી પણ કેટલીક વૃત્તિઓને જોર મળે છે; છતાં આજની સમાજ ઘણે ભાગે વેપારીની સમાજ છે. આગલા વખતની સમાજમાં એક પ્રકારનું રૂઢિગત જંગલી-પણું આવ્યું હતું. હાલની સમાજમાં બીજા પ્રકારનું એટલે

બુદ્ધિને અને વાસનાને તૃપ્ત કરવાનું જંગલીપણું આવ્યું છે.

વેપારી દૃષ્ટિવાળી સમાજમાં દૂધ અને ઘી જેવા પદાર્થો કે જે માણસના જીવનમાં બહુ ઉપયોગી છે, તેમાં વેપારની દૃષ્ટિથી ભેળસેળ થાય છે. જે માણસ ખરાબ ચીજો ખાશે તેના શરીરનું શું થશે તે બાબતનો વિચાર વેપારી કરતો નથી.

એટલું જ નહિ પણ મુંબઈ જેવાં કેટલાંક સ્થળોએ દૂધાળાં ઢોરો થોડા વખત માટે નકામાં થાય એટલે કસાઇખાને મોકલવામાં આવે છે. તેનું કારણ એ હોય છે કે, તે વખતે તેમનું ખર્ચ પોસાતું નથી. દારૂ અને અફીણનો ધંધો વધારવા માટે માણસની ટેવ સુધારવાનો પ્રયત્ન થતો નથી. વેપારી સમાજમાં આવા અનેક ગેરલાભ ઉત્પન્ન થાય છે અને સમાજનું જીવન હલકું થાય છે. રમકડાં કરવા માટે અથવા સ્ત્રીઓને સુંવાળા રૂંછાથી શણગારવા માટે અથવા હાથીદાંતની સુંદર વસ્તુઓ માટે અનેક પશુપક્ષીઓની હિંસા કરવી પડે તો વેપારી દૃષ્ટિવાળો માણસ તેમ કરવા અટકતો નથી.

જ્યાં સ્ત્રીઓનાં ચિત્રોની જરૂર ન હોય ત્યાં પણ લોકોને આકર્ષી પૈસા મેળવવા માટે સ્ત્રીઓનાં ચિત્રો મૂકેલાં જોવામાં આવે છે.

પશ્ચિમના સાયન્સથી ગમે તેવી મોટી શોધો થઈ હોય અને તેથી સમાજને ફાયદો થયો હોય તોપણ હજુ સમાજનું દૃષ્ટિબિંદુ બહારના ભોગમાં ફરે છે. પ્રાચીન કાળમાં હિંદમાં રેલવે, તાર, ટપાલ વગેરે જીવનનાં સાધન નહોતાં; છતાં જીવનનો મુખ્ય હેતુ ભુલાયો નહોતો.

સામાન્ય માણસની પેઠે સામાન્ય નિયમથી રહેવું તેમાં મહત્તા નથી. તે કેદખાનું છે. આ કેદમાંથી છૂટવું જોઇએ. જ્ઞાન અને કર્મનો વિરોધ ઘણા કાળ સુધી ચાલ્યા કરે છે. જ્ઞાન અભેદદૃષ્ટિ માગે છે, કર્મ ભેદદૃષ્ટિથી ઉત્પન્ન થાય છે. બન્નેની એકસૂરતા કરવી બહુ મુશ્કેલ છે. તે આત્માના અનુભવ વિના થઈ શકતી નથી. કર્મ ઉપર બહુ ભાર દેવાથી જ્ઞાન મંદ થાય છે અને સમાજમાં જંગલીપણું દાખલ થાય છે. નીતિનાં બંધન પણ અમુક હદ સુધી જ ફાયદાકર્તા છે. જ્યારે આત્મા જાગ્રત થાય છે, ત્યારે તેને માટે નવા પ્રકારનાં કર્મ અને નવા પ્રકારની નીતિ રહે છે. તે બધું આત્મભાવે જોવાની ઇચ્છા રાખે છે અને તે પ્રમાણે તેનું જીવન ચલાવવા ઇચ્છે છે. નીતિથી મન શુદ્ધ થાય છે, પણ શુદ્ધ મન જેટલું જ માણસનું જીવન નથી. બુદ્ધિ પોતાનો સંતોષ માગે છે, તેને જ્ઞાન જોઇએ છીએ અને એ જ્ઞાન જ્યારે જાગ્રત થાય છે, ત્યારે આત્મા તરફ દોડે છે. આત્માની સ્વતંત્રતા આગળ નીતિના વિચાર ફરી જાય છે—એટલે કે તે માણસ નવી નીતિ દેખી શકે છે. બુદ્ધિ જે વાત સાચી માને છે, તે જ વાત આત્માને સાચી લાગતી નથી બુદ્ધિમાં નવું જ્ઞાન આવે છે, છતાં તેને દેશ, કાળ અને કર્મનું બંધન રહે છે. સામાન્ય જીવન માટે બુદ્ધિ બહુ ઉપયોગી છે, પણ આત્માના ક્ષેત્રમાં તેની ગતિ કુંઠિત થાય છે; છતાં બુદ્ધિમાં નવી દૃષ્ટિ આવી શકે, વસ્તુના પર્યાયને બદલે વસ્તુને દ્રવ્યરૂપે જોઈ શકે, તો જીવન સુધારવામાં તે બહુ ઉપયોગી થાય છે. થોડા વખત થયાં બુદ્ધિની હદ સમજા-

વા લાગી છે અને બુદ્ધિની હરીફ બહેન શ્રદ્ધા પોતાનો સંદેશ સંભળાવવા લાગી છે. જ્યારે બુદ્ધિ નિઃસ્વાર્થપણે જ્ઞાન શોધે છે, ત્યારે શ્રદ્ધા ઉપર જોર કરી શકે છે. જ્યારે સ્વાર્થમાં બુદ્ધિ જાય છે ત્યારે તે ખોટે રસ્તે ચાલે છે અને ભૂલ સુધારવા આત્મશ્રદ્ધાની જરૂર પડે છે. યુરોપની સમાજમાં બુદ્ધિ સારી છે, પણ તેનો ઉપયોગ સ્વાર્થમાં થતો હોવાથી સમાજ ખોટા જીવનમાં જઈ પડી છે. તેને નિઃસ્વાર્થતાની જરૂર છે.

જ્યાં સુધી જાહેર જીવનમાં સ્વાર્થ છે ત્યાં સુધી રાજ્ય અને ધર્મની એકતા થઇ શકશે નહિ. ૨૫ વર્ષે બીજી લડાઈ આવી તેનું કારણ પણ સ્વાર્થ છે. આર્યોના સંસ્કારથી જે પ્રકારની સમાજરચના થઈ છે, તેમાં બધા પ્રકારના સ્વાર્થ ઉપર સંયમ રાખવાનું શીખવવામાં આવે છે. ચાર વર્ણ અને ચાર આશ્રમ ક્રમપૂર્વક સંયમ ઉત્પન્ન કરવા માટે રચાયેલા છે.

નિઃસ્વાર્થતા અને શ્રદ્ધાથી આત્માનાં નવાં ક્ષેત્ર અનુભવમાં આવે છે. બુદ્ધિ જ્યારે માત્ર બહારના જીવનનો રસ માગે છે ત્યારે ભેદદષ્ટિ ઉત્પન્ન કરે છે અને બીજાના સુખને ભોગે પોતાનું સુખ માગે છે. નિઃસ્વાર્થતા અંદરના જીવનનું સુખ માગે છે. તે વખતે અભેદદષ્ટિ ઉત્પન્ન થાય છે અને બીજાને સુખી કરી પોતાનું સુખ લેવાની ઇચ્છા થાય છે.

મનુષ્યજીવનની મોટામાં મોટી મુશ્કેલી જ્ઞાન અને કર્મની એકસૂરતા કરવામાં નડે છે. કર્મ ભેદ–બુદ્ધિ ઉત્પન્ન કરતું હોવાથી શ્રીમદ્ શંકરાચાર્યે તેનો સમુચ્ચય માન્યો

નથી. તે કહે છે કે, સમસમુચ્ચય તો થઈ શક્તો જ નથી. બહુ આગ્રહ રાખીએ તો ક્રમસમુચ્ચય માની શકાય. એટલે પહેલાં ચિત્તશુદ્ધિ માટે કર્મ અને ચિત્તશુદ્ધિ થયા પછી જ્ઞાન. આ મતને અનુકૂળ કેટલાક શ્લોકો શ્રીમદ્ ભગવદ્‌ગીતામાંથી પણ મળી આવે છે. આજના માણસને સમસમુચ્ચય જોઈએ છીએ-એટલે કે મનુષ્યજીવન છોડ્યા વગર જ્ઞાન અને કર્મ સાથે રહી શકે એવું જોઈએ છીએ. પૂર્ણ આત્મજ્ઞાનથી ઉત્તમ કર્મ કરી શકે તેવાં દૃષ્ટાંત લેવા યોગ્ય માણસની જરૂર આજની સમાજને લાગે છે. આદર્શ તરીકે આ સિદ્ધાંત સાચો છે, પણ કર્મ તરફ અને જીવન તરફ બહુ આગ્રહ રાખવાથી જ્ઞાન પૂરું ખીલતું નથી અને જ્ઞાન વગરનું જીવન પશુવૃત્તિવાળું રહે છે. જ્ઞાનને રૂઢિમાં દાખલ કરવાથી તેનાં તત્ત્વ અને રસ જતાં રહે છે. તેનું કારણ બુદ્ધિની ઉપર આત્માનું વિશાળ ક્ષેત્ર છે. તે રૂઢિના બંધનમાં આવી શકતું નથી; એટલું જ નહિ પણ દરેક માણસમાં કાંઈક ગુપ્ત સ્વતંત્રતા રહેલી હોય છે અને કેટલીક વખત તે સમાજનું બંધન સ્વીકારી શકતી નથી, તેથી સમાજની સ્થિતિ એકસરખી લાંબો વખત ટકી શકતી નથી. દરેક માણસમાં પ્રભુ છે અને જ્યાં સુધી તે પ્રભુનો પ્રત્યક્ષ અનુભવ ન થાય ત્યાં સુધી તેને સંતોષ થતો નથી. તે પ્રભુતા કુદરતના કાનૂન માનતી નથી, તેનાથી સ્વતંત્ર થવા માગે છે. તેથી માત્ર બુદ્ધિના હલકા સ્વભાવને જવાબ દેવાથી વેપારી બુદ્ધિવાળી સ્વાર્થી સમાજ ઉત્પન્ન થાય છે. તેનાથી માત્ર અર્થ અને કામ એ બે પુરુષાર્થ સિદ્ધ થાય છે. તેથી કોઈ પણ

રીતે બુદ્ધિની શુદ્ધિ કરવી જોઇએ અને તેને આત્મા તરફ વાળવી જોઇએ. તે માટે સમાજનું બંધારણ અનુકૂળ જોઇએ. ધર્મવૃત્તિથી અર્થ, કામ અને મોક્ષ સિદ્ધ કરવો જોઇએ.

ધર્મની વૃત્તિ રાખવામાં પણ ધર્મની ખોટી રૂઢિઓને માન આપવું જોઇએ નહિ. એવી રૂઢિઓથી સાચો ધર્મભાવ નાશ પામે છે. જે મસ્તકની અંદર આત્માનું જ્ઞાન મળી શકે છે, તે મસ્તક ઉપર ઊગેલા વાળ ધર્મની રૂઢિ જાળવવાની ખાતર ખેંચીને કાઢી નાખવાની જૈન ધર્મની રીત ફેરવવા જેવી છે. આવાં અયોગ્ય અને ઉગ્ર તપ ધર્માચાર્યો ઉપર નાખવાથી સારા અને વિદ્વાન માણસો ધર્મગુરુ થવાનું પસંદ કરતા નથી. જૈનોમાં એવા ઘણા માણસો છે કે જે ધર્મગુરુઓને હજામતના પૈસા આપી શકે તેવા છે અથવા તેમને માટે એક ફંડ રાખી શકે તેવા છે.

તેવી જ રીતે વૈષ્ણવ ધર્મના મહારાજો, મૂળ પુરુષ શ્રીવલ્લભાચાર્યજીના સાદા જીવનનું અને તેમના જ્ઞાનનું અનુકરણ કરતા નથી. વૈષ્ણવો પાસેથી દ્રવ્યની સેવા લેવા માટે મહારાજો ફરે છે, પણ તેના બદલામાં 'સુબોધિની' જેવા સારા ગ્રંથનો પ્રચાર કે ઉપદેશ જોઇએ તેટલો કરતા નથી. શ્રીનાથદ્વારામાં શ્રીનાથજીને રોજ જમાડવાનું ખર્ચ હજાર રૂપિયા ઉપરનું થાય છે અને બીજું પણ રોજનું બિનઉપયોગી ખર્ચ હજાર રૂપિયા ઉપર થાય છે. આ ખર્ચ ઓછું કરી તેમાંથી 'સુબોધિની' જેવા સારા ગ્રંથોનાં ગુજરાતી ભાષાંતર કરાવી વૈષ્ણવોને લાભ અપાય ત્યારે જ ધર્મનો ઉદય થશે. થિયોસૉફીકલ સોસાઈટીએ એવો ઉપદેશ આપેલ હતો કે તેમાં સહ્ય

થવા માટે કોઈને પોતાનો ધર્મ છોડવાની જરૂર નથી. પણ વર્ષો જતાં તે સોસાઈટીમાં પણ ધારાધોરણથી નવી જાતની રૂઢિઓ જન્મ પામી. તે રૂઢિઓ કૃષ્ણમૂર્તિએ તોડી અને વખત જતાં કૃષ્ણમૂર્તિની સંસ્થાના નવા ધારા દાખલ થયા તે પણ તૂટી ગયા છે. જ્યારે ધર્મની રૂઢિઓ માણસને આત્મા તરફ વાળવાને બદલે બહિર્મુખ કરે છે, ત્યારે ધર્મની સંસ્થાથી જે ફળ આવવું જોઇએ તે આવતું નથી. ધર્મનું ખરું કર્તવ્ય માણસને અંતર્મુખ કરવાનું છે. આ બાબત ધ્યાનમાં રાખીને હિંમતવાન માણસોએ માત્ર જ્ઞાની અને ખરા સાધુઓને ધર્મગુરુ તરીકે માનવા જોઈએ. ઘણા કાળથી ચાલતી આવતી ખોટી રૂઢિઓ જે આત્મવિકાસમાં વિઘ્ન કરતી હોય તેનો નાશ કરવો જોઈએ. વૈષ્ણવોમાં પણ છૂ-છા-પણું એટલું વધી ગયું છે કે ભરવાડ-ગોપીઓ જેટલી બહારથી અશુદ્ધ હતી પણ અંદરથી પ્રેમાળ હતી, તેટલી શુદ્ધિને પણ આજના વૈષ્ણવો શુદ્ધિ તરીકે માની શકતા નથી.

બુદ્ધિને પોતાનું કહેલું જ સાચું લાગે છે, પણ જ્યારે બીજા માણસ સાથે મતભેદ પડે છે ત્યારે ઘણા માણસ જે અભિપ્રાય આપે તે સાચો હોય એમ માને છે. પણ ઘણી બુદ્ધિનું કાર્ય પણ અપૂર્ણ જ છે. તે પોતાની ભેદદૃષ્ટિ છોડી શકતી નથી. તેથી જ આજકાલ કાઉન્સિલના મેમ્બરો સમાજ સુધારવા જે મત આપે છે, તે કરતાં આગળના ઋષિમુનિઓ વધારે સારો મત આપી શકતા; કારણ કે આ મેમ્બરો બુદ્ધિવાદ છોડી શકતા નથી. ઋષિઓ સત્ય જોઈ શકતા, મુનિઓ મૌનથી વાણીના તેજનો સંગ્રહ કરી શકતા. આવા પુરુષો રાજાઓને સમાજ સુધારવામાં સલાહ આપતા.

હાલ કાઉન્સિલના મેમ્બરો મતદારોની મરજી સાચવવાનો પ્રયત્ન કરે છે. ખરી રીતે આ મેમ્બરોએ મતદારોને દોરવા જોઇએ અને સારા વિચાર અને ઊંચા આદર્શ રાખતાં શીખવવું જોઈએ.

કૌટુંબિક જીવન કીડી અથવા મધમાખીની પેઠે માત્ર ધનસંગ્રહ કરવામાં રહેલું નથી. ઘણી વખત બિનકેળવાયેલ એટલે કે સંસ્કાર વગરની સ્ત્રી મળવાથી પુરુષનો વિકાસ અટકી પડે છે. તેણે પોતાનું વિઘ્ન દૂર કરવા સ્ત્રીને સારા સંસ્કાર આપવા જોઈએ; નહિતર બન્ને એકબીજાને બગાડયા વગર રહેશે નહિ.

માત્ર શરીર અને મન સુધારવાથી જ જીવન પૂરું થતું નથી. જીવન સુંદર અને પૂર્ણ કરવા માટે આત્માના વિકાસની જરૂર તો નિત્ય રહ્યા કરશે. તેટલા માટે આગલા વખતમાં સમાજમાં બ્રાહ્મણ, ક્ષત્રિય, વૈશ્ય અને શૂદ્ર, એ પ્રમાણે ભાગ થયા હતા. જેવા ગુણ અને જેવાં કર્મ તે પ્રમાણે લોકો તે તે ભાગમાં રહેતા. શૂદ્રનો આત્મા તો બ્રાહ્મણના જેવો જ છે. જે વાત રૂઢિથી ભુલાઈ ગઈ હતી, તે સત્યાગ્રહના બળથી પાછી જાગ્રત થઇ છે. સત્યાગ્રહની કોઈ વખત થતી નિષ્ફળતાનું કારણ અજ્ઞાન છે જ્ઞાનથી જે સત્યાગ્રહ થાય તે નિષ્ફળ જતો નથી.

જીવન સુધારવામાં આત્માનું જ્ઞાન અને આત્માનો પ્રેમ જોઈએ. માત્ર બુદ્ધિથી જીવન સુધરતું નથી. બુદ્ધિ જીવનનો બહારનો ભાગ જુએ છે અને તેની ક્રિયા સમજવા મહેનત કરે છે. અંદરનું જીવન સમજવા માટે બુદ્ધિનું બહારનું કામ

બંધ થવું જોઈએ, અંતરાત્મા ખુલ્લો થવો જોઇએ અને તેમાં પરમાત્માની ગાદી સ્થાપવી જોઇએ. તેનો સ્પર્શ થશે, ત્યારે ખરું સૌંદર્ય અનુભવમાં આવશે. સત્યની શોધમાં આગ્રહ જોઈએ. પ્રહ્‌લાદની માફક પોતામાં પ્રભુને પ્રગટ કરવા જોઇએ.

બધા જીવનનો મુખ્ય હેતુ આત્મસાક્ષાત્કાર કરવાનો છે. આ બાબત ઉપર બધા ઋષિમુનિઓ અને વિદ્વાનો એકમત છે. આ હેતુ ધર્મથી પાર પડે છે તેથી ધર્મની દૃષ્ટિએ સમાજની રચના થવી જોઇએ. દૃષ્ટાંત તરીકે વાણિયા અથવા બ્રાહ્મણની જુદીજુદી જ્ઞાતિઓ ભાંગીને જૈન વાણિયાઓએ જૈનમાં વ્યવહાર કરવો જોઇએ અને વૈષ્ણવોએ વૈષ્ણવમાં વ્યવહાર કરવો જોઇએ.

પેટાજ્ઞાતિઓ તોડી તેમની રચના ધર્મ પ્રમાણે કરવા માટે કોઈ એમ માને છે કે, જ્ઞાતિનાં મહાજનોએ આ કામ કરવું જોઈએ. પણ જ્ઞાતિનું મહાજન જ્ઞાતિના માણસોનું બનેલ હોય છે; તેથી જ્યાં સુધી જ્ઞાતિના માણસોની અંદર કોઈ જ્ઞાની, તેજસ્વી પુરુષ ઉત્પન્ન ન થાય, ત્યાં સુધી આ સુધારો થઈ શકે નહિ. આવા સુધારા માટે જ્ઞાની, નીડર અને સાહસિક પુરુષની જરૂર છે. તે જ્ઞાતિને નવો રસ્તો બતાવે છે અથવા પોતાની જ્ઞાતિ તે પ્રમાણે ચાલે નહિ તો પણ તેનામાં પોતાના વિચાર પ્રમાણે વર્તવા જેટલી હિંમત હોય છે. જ્ઞાતિનું બંધારણ ખોટું લાગવા છતાં જે માણસ જ્ઞાતિના માણસોથી બીએ છે, તે જ્ઞાતિમાં સુધારો કરી શકતો નથી. એક જ્ઞાતિમાં બધા માણસ બધાથી બીએ તો તે જ્ઞાતિમાં કોઇ કોઇને સુધારી શકે નહિ.

હલકી સમાજનું બંધારણ માણસના ઉપયોગ ઉપર આધાર રાખે છે. ઉત્તમ સમાજનું બંધારણ માણસનું ભલું કરવા તરફ રહે છે. ઉત્તમ સમાજના બંધારણમાં માણસની પૂર્ણતા કરવા તરફ ધ્યાન રહે છે. તેના આત્માનો વિકાસ કરી તેને સત્-ચિત્-આનંદમય બનાવાય છે. માણસનું ભલું જ્ઞાનમાં રહેલું છે, માત્ર પૈસાથી તેનું ભલું થતું નથી. જ્ઞાની માણસ સામાન્ય સમાજના કાયદા માનતો નથી. તે અંતરાત્મામાંથી મળતી પ્રેરણા પ્રમાણે ચાલે છે. જ્ઞાની માણસ બધી વસ્તુમાં પરમાત્માને દેખે છે, તેથી તેને બધી વસ્તુ સારી લાગે છે.

પણ સામાન્ય માણસને વ્યાવહારિક સત્ય જોઇએ છીએ, તે સમાજને વ્યાવહારિક કરવા માગે છે. આ મત ખાસ કરીને યુરોપમાં જોર કરી રહેલ છે અને તેનો પડઘો અહીં પડેલ છે. અહીંના લોકો વ્યવહાર સમજતા હતા, પણ પરમાર્થને વધારે ઉપયોગી ગણતા. વ્યવહારબુદ્ધિવાળા વૈશ્યવર્ગને અહીં ત્રીજું પદ આપેલ છે. જો વ્યાવહારિક કામમાં જ સમાજનું જીવન પૂરું કરવું હોય, તો તે સમાજ લાંબો વખત ટકશે નહિ. ત્યારે જીવન કેવી રીતે ઘડવું? તેનો જવાબ માત્ર એશિયામાંથી મળશે. એશિયામાં એમ માનવામાં આવેલ છે કે સમાજની ઘટના ધર્મ ઉપર રચાવી જોઈએ. જ્યાં સુધી માણસને પોતાનો આત્મા જાણવાની સગવડ મળતી નથી, ત્યાં સુધી તે પશુવૃત્તિવાળો જ રહેવાનો. જ્ઞાન વગર અજ્ઞાન જશે નહિ. જ્ઞાન વગરના ધર્મમાં વાડા બંધાઈ જાય છે અને તેટલે દરજ્જે ધર્મ પણ સમાજ-

ના વિકાસમાં વિઘ્ન કરે છે. ધર્મના ખોટા ઝનૂનમાં ઘણા સારા માણસોના જીવ ગયા છે. જ્યારે રૂઢિ અને આચારનું જોર રહે છે, ત્યારે એ વાત ભૂલી જવાય છે કે, ધર્મનું મૂળ પ્રેમ છે. ધર્મ એ પ્રભુને મેળવવાનો રસ્તો છે. બીજા ધર્મના માણસ પ્રત્યે પ્રેમ ઉત્પન્ન થવો જોઈએ. ધાર્મિક સમાજમાં માણસને સ્વતંત્રતા રહેવી જોઈએ. તેને ધર્મ શીખવવો જોઈએ; પણ તેના ઉપર બંધન નાખવાં જોઈએ નહિ. સહનશક્તિ ધર્મના અંગ તરીકે શીખવવી જોઈએ.

જર્મની જેવા જે દેશોમાં લડવૈયાને માન મળે છે, તેમાં બધાને લડવૈયા થવાનું મન થાય છે. અમેરિકા જેવા જે દેશમાં ધનવાન પૂજાય છે તેમાં બધાને ધનવાન થવાનું મન થાય છે. આપણા દેશમાં હવે સત્યાગ્રહીને માન મળે છે. તેથી ઘણાંને સત્યાગ્રહી અથવા કૉંગ્રેસવાળા થવું ગમે છે. પણ સત્ય જાણ્યા વગરનો સત્યાગ્રહ એ આગ્રહનું રૂપ લે છે. દરેક દેશમાં જ્ઞાની, નિઃસ્વાર્થી અને ડાહ્યા માણસો પૂજાય તો જ ત્યાં લોકોને તેના જેવા થવાનું મન થાય. એવા માણસો સમાજમાં સાચો પ્રેમ ઉત્પન્ન કરે છે. હાલ જે ઇતિહાસો જુદા જુદા દેશની નિશાળોમાં શીખવવામાં આવે છે, તે ભેદ અને દ્વેષ વધારે છે અને તેનાથી જીવન બગડી જાય છે. મહાત્મા ગાંધીજી પ્રેમથી દુશ્મનને વશ કરવાનું કહે છે. એ સિદ્ધાંત અમુક સંજોગોમાં જ ચાલી શકે તેવો છે. બધા સંજોગોમાં પ્રેમથી કામ થતું નથી. સત્ત્વગુણી સમાજ પ્રેમનો ધર્મ તરત સમજી જાય છે, પણ રજોગુણી અને તમોગુણીને સમજાવવા ભયાનક સાધનની જરૂર પડે છે. જેમના ખોરાકમાં માંસાહાર છે, તેઓ

અહિંસાવાદ સમજી શકતા નથી અને પાળી શકતા નથી.

ઘણા માણસ સમાજના નિયમ પ્રમાણે ચાલે છે; પણ સમાજના નિયમ બરાબર છે કે નહિ તેનો બહુ થોડા વિચાર કરે છે. જેમ માણસનો સ્વભાવ દરેક કાળે સરખો રહેતો નથી, તેમ સમાજનો સ્વભાવ પણ દેશકાળ પ્રમાણે ફરવો જોઈએ; પણ દરેક વખતે મુખ્ય હેતુ ભૂલવો જોઈએ નહિ. તે માટે કેળવણીની જરૂર છે. કેળવણી વગર સમાજના નિયમ રૂઢિગત અને બંધનવાળા થાય છે. પશ્ચિમના ધોરણ માફક માત્ર બુદ્ધિનો વિકાસ થાય એટલી જ કેળવણી આપવી જોઈએ નહિ. બુદ્ધિ સ્વાર્થમાં દોડતી હોવાથી યુરોપમાં મૂડીવાળા અને મજૂરીવાળાની સમાજો થઈ છે. તેવી સમાજ સ્વાર્થબુદ્ધિથી ઉત્પન્ન થાય છે. બુદ્ધિ ઉપરાંત આત્માનો પણ વિકાસ થાય અને નિઃસ્વાર્થતા પણ સમજાય તેવી કેળવણી અપાવી જોઈએ.

સ્વદેશાભિમાનથી સમાજને ફાયદો થાય છે, પણ દેશને આત્મા છે, માત્ર શરીર નથી. તેથી માણસના આત્માનાં બંધન વધવાં જોઈએ નહિ. ઘણે ઠેકાણે સ્વદેશી ચળવળમાં પણ થોડા આગેવાન માણસો ઘણા અજ્ઞાની માણસોને મરજી પડે તેમ દોરે છે.

માણસના વિકાસ માટે તેને સ્વતંત્રતા આપવાની જરૂર છે, તેને માટે તેને સાચી કેળવણી આપવી જોઈએ.

સામાન્ય સમાજમાં ભેદબુદ્ધિ અને સ્વાર્થ રહે છે. એવી બુદ્ધિથી ઘડેલ નિયમોને સમાજના ધર્મ કહેવામાં આવે છે. માણસનું શારીરિક સુખ વધારવા તરફ જ આવી સમાજ-

ની દૃષ્ટિ રહે છે. યુરોપની અને હિંદની વિદ્યાકળાની સેળભેળથી સમાજના ધર્મમાં સેળભેળ થઈ છે અને થોડી મુશ્કેલી દૂર થવાને બદલે ઘણી મુશ્કેલીઓ ઊભી થવા પામી છે. આવી સેળભેળમાં મુખ્ય બાબત ભુલાઈ ગઈ છે. આત્મ-વિકાસ માટે કોઈ દૃઢ માણસ સમાજને છોડી બેસે છે. આવું બને ત્યારે સમાજની ખામી સમજવી. ખરી સમાજમાં આવા માણસનો પણ સમાવેશ થવો જોઈએ. એટલું જ નહિ, પણ આવા માણસો માટે આશ્રમો બાંધી તેમને નભાવવા જોઈએ. તેઓ સમાજના પાયારૂપ છે.

ધર્મનો અર્થ શાસ્ત્રોમાં નીચે પ્રમાણે આપેલો છેઃ

યતઃ અભ્યુદયઃ નિઃશ્રેયસ સિદ્ધિઃ સ ધર્મઃ ।

એટલે જે જીવનથી આ લોકમાં સુખ મળે એટલું જ નહિ પણ શરીર છૂટ્યા પછી મોક્ષ મળે એવું જ્ઞાન જેનાથી થાય તેને ધર્મ કહે છે. ડારવિનના અને નીટશેના શક્તિવાદથી યુરોપમાં એવું શિક્ષણ ચાલે છે કે જેની શક્તિ હોય તે બીજાનું લૂંટી લે અને જેની શક્તિ હોય તે રાખે. આવા સિદ્ધાંત પ્રમાણે રચાયેલ સમાજમાં માણસ માણસ મટી પશુ જેવો થાય છે. જ્યાં સ્વાર્થ વધે છે, ત્યાં નિઃસ્વાર્થતા ઉત્પન્ન થતી નથી. સ્વાર્થી વેપારીઓના સ્વાર્થને લીધે જ વારંવાર લડાઈ આવ્યા કરે છે. હિંદુધર્મમાં સમાજસુધારા માટે વર્ણધર્મ ગોઠવેલો છે અને તેના પણ નિયમ રાખેલા છે; અને વ્યક્તિને સુધારવા માટે આશ્રમધર્મ ગોઠવેલ છે અને તેના પણ નિયમ રાખેલા છે.

ધર્મ ઉપર રચાયેલ સમાજ એમ માને છે કે, માણસ-

ને આત્મા છે અને તેનો અનુભવ લેવો એ માણસની પહેલી ફરજ છે. તે સમાજ માણસના શરીર અને મનના વિકાસ ઉપર પણ ધ્યાન આપશે, પણ તે માટે અઘટિત ફરજો તેના ઉપર નાખશે નહિ; નહિતર આધ્યાત્મિક બળવાળા માણસોને બદલે ખોટા નિયમોના ગુલામો ઉત્પન્ન થશે.

હાલની કેળવણીમાં માણસનું લક્ષ્ય બહારના સુખ તરફ રહે છે, તેથી સામાન્ય માણસ વિષયોમાં આસક્ત રહે છે. તેના પરિણામમાં તેનું કુટુંબ એટલું વધી જાય છે અને તેને એટલી ચિંતા રહે છે કે તે માણસ નથી પોતાનું ભલું કરી શકતો કે નથી પોતાના કુટુંબનું ભલું કરી શકતો. તે પશું જેવો જન્મી પશુ જેવો મરે છે. પોતાથી સંભાળ લઈ ન શકાય એટલાં છોકરાં ઉત્પન્ન કરવાં જોઈએ નહિ. વર્તમાનકાળમાં મોંઘવારીને લઈને એક છોકરા માટે જન્મથી મોટો થતાં સુધી તેનાં માબાપને ઘણી ચિંતા અને ઘણું ખર્ચ થાય છે. આવું દુઃખ દૂર કરવા માટે યુરોપનું સાયન્સ તરત રસ્તો શોધી કાઢે છે. તે માટે યુરોપની સમાજે કૃત્રિમ ઉપાયો શોધ્યા છે, અને આ દેશમાં પણ તે દાખલ થયા છે. તેમાં વેપારી લાભ છે, તાત્કાલિક લાભ છે; તેથી નાના કુટુંબની સગવડ મળે છે, ચિંતા ઓછી થાય છે. ઓછી ચિંતાથી પોતાનું અને કુટુંબનું જીવન સુધારવા વધારે વખત મળે છે. પણ કૃત્રિમ ઉપાયથી ગેરલાભ ઘણા થાય છે. સામાન્ય માણસને વિષયભોગ માટે થોડી વધારે સગવડ મળે છે, કે તરત જ તે સગવડનો દુરુપયોગ કરે છે. તે પોતાનો સંયમ જાળવી શકતો નથી; તેથી કૃત્રિમ

ઉપાય લેનારમાં કેટલાકને પક્ષઘાત થાય છે. સ્ત્રીપુરુષ બન્નેમાંથી એકનું મૃત્યુ વહેલું થાય ત્યારે પાછળ રહેનાર જીવ કૃત્રિમ ઉપાયથી મળતી સગવડનો દુરુપયોગ કરી શકે છે. પોતાનું કુટુંબ જોઇએ તે કરતાં વધે નહિ તે માટે હિંદની વિદ્યાકળામાં 'બ્રહ્મચર્ય'નું શિક્ષણ ફરજિયાત માનેલું છે. બાળકોને નાની ઉંમરથી એવા વાતાવરણમાં રાખવામાં આવવાં જોઇએ કે તે મોટી ઉંમર સુધી વિષયની વાતો સાંભળે નહિ અને પરણ્યા પહેલાં સંયમના ફાયદા તેની સમજણમાં આવેલા હોય. પરણ્યા પહેલાં વિષયની વાતો સાંભળવી નહિ; પરણ્યા પછી સંયમથી, નિયમથી રહેવું. ઇન્દ્રિયોને અઘટિત છૂટ ન આપવી એ કામ મુશ્કેલ છે. જન્મ સાથે ઉત્પન્ન થયેલી વાસનાને પોતાનો વિષય મળ્યા પછી અંકુશમાં રાખવી એ કામ મહાત્માઓને પણ અઘરું લાગે છે. છતાં ડાહ્યો માણસ સમજે છે કે, જિંદગી એ એક પ્રકારનું યુદ્ધ છે. તે યુદ્ધમાં જેટલી વખત પોતાનું મન જીતીએ તેટલી વાર જીતવાની શક્તિ વધે છે અને જેટલી વાર હારીએ તેટલી વાર હારવાથી અશક્તિ વધે છે. જ્યારે વિષયના વિચાર મનમાં હોય ત્યારે તેને ફેરવવા–જીતવા સુગમ પડે છે. જ્યારે તે પ્રાણમાં આવે છે ત્યારે તે જીતવા મુશ્કેલ પડે છે; અને જ્યારે તે શરીરમાં આવે છે, ત્યારે જીતવા વધારે મુશ્કેલ થાય છે. તેથી વિચાર ઉપર ધ્યાન રાખવું જોઇએ. વિચારનું ક્ષેત્ર આત્માની નજીક હોવાથી ત્યાં આત્માની જીત થઈ શકે છે.

મન પ્રમાણે પ્રાણ ચાલે છે અને પ્રાણ પ્રમાણે શરીર

ચાલે છે. આ બાબત વિષયી માણસ પણ સમજી શકે છે. તેને જ્યારે વિષયના વિચાર આવે છે, ત્યારે તેની હલકી ઇન્દ્રિયો જાગ્રત થાય છે. તે જ મન જ્યારે પ્રભુના વિચાર કરે છે ત્યારે તે માણસના પ્રાણ શરીરના ઉપરના ભાગમાં ચાલે છે, ત્યાં અંતે આત્માનો અનુભવ થાય છે અને સમાધિનું સુખ મળે છે.

હિંદના માણસોએ યુરોપના બીજા સંસ્કારની માફક, કુદ્રંઅનિયમનની કૃત્રિમ રીત વગરવિચાર્યે સ્વીકારી લીધી છે. તેને કેટલાક મોટા ગણાતા માણસોએ ટેકો આપ્યો છે. તેનું કારણ તે રીતે માણસને તાત્કાલિક લાભ મળે છે, તે છે.

હિંદની વિદ્યાકળામાં જન્મથી મૃત્યુ સુધી પારમાર્થિક દૃષ્ટિ રાખવાની જરૂર માનેલી છે, તેથી હિંદની દૃષ્ટિથી કૃત્રિમ ઉપાયો કરતાં બ્રહ્મચર્યથી વધારે લાભ મનાય છે. બ્રહ્મચર્ય પાળવામાં પહેલાં મુશ્કેલી લાગે છે; પણ સ્વભાવ જિતાય છે ત્યારે તે વાત સામાન્ય થઈ જાય છે. તે માણસમાં શક્તિ ઘણી રહે છે, તે મોહમાં ફસાતો નથી અને જગતને જીતીને ઋષિ અથવા મુનિ જેવો થઈ દેહને સર્પની કાંચળી માફક ઉતારી પોતે આત્માના ક્ષેત્રમાં વિહાર કરવા જાય છે.

કેટલીક વિદુષી મનાતી બાઈઓ સ્ત્રીઓને એવી સલાહ આપે છે કે, તેઓએ પોતાના ભરણપોષણ માટે સ્વતંત્ર રીતે કમાવાનું શીખવું જોઇએ, કે જેથી તેઓ પુરુષોના બંધનમાંથી છૂટી શકે. આવા ઉપદેશમાં પણ હેતુ ભરણપોષણ માટે સ્વતંત્રતા પ્રાપ્ત કરવાનો છે. તે સ્વતંત્રતા પ્રાપ્ત કરવામાં નોકરી, વેપાર વગેરેમાં તેમનો વખત એટલો

બધો રોકાઈ જશે કે નવી જાતની પરતંત્રતા તેમના ઉપર આવી પડશે. વળી જે સ્ત્રી જાતે કમાવાનું શીખશે તેને પોતાને હાથે રસોઇ કરવી ગમશે નહિ અને પ્રજા ઉત્પન્ન કરવી પણ ગમશે નહિ. કારણ કે થોડો પૈસો આવ્યા પછી પૈસો વધારવાનું મન થશે અને તેમાં એટલો બધો વખત રોકાઈ જશે કે સ્ત્રીઓનું સ્વાભાવિક કામ જે કુદરતે તેમને માટે યોજેલું છે તે કામ કરવાનું ગમશે નહિ. યુરોપ અને અમેરિકામાં રોજ સ્ત્રીપુરુષોના અસ્વાભાવિક સંબંધના બનાવો ત્યાંની અદાલતોમાં જાય છે. તેમના દૃષ્ટાંતથી બીજી સ્ત્રીઓનાં જીવન પણ બગડે છે. ત્યાંનાં માણસો અહીંની સ્ત્રીઓનું પતિવ્રતાપણું હવે વખાણે છે.

જ્યારે જીવનનો હેતુ આધ્યાત્મિક હોય ત્યારે સાદું જીવન ગાળવું જોઇએ અને કામની વહેંચણી બરાબર થવી જોઇએ. પુરુષોએ સ્ત્રીઓને કમાવાની ચિંતામાંથી મુક્ત રાખવી જોઇએ અને સ્ત્રીઓએ પુરુષોને ઘરની ચિંતામાંથી મુક્ત રાખવા જોઇએ. સ્ત્રીઓના શરીરમાં જ કુદરતે એવા ઊંચાનીચા ભાગ મૂકેલ છે કે તેમની ફરજો અને પુરુષોની ફરજો સમાન રહી શકે તેમ નથી. પુરુષો નાનાં બચ્ચાંને ધવરાવી મોટાં કરી શકે તેમ નથી. આમ છતાં સ્ત્રીઓને તદ્દન ગુલામ માની, તેમને પશુ તરીકે રાખવામાં પણ સમાજનું જીવન ઘણું બગડે છે. હવે જહાંગીરીનો વખત નથી. તેમને પડદામાંથી કાઢવી પડશે અને પડદો છોડવાથી અપવાદ તરીકે થોડાંક અનિષ્ટ પરિણામ આવે એમ લાગતું હોય તોપણ થોડીને માટે બધીને પડદાની જેલમાં રાખવી

એ યોગ્ય નથી. તુર્કસ્તાન જેવા પડદાનશીન દેશમાં પણ સ્ત્રીઓને ખુલ્લે મોઢે હરવાફરવાની છૂટ મળી છે.

કોઇ સ્ત્રીઓમાં ગાર્ગી અને મૈત્રેયીના જેવી જ્ઞાનની જિજ્ઞાસા હોય, મીરાંબાઇના જેવી ભક્તિ હોય, ઇંદોરની અહલ્યાબાઇ અને ઝાંસીની રાણી લક્ષ્મીબાઇના જેવું શૂરાતન હોય, બાળમંદિરમાં બાળકોની કેળવણીમાં રસ લે તેવી વૃત્તિ કોઈમાં હોય અને કોઇને દાઈ તરીકે કે માંદાંની સારવાર કરવા માટે રહેવું હોય અને તે રસ્તે સ્વાર્થ છોડી અંતઃકરણને શુદ્ધ કરવું હોય, તો તેમના ઉપર રસોઈ કરવાની કે છોકરાં ઉછેરી મોટાં કરવાની ફરજ નાખવી જોઈએ નહિ. મનુષ્યના જીવનમાં ઘણી વખત બે-ત્રણ ફરજ એક વખતે ઉત્પન્ન થાય છે. તે વખતે ડાહ્યો માણસ અને ડાહી સ્ત્રી ઊંચી ફરજ મૂકી હલકી સ્વીકારતાં નથી. શરીરની સેવાથી બીજાનું અને પોતાનું ભલું થતું હોય તે કરતાં માનસિક સેવાથી (એટલે જ્ઞાનથી) સેવા થતી હોય તો તે ઉત્તમ છે. આવી સેવાનાં ઘણાં દૃષ્ટાંત 'મૉડર્ન રિવ્યુ' નામના માસિકમાં સ્ત્રીવિભાગમાં જોવામાં આવે છે. જ્ઞાન જેવી પવિત્ર વસ્તુ બીજી કોઈ નથી.

મુંબઈના મિલમજૂરોના જીવનમાં અને એવી બીજી જગ્યાઓએ ગરીબાઇને લઇને જેમ પુરુષને કમાવા માટે કામ કરવું પડે છે, તેમ તેમની જ સ્ત્રીઓને કમાવા માટે મિલોમાં નોકરી કરવી પડે છે. આવા સંજોગોમાં સ્ત્રીઓને રજોદર્શનના દિવસોમાં આરામ મળે તેટલી રજા મળવી જોઇએ અને પેટમાં ગર્ભ રહે તેને માટે સુવાવડ પહેલાં અને સુવા-

વડ પછી જોઇએ તેટલો આરામ આપવો જોઇએ. જો મિલ-વાળા આ શરત કબૂલ ન કરે, તો સરકારે તેના ઉપર આવી ફરજ નાખવી જોઇએ.

જ્યારે સ્ત્રીઓને રજોદર્શન થાય છે ત્યારે તેમને આરામ આપવાની અને અસ્પર્શ્ય માનવાની જરૂર હિંદુધર્મમાં માનેલી છે. યુરોપમાં સ્ત્રીઓને કમાવાની ચિંતા રહે છે. તેથી રજોદર્શન વખતે તેઓ 'સેનીટરી ટુવાલ' જેવા કૃત્રિમ ઉપાયો વાપરી તે દિવસે પણ કામ કરે છે અને બધાને સ્પર્શ કરે છે. એક વખત આ દેશમાં એક અંગ્રેજ અમલદારના ઘરની અંગ્રેજ સ્ત્રીઓ એક ખેડૂતના ખેતરમાંથી જતી હતી. તે ખેડૂતે તેઓને પોતાના ખેતરમાંથી જવાની મના કરી, તેથી તે સ્ત્રીઓએ ઘેર આવી તે અમલદારને વાત કરી અને ખેડૂતને શિક્ષા કરવા માટે કહ્યું. તે અમલદારે ખેડૂતને બોલાવ્યો અને તેનો ખુલાસો માગ્યો. જવાબમાં ખેડૂતે કહ્યું કે, 'સ્ત્રીઓના રજસ્રાવમાં એટલું ઝેર રહે છે કે જો કોઈ સ્ત્રી તેવી સ્થિતિમાં હોત તો મારો પાક બળી જાત.' આવા પ્રમાણિક ખુલાસાથી તે ખેડૂતને છોડી મૂકવામાં આવ્યો.

અંગ્રેજી ધોરણ ઉપર આ દેશમાં જે જે ઇસ્પિતાલો ચાલે છે તેમાં માંદા માણસની માવજત કરવા માટે સ્ત્રીઓ (નર્સ) રહે છે. તેઓ રજોદર્શનને વખતે પણ સારવાર કરવાનું કામ કરે છે તેથી રજસ્રાવના ઝેરથી કેટલાક માંદા માણસનો રોગ વધે છે અને તે વહેલાં મરે છે. આ બાબત એક અંગ્રેજ અમલદારે કહી હતી.

યુરોપના સંસ્કારની અસર આ દેશમાં એટલી સખત

થયેલી છે કે હવે કારખાનાંઓ અને મિલો તદ્દન બંધ કરવાં મુશ્કેલ છે. તેથી જ્યાં સ્ત્રીઓ કામ કરતી હોય ત્યાં તેમને રજોદર્શન વખતે જરૂર પડતી રજા આપવી જોઈએ.

શહેરના મજૂરોને ગામડાના જીવનમાં પહેલાં જે સુખ મળતું હતું તે હવે એકદમ આપી શકાય તેમ નથી. વિદ્યાકળાનું કેટલુંક સુખ ગામડાંમાંથી શહેરોમાં ગયું છે અને તે સાથે કેટલુંક નવું દુઃખ ઉત્પન્ન થયું છે. હવે શહેરોને ભાંગી શકાય તેમ નથી, તેથી નવા સંજોગોમાં નવા ઉપાયથી જીવન સુધારવું જોઈએ.

ગામડાંઓમાં ખેતીથી અન્ન મળી શકે તેમ છે, ચરખાથી કપડાં મળી શકે તેમ છે. પણ માણસના જીવનના વિકાસ માટે અન્ન અને વસ્ત્ર ઉપરાંત બીજું ઘણું જોઈએ છીએ. મનના વિકાસનાં સાધન અને આત્માના વિકાસનાં સાધન ગામડાંમાં પાછાં મોકલી શકાય, તો ગામડાંનું જીવન શહેર કરતાં વધારે સુખકારી થઈ શકે. આપણે ભૂતકાળમાં હતા તેવા હવે થઈ શકીએ તેમ નથી; પણ કદાચ રેડિયો, વિમાન અને બીજી વીજળીની શક્તિથી થતી શોધોથી ગામડાંમાં મનના વિકાસનાં સાધન રાખી શકાશે અને ખરા સાધુ પુરુષોને અને સાધ્વીઓને શહેરની વિદ્યાપીઠો તરફથી નિભાવખર્ચ આપી ગામડાંમાં વારંવાર મોકલવામાં આવે તો ત્યાં સ્ત્રી-પુરુષોના આત્માના વિકાસનાં સાધન પણ પહોંચી શકે.

યુરોપમાં એક એવી શોધ થઈ છે કે ૩૦૦૦ ટન કોલસો બાળી જે શક્તિ મળે તે એક માટીના ઢેફામાંથી

મળી શકે તેમ છે. પણ આ શોધ–હજુ પૂરી થઈ નથી. વળી અમેરિકામાં એક એવી શોધ થઈ છે કે જે શહેરમાં વીજળીનું કારખાનું હોય તેમાંથી વીજળીની શક્તિ–તાર અથવા બીજા મોંઘા સાધનની જરૂરવગર–માત્ર હવાદ્વારા ગામડાંમાં મોકલી શકાશે અને તે શક્તિથી ગામડાના માણસો ખેતી કરી શકશે, ચરખા ચલાવી શકશે અને મનના વિકાસનાં બીજાં જે સાધન શહેરમાં છે તેને ત્યાં દાખલ કરી શકાશે. વરસાદ પણ જોઈએ ત્યારે લાવી શકાશે એમ ત્યાંના માણસો કહે છે. આવા ફેરફાર એક દૃષ્ટિથી સારા છે, પણ તેમાં મોહ અને માયાનું જોર લાગે છે અને મન તથા ઇન્દ્રિયોનો આવી રીતે સંતોષ લેવા જતાં કદાચ આત્માને ખોવો પડે. તેથી નવા સુધારા કરવામાં બહુ સાવધ રહેવાનું છે.

રેડિયોમાં એક વખત એક સારા મહાત્માનું સારું ભજન સાંભળવામાં આવ્યું હતું અને તે પછી તરત જ શૃંગારરસનું સંગીત સાંભળવામાં આવ્યું હતું. આ બન્ને રસ એક જ વખતે મળવાથી કેટલીક વાર મનુષ્યને સત્ય સૂઝતું નથી.

સામાન્ય માણસને ઇન્દ્રિયોના રસ ગમે છે અને તે તૃપ્ત કરી આપે એવી સમાજ તેને ગમે છે. માણસને પડવું સહેલું છે, પણ ચઢવું મુશ્કેલ છે; તેથી જે વાત ઘણા માણસ સાચી માને તે સાચી હોય પણ નહિ અને ઘણા માણસનું કહેલું કરવાથી આત્મસિદ્ધિ થાય નહિ.

– મરેલા માણસના આત્માની શાંતિ માટે કેટલીક વાર

કરજ કરીને ભોજન થાય છે તે યોગ્ય નથી. આ વખતે મરણુ અને મરણુની બીકના વિચાર સમાજમાં ફેલાય છે અને રૂઢિ રાખવા ખાતર કરજ કરવાથી જીવતાં માણુસોને દુ:ખમાં રહેવું પડે છે. જ્ઞાતિભોજન એ ખરાબ અથવા અયોગ્ય પ્રસંગ નથી. તેનાથી સમાજના માણુસોને ભેગા થવાનો પ્રસંગ મળે છે. પણુ તે વખતે માણુસોમાં સારા સંસ્કાર પડે તેવી રીતે તે પ્રસંગ ઊજવવો જોઇએ. જૈન ધર્મમાં કેટલીક વાર દીક્ષાપ્રસંગે જે જ્ઞાતિભોજન થાય છે તે સમાજને સારા સંસ્કાર આપે છે. તે છતાં કોઈ પણુ ખર્ચ કરજ કરીને સમાજની રૂઢિ જાળવવા માટે કરવું જોઇએ નહિ. એક વાર કરજમાં પડેલો માણુસ તેમાં વધારે ખેંચાય છે અને અંતે તેમાંથી નીકળી શક્તો નથી. સમાજ પણુ વ્યક્તિઓની બનેલી હોવાથી સંભાળ ન રહે તો રૂઢિગત થઈ જાય છે. સમાજના કાયદાને અનુસરવું સહેલું છે, પણુ સમાજના ખોટા કાયદા ફેરવી તેને ઉત્તમ બનાવવા એ કુશળ માણુસનું કામ છે.

જ્યારે માણુસો અમુક જાતની જ્ઞાતિમાં અને સમાજમાં બંધાઈ જાય છે અને ત્યાં મળતા માનથી લલચાઈ જાય છે ત્યારે તે પોતાનાં નવા બંધન ઉત્પન્ન કરે છે અને બીજાને પોતાના જેવા કરવા મથે છે. બહારની લડાઇની સામે થવા કરતાં પોતાના દોષ તપાસી તેની સામે થવું એ વધારે મુશ્કેલ કામ છે.

ઘણા માણુસનું જીવન હજુ સાચે માર્ગે ચાલતું નથી. પણુ એટલી આનંદની વાત છે કે, માણુસનો આત્મા ચાલુ

સંજોગોથી બંધાઈ જતો નથી અને વખત આવે છે ત્યારે ગરીબ માણસોમાંથી પણ મહાપુરુષો નીકળે છે. માણસમાં કેટલી શક્તિ રહેલી છે તે મહાપુરુષોના જીવનમાંથી મળી શકે છે. મહાપુરુષો જ સમાજના માણસોના સામાન્ય સ્વભાવને સાચો રસ્તો બતાવી શકે છે; તેથી કોઈ પણ રીતે તેમનું રક્ષણ કરવું જોઇએ. ભૂતકાળમાં થઇ ગયેલ મહાત્માઓ પણ મનુષ્યજીવન સુધારવા માટે સૂચનાઓ આપી ગયા છે; પણ હાલના કાળમાં બિનઉપયોગી વસ્તુઓ તરફ એટલું લક્ષ રહે છે કે આ સૂચનાઓ સાંભળવાની ફુરસદ નથી; પણ એક દિવસ પડદો ઊઘડશે. માણસના રચેલા દોષો માણસે દૂર કરવા જોઇએ.

માણસના મરણ વખતે રોવાકૂટવાના ખરાબ ચાલ એટલા બધા વધી ગયા છે કે મરણ જેવા ગંભીર પ્રસંગની અસર આસપાસનાં માણસો ઉપર થતી નથી અને ઘણી વખત શ્મશાનમાં પણ વેપારની વાતો ચાલે છે અથવા જે માણસની સ્ત્રી મરી ગઈ હોય તેની સગાઈની વાતો ચાલે છે. બીજાનું મરણ જોઈ જેવો વૈરાગ્ય આવે છે તેવો બીજે વખતે આવતો નથી. આવી દશા અંદર હોય ત્યારે મન અને વાણી શાંત રાખવાં જોઇએ કે જેથી વૈરાગ્ય ટકે અને સત્ય જીવન ગાળવાની દઢતા પ્રાપ્ત થાય. આત્માનો જે આનંદ શાંત મનથી મળી શકે છે તે જોતાં, મનને વિક્ષેપનાં સાધન આપવાં જોઇએ નહિ. માણસને ચઢવું હોય તો ચઢવાની છૂટ મળે છે અને પડવું હોય તો પડવાની છૂટ મળે છે.

સંસાર દુ:ખમય નથી, પણ માણસને હલકા સ્વભાવની

ટેવ પડે છે, તો તેને તે સુખમય બનાવી શકતો નથી. મહાત્મ પુરુષોએ જગતને ખરાબ કહેલ નથી, પણ વિષયી વૃત્તિઓને ખરાબ કહી છે. જગતનું સૌંદર્ય, પશુપક્ષીઓની લીલા, ફૂલોની સુગંધ, રૂપ, બનાવટ, સૂર્ય, ચંદ્ર, તારા, સમુદ્ર, વનસ્પતિ, સ્ત્રી, પુરુષ, બાળક, વૃદ્ધ વગેરે બધાં સુંદર છે. આત્મભાવે તે બધું સૌંદર્ય ભોગવી શકાય છે. વિષયી વૃત્તિથી બહુ થોડું ભોગવી શકાય છે અને થોડું ભોગવવામાં સુખ નથી. છાંદોગ્યઉપનિષદમાં કહે છે કે, ભૂમામાં એટલે પરિપૂર્ણતામાં સુખ છે. જે પ્રભુએ આવું સુંદર જગત રચ્યું છે, તેણે જ આપણને રચ્યા છે. માણસ કેવી વસ્તુમાંથી ઉત્પન્ન થાય છે? કેવી રીતે ઉત્પન્ન થાય છે? એ જોતાં ગૃહસ્થાશ્રમનો પણ ઉપયોગ છે. મહાત્મા પુરુષોનાં શરીર પણ સ્ત્રીઓના ઉદરમાં તૈયાર થયાં હોય છે; પણ ગૃહસ્થાશ્રમ એવી રીતે ભોગવવો જોઈએ કે તેમાંથી વાનપ્રસ્થ અને સંન્યાસના ધર્મ પણ નીકળી શકે, જે પ્રેમ ગૃહસ્થાશ્રમમાં જાગ્રત થાય તે પ્રભુ તરફ વાળી શકાય અને પ્રભુએ જેટલું જગત રચ્યું હોય તે સર્વનો આત્મભાવે આનંદ લઈ શકાય. તે વખતે ગૃહસ્થાશ્રમમાં મળેલું સુખ છોડવાનું દુઃખ સહન કરવું પડશે. કેટલાક માણસ કહે છે કે, પાપી માણસો મોટર, બંગલા, બગીચા વગેરેનાં સુખ ભોગવે છે અને પુણ્યશાળી ઝૂંપડીઓમાં દુઃખી દેખાય છે; પણ દુઃખ કોને કહેવું અને સુખ કોને કહેવું તે પહેલાં સમજવું જોઈએ. બધી જાતનાં સુખ સારાં નથી, અને બધી જાતનાં દુઃખ ખરાબ નથી.

જ્ઞાની પુરુષ આત્માથી મળતી પ્રેરણાથી જીવે છે. તે

પ્રેરણા વીજળીના ઝબકારા માફક તેજ આપી ચાલી જાય છે; કારણ કે આત્માને કોઈ કામ માટે વિચાર કરવાની જરૂર પડતી નથી. માનસિક વિચારથી ખરું જ્ઞાન મળતું નથી. યુરોપના વિદ્વાનોએ જીવન સુધારવા ઓછો વિચાર કર્યો નથી અને છતાં હજુ માણસના સામાન્ય સ્વભાવમાં તેઓ ફેરફાર કરી શક્યા નથી.

સમાજમાં મોટો ફેરફાર કરવા માટે કોઈ પણ વ્યક્તિમાં મોટો ફેરફાર થવો જોઈએ. આવો માણસ જ સમાજને નવો રસ્તો બતાવી શકશે. પણ જે માણસમાં નવું તેજ આવે, તેણે અધીરા થઈને પોતાની અપૂર્ણ સ્થિતિમાં સમાજને તે તેજ આપવું જોઈએ નહિ. તેમ કરવાથી તેના શિષ્યો મૂર્ખ રહે છે અને તે શિષ્યોના શિષ્ય મૂળ ગુરુનું નામ અને કીર્તિ બગાડે છે.

સમાજમાં સતયુગ લાવવો હોય તો સત્ય તરફ જ નજર જોઈએ. આત્મા સિવાય કોઈ વસ્તુ સત્ય ન હોવાથી આત્મજ્ઞાન મેળવવું એ મનુષ્યજીવનનું પહેલું કર્તવ્ય હોવું જોઈએ. જ્ઞાનથી જ્યારે આર્થિક જીવન રચાશે, ત્યારે એક માણસ બીજાને નુકસાન કરીને ધનવાન થશે નહિ; પણ સૌને લાભ મળે, નોકરી મળે, ધંધો મળે, એવા ઉદ્યોગો કાઢશે. રાજ્યતંત્ર એવું નહિ થાય કે બીજા દેશના લોકોને દુ:ખી કરીને પોતાના દેશને સુખી કરવો. જ્ઞાની માણસ બીજામાં પણ પ્રભુને જોઈ શકે છે અને તે ભાવે બીજાની સેવા કરે છે. જ્યારે માણસ માણસરૂપે દેખાય, ત્યારે તેની જે સેવા થાય તે માણસની સેવા કહેવાય. જ્યારે તે ભગવાન-

રૂપે દેખાય ત્યારે તેની જે સેવા થાય તે ભગવાનની સેવા કહેવાય. બધાને ભગવાનરૂપે જોવામાં આત્મજ્ઞાન જોઇએ.

ભગવાનનો વિચાર એ ભગવાન નથી. માત્ર આદર્શ રાખવાથી કામ પૂરું થતું નથી. આદર્શના નામ નીચે ઘણો પ્રપંચ ચાલે છે, અને ધર્મને નામે ઢોંગ ચાલે છે. જે સમાજ માત્ર ધર્મ ઘડી શકે પણ ધર્મ પાળવાવાળા તૈયાર કરી ન શકે, તે સમાજ લાંબો વખત ટકે નહિ. તેથી ઊંચા આદર્શવાળા માણસ તૈયાર થવા જોઇએ. જે માણસો પોતાના આત્માનો વિકાસ કરી શકશે, તે જ પોતાના જ્ઞાનથી-સમાજને સાચે રસ્તે દોરી શકશે.

સમાજમાં એક જ્ઞાની માણસ પાકે તેની કિંમત લાખો અજ્ઞાની કરતાં વધારે છે. મહાભારતના યુદ્ધ વખતે એક શ્રીકૃષ્ણની સત્તા સામે કૌરવોની સત્તાનું જોર ચાલ્યું નહિ, તેથી સમાજની રચના જ એવી જોઇએ કે તેમાંથી ઘણા જ્ઞાની પુરુષો જ નીપજે.

જેનું જીવન જુદા 'પ્રકારનું' થાય છે તે જુદા પ્રકારે વિચાર કરતાં શીખે છે, અને જે જુદા પ્રકારના વિચાર કરે છે તેનું જીવન જુદા પ્રકારનું થાય છે.

માણસનું જીવન સુધારવા ધર્મસત્તા અને રાજ્યસત્તા બન્નેની જરૂર છે અને બન્ને સત્તા વચ્ચે સંપ જોઇએ. રાજસત્તા ધર્મની સત્તાને મદદ આપે તેવી જોઇએ અને ધર્મની સત્તા રાજ્યની ભૂલો બતાવી તેને નિયમમાં રાખી શકે તેવી જોઇએ. તેથી કાં તો રાજાઓએ તત્ત્વજ્ઞાની થવું જોઇએ અથવા તો તત્ત્વજ્ઞાનીઓએ રાજા બનવું જોઇએ. તત્ત્વજ્ઞાનીને રાજા

થવું ગમતું નથી, કારણ કે એ હલકું પદ છે. તેથી રાજાઓ તત્ત્વજ્ઞાની અને ભક્ત થાય તો જ સમાજજીવન સુધરે તેવું છે.

જિંદગી માટે ખાવાપીવાનાં સાધનો મેળવવાની જરૂર છે, પણ તે કામ ટૂંકામાં તરત પતી જાય તેવું સમાજ-જીવન અને રાજ્યજીવન જોઇએ. જો આખો દિવસ અને આખી જિંદગી તે કામ માટે જાય તો બીજો ઊંચો પુરુષાર્થ થઈ શકશે નહિ.

લડાઈ વખતે જિંદગીની જરૂરિયાતની ચીજોના ભાવ ઘણા વધી જાય છે. કેટલીક ચીજો લશ્કર માટે લઈ જવામાં આવે છે અને કેટલીકના ભાવ વેપારીઓના સ્વાર્થથી પણ વધી જાય છે. એવી અનીતિ અટકાવવા માટે સરકાર તરફથી અંકુશ (કંટ્રોલ) રાખવામાં આવે છે. તેથી ખરી રીતે અનીતિ ઘટવી જોઈએ પણ તેને બદલે અનીતિ વધી જાય છે. તેનું કારણ એ છે કે વેપારી બુદ્ધિવાળી રાજસત્તા પોતે જ સ્વાર્થમાં પડી જાય છે, પ્રજાને દબાવવા માટે પોતે પણ સંઘરો કરે છે અને પ્રજા તે સ્વાર્થનું અનુકરણ કરે છે. કોઈને નીતિ શીખવવી હોય તો શીખવનારે પોતે નીતિ પાળવી જોઈએ. જ્યાં રાજસભામાં નીતિની ખામી જણાઈ આવે ત્યાં પ્રજાનું કમભાગ્ય સમજવું. વળી એક રાજ્યની અનીતિની અસર બીજાં રાજ્યો ઉપર થાય છે. બધા દેશોનું હાલનું સમાજજીવન લગભગ એટલું પડી ગયું છે કે હવે વધારે પડવા જગ્યા રહી નથી. જ્યાં ઘણી અનીતિ વધે ત્યાં લડાઈ વગર ભૂલો સુધરી શકતી નથી.

## ૪: સ્વરાજ્ય

આગલાં ત્રણ પ્રકરણોમાં જે હકીકત આપી છે તે ઉપરથી જણાશે કે, હિંદની વિદ્યાકળા બીજા દેશોની વિદ્યાકળાથી ઊતરતી નથી. પણ તે છતાં એક મોટો પ્રશ્ન એ રહી જાય છે કે, હિંદની વિદ્યાકળામાં એવાં કયાં નબળાં તત્ત્વો રહી ગયાં છે કે જેથી હિંદનું રાજ્ય પરદેશી પ્રજાના હાથમાં ચાલ્યું ગયું અને તે પરાધીનતામાંથી છૂટી શકતું નથી?

સ્વરાજ્યનો પ્રશ્ન ઘણો મુશ્કેલ પ્રશ્ન છે. તેનો ઉત્તર પણ મુશ્કેલ છે. જે માણસ જે દૃષ્ટિથી તે પ્રશ્ન સામું જુએ છે, તે તે દૃષ્ટિ પ્રમાણે ઉત્તર માગે છે. કોઈ પણ માણસ પોતાના વિચારની ટેવ છોડી શકતો નથી.

વળી દેશકાળ પ્રમાણે સ્વરાજ્યનાં રૂપ જુદાંજુદાં નજરે પડે છે. હિંદુસ્થાનનાં દેશી રાજ્યોમાં અને અફ્ઘાનિસ્તાન જેવા દેશોમાં કાંઈક અંશે સ્વતંત્ર રાજાઓનું

રાજ્ય છે. ઈંગ્લૅંડમાં મોટે ભાગે પ્રજાનું રાજ્ય છે. ત્યાં રાજાની સત્તા નિયત કરેલી હોવાથી રાજા સ્વતંત્ર રીતે કાંઈ કામ કરી શકતો નથી. અમેરિકા જેવા દેશમાં કેવળ પ્રજાસત્તાક રાજ્ય છે. આ પ્રમાણે દેશદેશાંતરમાં રાજ્ય-પદ્ધતિ જુદાજુદા પ્રકારની છે.

કાળ પ્રમાણે પણ રાજ્યપદ્ધતિમાં ફેર પડે છે. ઘણા દેશોમાં જેને આગળના વખતમાં સ્વરાજ્ય કહેવાતું હતું તેને વર્તમાન કાળમાં સ્વરાજ્ય કહેવાતું નથી. જર્મની અને રશિયા જેવા મોટા દેશોમાં રાજાના સ્વતંત્ર રાજ્યને બદલે પ્રજાસત્તાક રાજ્ય ઉત્પન્ન થયાં છે.

વળી પ્રજાસત્તાક રાજ્યમાં પણ કયું રાજ્ય સારું તે નક્કી કરવું મુશ્કેલ છે. પ્રજાનો જે આદર્શ જર્મનીમાં છે, તે રશિયામાં નથી અને રશિયામાં છે તે અમેરિકામાં નથી.

આવી રીતે દેશકાળ પ્રમાણે સ્વરાજ્યનો અર્થ ફરતો રહે છે. ઘણાં વર્ષ પહેલાં જ્યારે અંગ્રેજી કેળવણી આ દેશ-માં દાખલ કરવાની વાત ચાલતી હતી, ત્યારે બંગાળાના આગેવાન રાજા રામમોહન રાયે આ બાબતને ટેકો આપ્યો હતો. તેમણે કહ્યું કે, 'હિંદુધર્મમાં સતી વગેરેના રૂઢિગત કેટલાએક દોષ દાખલ થઈ ગયા છે, તે દૂર કરવાની જરૂર છે અને અંગ્રેજી કેળવણીથી હિંદને ઘણો લાભ થશે.'

રાજા રામમોહન રાયના આ મતને બીજા કેટલાક આગેવાનોએ પણ ટેકો આપ્યો, અને તેથી અંગ્રેજી વિદ્યા-કળા લોકો ખુશીથી શીખવા લાગ્યા. અંતે એવું પરિણામ આવ્યું કે, જેટલું અંગ્રેજી જીવન તે બધું સારું લાગવા

માંડ્યું. રાજા રામમોહન રાયની ઇચ્છા હિંદી સંસ્કૃતિ જાળવી રાખવાની હતી; પણ અંગ્રેજી વિદ્યાથી વેપાર અને નોકરીમાં જે નવી સગવડો લોકોને મળી તેથી હિંદની વિદ્યાકળાનું ગૌરવ કેટલેક અંશે ઓછું થયું.

એ સગવડો આપવામાં અંગ્રેજોએ તાત્કાલિક લાભ જોયો હતો. તે કામ પૂરું થવાથી, પહેલાં જેવી સગવડો પણ લોકોને મળતી નથી. નોકરીમાં મોટા હોદ્દા અને વેપારમાં મોટા નફાવાળા ભાગ અંગ્રેજોના હાથમાં છે.

છેલ્લાં ૩૫ વર્ષ થયાં આ પદ્ધતિ સામે મોટો બળવો શરૂ થયો છે. ૧૯૦૫-૬ માં લોર્ડ કર્ઝને કરેલા બંગાળાના ભાગલા વખતે દેશમાં નવા વિચાર ઉત્પન્ન થવા લાગ્યા. કેટલાંક વર્ષ થયાં પોંડીચેરીમાં યોગસાધનામાં મસ્ત રહેલા હિંદના મહર્ષિ શ્રી અરવિંદ ઘોષે બંગાળાના ભાગલા વખતે લોકોમાં નવી જાગૃતિ લાવી, પોતાના દૃઢ નિશ્ચયથી રાજદ્વારી ચળવળ ઉપાડી, તેમણે લોકોને પોતાની આશ્ચર્યકારક બુદ્ધિ અને લેખનશક્તિથી ખાતરી કરી આપી કે, અંગ્રેજી વિદ્યાકળાથી દેશને ઘણું નુકસાન થયું છે, સનાતન ધર્મ ડૂબી જવા લાગ્યો છે અને જ્યાં સુધી હિંદની વિદ્યાકળા ખીલે તેવી રાજ્યપદ્ધતિ દાખલ ન થાય ત્યાં સુધી લોકોએ અંગ્રેજી ચીજોનો અને અંગ્રેજી કેળવણીનો 'બૉયકોટ' કરવો.

કેટલાક અંગ્રેજો કહે છે કે હિંદુસ્થાનના વતનીઓને હજુ સ્પષ્ટ અંગ્રેજી ભાષા બોલતાં આવડતી નથી. કેટલાક ગરીબ લોકો ચાલતા અંગ્રેજો પાસે ભીખ માગવા માટે જે ભાષા વાપરે છે તેનાં દૃષ્ટાંત તેઓ આપે છે. તે ઉપરથી

હિંદના એક હિતેચ્છુ અંગ્રેજ જવાબ આપે છે કે, 'અંગ્રેજો હિંદમાં જઇને હિંદી ભાષા કેવી બોલે છે તે પણ જાણવા જેવી છે. એક અંગ્રેજને દવા માટે ગધેડીનું દૂધ જોઇતું હતું; પણ ગધેડીને હિંદી ભાષામાં શું કહે છે તે તેને ખબર નહોતી. તેથી નોકરને બોલાવ્યો અને કહ્યું કે, 'દેખો, ગાંવ મેં જા કર ગધા કા દૂધ લે આવ; મગર દેખો, વો હમેરાં માફક ગધા નહીં', મેમ સાહેબકી માફક ગધા હોવે, ઉસીકા દૂધ ચાહીએ.' બીજાને દોષ દેવા સહેલા છે, પણ પોતાના દોષ જોવા મુશ્કેલ છે. વળી અહીંના માણસો માટે અંગ્રેજી ભાષામાં શિક્ષણ આપવાની અને વ્યવહાર ચલાવવાની બિલકુલ જરૂર નથી. શિક્ષણ માતૃભાષામાં આપવું જોઇએ અને જ્યાં અંગ્રેજી ભાષાની જેટલી જરૂર જણાય ત્યાં તેટલું શિક્ષણ તે ભાષાનું આપવું જોઈએ.

'બૉયકૉટ' ની ચળવળના પરિણામમાં રાજ્યપદ્ધતિ કાંઇક અંશે લોકોને જવાબદાર થઈ; તેને મોરલી-મિન્ટોના સુધારા કહે છે. ત્યારપછી યુરોપનો મહાન વિગ્રહ શરૂ થયો અને લોકમાન્ય તિલક અને મિસિસ એની બિસેન્ટે સ્વરાજ્ય ની ચળવળ ઉપાડી. કાંઇક અંશે આ ચળવળની અસરથી અને કાંઇક અંશે લડાઈમાં હિંદે ઇંગ્લેંડને કરેલી મદદના બદલામાં હિંદનું રાજ્ય પહેલાં કરતાં લોકોને વધારે જવાબદાર થયું. તેને મોન્ટેગ્યુ ચેમ્સફર્ડના સુધારા કહે છે.

છતાં અંગ્રેજની પાર્લામેન્ટની હિંદ ઉપર રહેલી સત્તામાં બહુ ફેર પડ્યો નથી.. રાજ્યબંધારણ એવું થયું કે, રાજ્યના અમલદારો કોઈ વખતે અંગ્રેજી પાર્લામેન્ટને જવાબદાર

રહે અને કોઈ વખતે લોકોને જવાબદાર રહે; એટલું જ નહિ પણ લશ્કરી ખર્ચ જેવી કેટલીક જરૂરી બાબતો ઉપર કાઉન્સિલના મેમ્બરોને મત આપવાનો હક્ક આપેલો નથી.

આ પદ્ધતિને છેવટનો ફટકો મહાત્મા ગાંધીજીએ લગાવ્યો. તેમણે કહ્યું કે, 'હિંદમાં જે શાંતિ અંગ્રેજી રાજ્યથી આવી છે તેનાથી લડાઈ કરતાં વધારે નુકસાન થયું છે. તેનું મૂળકારણ એ છે કે, તેથી ગરીબ માણસો વધારે ગરીબ થયા છે.' તેમણે સ્વરાજ્યનો એવો અર્થ કર્યો કે, 'રાજ્યપદ્ધતિ એવી હોવી જોઇએ કે દેશમાં મોટી સંખ્યામાં રહેતા ગરીબ માણસોની આવક વધવી જોઇએ. તેમના ઘરમાં વધારે પૈસો આવે તો તે પોતાની જિંદગી માટે જોઇતી વસ્તુઓ લઇ શકે, છોકરાંઓને કેળવણી આપી શકે, સારો ખોરાક ખાઈ શકે, રોગ અને દુષ્કાળ સામે ટક્કર ઝીલી શકે. તે માટે અંગ્રેજની વેપારી રાજનીતિમાં ફેરફાર થવો જોઇએ; કારણ કે તે વેપારની અસરથી હિંદમાંથી ઘણું ધન અને અનાજ પરદેશ જાય છે અને તેથી ગરીબ માણસો વધારે દુઃખી થાય છે. તે રાજનીતિ ફેરવવા માટે મહાત્મા ગાંધીજીએ પોતાના તપથી, સત્ય ઉપરની નિષ્ઠાથી અને પોતાના સાદા જીવનથી લોકો ઉપર અસર કરી હિંદની મહાસભાને હાથમાં લીધી, લોકોના બળથી જ સ્વરાજ્ય મેળવવાનો પ્રયત્ન કર્યો, અને પોતાના પુરુષાર્થથી સુખ લેવાના નમૂના તરીકે. પોતાનું કાંતેલ સૂતર વાપરી પોતાનાં બનાવેલ કપડાં પહેરવાનો આગ્રહ કર્યો. તેનો હેતુ એવો છે કે, ઇંગ્લૅંડનો હિંદ સાથે મોટો ઉદ્યોગ કાપડનો છે અને

એ એક વેપારમાં ખોટ જશે તો અંગ્રેજી પ્રજાની આંખ ઊઘડશે અને હિંદમાં નવી જાગૃતિ આવશે. જેમ આપણો ખોરાક પરદેશથી મંગાવતા નથી, પણ હાથે તૈયાર કરીએ છીએ; તેમ આપણાં કપડાં પરદેશથી મંગાવવાં જોઇએ નહિ, પણ હાથે તૈયાર કરવાં જોઇએ. આટલી હદ સુધી હાથે કામ કરવામાં બહુ હરકત જેવું લાગતું નથી; પણ જો દરેક માણસ પોતાનું બધું કામ પોતાને હાથે કરવાનું માથે લે–એટલે કે, પોતાના ખોરાક માટે પોતે ખેતી કરે, પોતે રસોઈ કરે, પોતાનું રૂ ઉગાડીને પીંજે, કાંતે, વણે, પોતાની હજામત પોતે કરે, પોતાનું મેલું પોતે સાફ કરે, દૂધ માટે ઢોરોની સંભાળ લે, તેનો ખોરાક પોતે તૈયાર કરે, દોહવાનું કામ પોતે કરે અને એવાં અનેક કામોમાં જે સાધન વાપરવાં પડે તે પણ પોતે તૈયાર કરે તો તેનું બધું કામ ૨૪ કલાકમાં પૂરું થાય નહિ. મહાત્મા ગાંધીજીના આશ્રમમાં પણ જે રસોઈ કરે છે તે 'હરિજન' વાંચે છે, પણ 'હરિજન' છાપતાં નથી અને મહાત્માજીને પોતાની રસોઇ પોતાને હાથે કરવી પડતી હોય તો 'હરિજન' લખી શકે નહિ. વળી સોમવારે મૌનવ્રત લેવું પડે છે તે ઉપરથી પણ લાગે છે કે, મનનું કામ સારું કરવા માટે વાણીનું કામ બંધ કરવું જોઇએ. આ સિદ્ધાંત ઉપર વધારે વિચાર કરીએ તો જણાશે કે, આત્માનું કામ જોઈતું હોય તો મનનું કામ પણ બંધ કરવું જોઇએ.

પોતાનું બધું કામ પોતે કરવું જોઇએ એ સિદ્ધાંત રશિયાના મહાપુરુષ ટૉલ્સ્ટૉયે ઉત્પન્ન કરેલ છે અને મહાત્મા

ગાંધીજીને તેમના સિદ્ધાંત ઉપર રુચિ હોવાથી તેમણે તે સ્વીકારેલ છે. પણ કેટલાએક સંજોગોમાં તે પાળી શકાય તેમ નથી, અને પાળી શકાય એટલું પાળવા જઇએ તોપણ આખો દિવસ મજૂરીમાં જાય, તેમાંથી મજૂરના આદર્શ ઉત્પન્ન થાય, આર્થિક સ્વતંત્રતા મળે, શરીર અને પ્રાણનું રક્ષણ થાય; પણ આત્માના વિકાસ માટે વખત રહેશે નહિ. માનસશાસ્ત્રનો ધર્મ એવો છે કે, જ્યારે ઉપરના કરણનો વિકાસ કરવો હોય ત્યારે નીચેના કરણનું કામ બંધ કરવું જોઈએ. આર્થિક સ્વતંત્રતા મળે તે જ સ્વરાજ્ય કહી શકાય એમ માનવું હોય તો ટોલ્સ્ટોયના સિદ્ધાંત સ્વીકારવામાં હરકત નથી.

ખાદીમાં એક ગુણ એવો છે, કે કાંતનાર માણસ પોતે પોતાનાં કપડાં તૈયાર કરી શકે છે. તેથી કપડાં માટે તેને કોઇ જાતની ચિંતા રહેતી નથી; પણ ચરખામાં દરરોજ બહુ થોડું સૂતર નીકળતું હોવાથી માત્ર ચરખા ઉપર જ નિર્વાહ ચાલી શકતો નથી; પણ જે ગામમાં થોડા ખર્ચથી રહી શકાય છે અથવા જે માણસને ફુરસદ છે અને જેને થોડીક આવક પણ આશીર્વાદરૂપ છે, તેને માટે ચરખો બહુ ઉપયોગી છે; છતાં એવો ચરખો શોધી શકાય કે જે પગથી ચાલે અને જેમાં હાથ પણ વાપરી શકાય અને જેથી સૂતર એટલું બધું નીકળે કે તે ઉપર માણસનો નિર્વાહ ચાલી શકે, તો તે ઘણું ઉપયોગી સાધન થાય.

ખાદીના ઉપયોગ ઉપરાંત મહાત્મા ગાંધીજીએ અંગ્રેજી વિદ્યાકળાના દોષ પોતાના પ્રસિદ્ધ પત્રોમાં જણાવવા માંડ્યા

અને અહિંસાત્મક અસહકારથી સ્વરાજ્ય મેળવવાનો નવો માર્ગ ખુલ્લો કરી આપ્યો. શસ્ત્રહીન પ્રજાને આ રસ્તો કેટલેક અંશે ઉપયોગી થયો છે.

અહિંસાત્મક અસહકાર એ આ દેશમાં રાજાની સામે થવા માટે પ્રજાનું મોટું હથિયાર છે. તેનો ઉપયોગ આગળના વખતમાં દેશી રાજાઓની રૈયત કરતી હતી, અને પચીસ વર્ષ પહેલાં શ્રી અરવિંદ ઘોષે પણ બંગાળાના ભાગલા વખતે 'બોયકોટ' નામથી તે હથિયારનો ઉપયોગ કર્યો હતો અને તે સિદ્ધાંત આખા દેશમાં ફેલાવવાની તેમની ઇચ્છા હતી; પણ તે વખતે બીજા કેટલાક જુવાન માણસોએ બૉમ્બનો ઉપયોગ કરવાથી, હિંસાત્મક અસહકાર થયો. આ દેશની નિઃશસ્ત્ર પ્રજાને માટે તે સ્વીકારવો ભારે પડ્યો તેનું કારણ એ છે કે, અંગ્રેજી પ્રજા પાસે માણસને મારવા માટે એટલા બધા પ્રકારનાં હથિયાર છે અને વધારે બનાવવા માટે અને બીજા દેશો પાસેથી ખરીદવા માટે એટલો બધો પૈસો છે કે જો અહીંની પ્રજા શસ્ત્રથી લડાઇ કરી દેશ જીતવાની ઇચ્છા કરે તો તે ઇચ્છા પૂરી થાય તેમ નથી; એટલું જ નહિ પણ તેને માટે માણસનો પશુ જેવો હલકો સ્વભાવ જાગ્રત કરવો જોઈએ અને નભાવી રાખવો જોઇએ. તે માટે કરોડો રૂપિયા ખર્ચીને મોટું લશ્કર કાયમ તૈયાર રાખવું જોઈએ.તે બાબત સમજી અહીંની સ્થિતિનો વિચાર કરવાનો છે. મહાત્મા ગાંધીજી અહિંસાત્મક અસહકારનો સિદ્ધાંત પોતાના તપથી અને મનોબળથી લોકો પાસે મૂકી શક્યા એ માટે તેમનો જેટલો ઉપકાર માનીએ તેટલો ઓછો છે. જો કે આ સિદ્ધાંત નવો

નથી, પણ હાલના સંજોગોમાં તે કેવી રીતે વાપરી શકાય એ બતાવી આપવું, એ ઓછી બુદ્ધિનું કામ નથી અને આટલા કામ માટે તે મહાત્માની પદવીને લાયક છે.

પણ અહિંસાનો સિદ્ધાંત હજુ પ્રયોગની દશામાં છે. ઘણાં માણસો માંસાહારી છે અને જેઓ માંસાહારી છે તેઓ એ સિદ્ધાંત માનતા નથી.

કોઈ પણ નવા સિદ્ધાંતને વિઘ્નો નડે છે; પણ જ્યારે તે સિદ્ધાંત વિઘ્નોને હરાવી શકે છે ત્યારે તે લોકમાન્ય થાય છે. જો તે સહેલાઈથી સ્વીકારી શકાય તેવો હોય તો તેમાં નવીનતા જણાય નહિ અને જો તે વિઘ્નોથી હારી જાય તો તે સાચો કહેવાય નહિ.

લડાઈ વખતે બન્ને પ્રજા શસ્ત્ર વાપરે તે કરતાં એક પ્રજા શસ્ત્ર વાપરે અને બીજી પ્રજા તે સહન કરે, પણ તેનો અમલ સ્વીકારે નહિ; એ બે સિદ્ધાંતમાં ઘણો ફેર છે. ડાહ્યા માણસો વેરનો બદલો વેરથી લેતા નથી. તેઓ દુઃખ સહન કરે છે અને તે સહનશક્તિના તપથી આત્મબળ જાગે છે. સામાન્ય માણસની દૃષ્ટિએ આ સિદ્ધાંત બહુ સારો લાગે તેવો નથી; કારણ કે જ્યારે વાઘ ઘેટાને મારવા આવે છે ત્યારે ભરવાડ હથિયાર ઉપાડે છે. પશુના જેવું બળ વધારવું હોય તો શસ્ત્રનો ઉપયોગ સારો છે, પણ દેશમાં જીવનનો હેતુ આધ્યાત્મિક હોય ત્યાં આખી પ્રજા શસ્ત્રનો ઉપયોગ કરતાં શીખે તો માણસને રહેવાના સ્થળને બદલે યુરોપની જેમ પશુઓનું હિંસાત્મક જંગલ ઉત્પન્ન થાય. અંગ્રેજો પોતાને સિંહ કહે છે, ફ્રાન્સના લોકોને વાઘ

કહે છે, જર્મનીના લોકોને 'સમડી' કહે છે, રશિયાને 'રીંછ' કહે છે, ઇરાનને 'બિલાડી' કહે છે વગેરે. હિંદના લોકો, બધી પ્રજામાં જે સંસ્કારી હોય, તેને 'આર્ય' કહે છે, જેમાં સંસ્કાર ન હોય તેને અનાર્ય—અનાડી કહે છે.

તેથી સ્વરાજ્યને માટે શસ્ત્ર વાપરવામાં કેટલો લાભ છે તે નક્કી કરવું મુશ્કેલ છે. દુઃખ ખમવાથી અને સાચું જીવન લોકોમાં ફેલાવવાથી પરિણામ સારું આવે છે. આ રીતે ખરું સ્વરાજ્ય મળશે. શ્રદ્ધા રાખવી કે, એક વખત બરાબર વાવેલું બી, વખત આવ્યે ફળ આપશે. શુદ્ધ અને શાંત બુદ્ધિ રાખી સાચો સિદ્ધાંત સ્વીકારવો અને તે ફળીભૂત થાય તે માટે બધા પ્રકારનું દુઃખ મરણપર્યંત સહન કરવું તે જ આર્યોનું ભૂષણ છે, તે જ ખરું જીવન છે.

જેમ આત્માનો પ્રદેશ જીતવા માટે પ્રકૃતિના તમોગુણ અને રજોગુણ સાથે અસહકાર કરવો પડે છે, તેની સત્તાનો ઇન્કાર કરવો પડે છે; તેમ સ્વરાજ્યથી મળતા ઊંચા જીવન માટે, પરરાજ્યે કરેલા હલકા કાયદા સાથે અસહકાર કરવો પડે છે. જ્યારે પ્રકૃતિ તાબે થાય છે, ત્યારે સંયમથી તેનો ઉપયોગ કરવામાં હરકત નથી.

અસહકારની ચળવળ પછી અંગ્રેજોને હવે લાગવા માંડ્યું છે કે, હિંદ ઉપર તદ્દન અંગ્રેજી ઢબથી રાજ્ય કરી શકાય તેમ નથી.

લૉર્ડ રોનાલ્ડસે કે જે મહાત્મા ગાંધીજીની અસહકારની પહેલી ચળવળ વખતે બંગાળાના ગવર્નર હતા, જેમણે હિંદ ઉપર વિદ્વત્તા ભરેલાં પુસ્તકો લખ્યાં છે; તેમણે ૧૯૨૬

માં કેમ્બ્રિજની યુનિવર્સિટીમાં ભાષણ આપતાં કહ્યું હતું કે, 'હિંદુસ્તાનની પ્રજામાં યુરોપના જેવી કેળવણી નથી છતાં પણ તે બિનકેળવાયેલ પ્રજા નથી. અંગ્રેજો હિંદુસ્થાનમાં આવ્યા તે પહેલાં લગભગ આઠસો વર્ષ સુધી મુસલમાનોનું રાજ્ય હતું, પણ મુસલમાનોના પહેલાંના કાળમાં આર્ય પ્રજા આ પૃથ્વી ઉપર બહુ સંસ્કારી હતી. હિંદની પ્રજાની વિદ્યાકળા ત્રણ હજાર વર્ષ પહેલાંથી દીપી નીકળેલી છે. રામાયણ અને મહાભારતમાંથી ધર્મ, કાયદા, જ્ઞાન તેમજ સમાજવ્યવસ્થા અને રાજ્યવ્યવસ્થાની પદ્ધતિ મળી શકે છે. એ ગ્રંથો હોમરના ઇલિયડ અને ઓડેસી કરતાં મોટા છે. હિંદુઓનાં મંદિર, મુસલમાનોની મસ્જિદો, એજન્ટાની અને ઇલોરાની ઘણી ગુફાઓમાં ઘણી કારીગરી અને કળા જોવામાં આવે છે. મુસલમાની રાજ્ય શરૂ થયું ત્યારે હિંદુઓની કળા ખીલતી બંધ પડી અને એટલી નબળી થઈ કે પાછળથી યુરોપની સંસ્કૃતિ સામે તે ટકી નહિ. અંગ્રેજોએ પણ હિંદુસ્થાનના ભલા માટે ઘણા પ્રયાસ કર્યા છે. મોગલોના જુલમ દૂર કર્યા છે, ઠગ અને પિંઢારાની લૂંટો શમાવી છે. જ્યારે કંપની સરકારનું રાજ્ય હતું ત્યારે આખું હિંદુસ્થાન જીતવાની તેની ઇચ્છા નહોતી, પણ દેશમાં ઉત્પન્ન થયેલા કજિયામાં અંગ્રેજી વેપારના રક્ષણ માટે ભાગ લેવો પડ્યો અને પ્રારબ્ધયોગે વારંવાર જીત મળવાથી હિંદુસ્થાનના ઘણા ભાગ અંગ્રેજોના તાબામાં આવ્યા. આવી રીતે વધતી જતી જવાબદારીમાં ઘણા સારા અંગ્રેજી ગવર્નરોએ ઘણી મહેનતથી રાજ્યવ્યવસ્થા ધોરણસર બનાવી છે. આવા મોટા દેશમાં સર્વમાન્ય થાય તેવા ધારાધોરણ દાખલ કરવાનું

કામ સહેલું નથી. હિંદુસ્થાનમાં ૧૫૬૧ શહેર છે અને ૪,૯૮,૫૨૭ ગામડાં છે. તેને એક પદ્ધતિમાં લાવવાં એ કામ સહેલું નથી. જુદાં જુદાં હવાપાણીવાળા પ્રાંતો, જુદી જુદી ભાષાઓ, જુદી જુદી નાતો અને તેમાં હિંદુ અને મુસલમાન બે મોટા ધર્મો, એ બધાની એકતા સહેલાઈથી થઈ શકે નહિ. અંગ્રેજોએ પોતાને ઠીક લાગે તેવા સુધારા કર્યા. તેમાં ઘણે ભાગે હિંદી લોકોની સંમતિ હતી; પણ થોડાંક વર્ષ થયાં અંગ્રેજી વિદ્યાકળા સામે હલ્લો થયો છે અને ઘણા વિદ્વાન પુરુષો કહે છે કે અંગ્રેજી વિદ્યાકળાનું અનુકરણ કરવાથી હિંદની પાયમાલી થઈ છે. હવે પૂર્વ અને પશ્ચિમની વિદ્યાકળાની લડાઈ થઈ છે. ૪૦ કરોડ માણસ કે જેમની વિદ્યાકળા હજારો વર્ષની જૂની અને સંસ્કારી છે, તેમને યુરોપના સંસ્કારથી દોરી શકાય નહિ. ૧૫૦ વર્ષ સુધી અંગ્રેજી વિદ્યા ચાલી તેથી હવે પણ ચાલશે એમ માની લેવાનું નથી. હવે દેશ જાગ્રત થયો છે. તે અંગ્રેજી વિદ્યાની ભૂલો જોઈ શકે છે. હવે રાજ્યવ્યવસ્થા હિંદની સંસ્કૃતિને અનુકૂળ કરવી જોઈએ.

'તે માટે મ્હૈસુરની રાજ્યપદ્ધતિ થોડા ફેરફાર સાથે બ્રિટિશહિંદમાં કામ આવે તેમ છે; અને કેળવણીની પદ્ધતિ કવિવર રવીન્દ્રનાથ ટાગોરના શાંતિનિકેતનમાં ચાલે છે તેવી હિંદને માફક આવે તેમ છે.'

આ પ્રમાણે હિંદના જીવનમાં નવા ફેરફારની જરૂરિયાત હિંદના મોટા પુરુષોને અને અંગ્રેજોમાં પણ વિચારવાન પુરુષોને જણાવા લાગી છે.

પ્રજાસત્તાક રાજ્યના પ્રતિનિધિ માટે બહુ ડાહ્યા માણસો મળી શકે તેટલા માટે પ્રજામાં બહુ સારી અને સત્યનિષ્ઠાવાળી કેળવણી જોઈએ. વળી એક દેશની પ્રજાના સંસ્કારની અસર બીજા દેશની પ્રજા ઉપર થાય છે તેથી માત્ર પોતાના દેશના અભિમાનથી જ શાંતિ રહી શકશે નહિ. હવે બધા દેશોનું એક રાજ્ય સ્થાપવાનો વખત આવ્યો છે. તે માટે દરેક દેશની પ્રજામાં તે જાતનું શિક્ષણ પહેલાં દાખલ કરવું જોઈએ અને જેનાથી પરસ્પર રાગદ્વેષ વધે તેવું શિક્ષણ બંધ કરવું જોઈએ.

માણસના જીવનના હેતુ બરાબર લક્ષમાં રાખવા જોઈએ, દરેક માણસને સાચી કેળવણી મળવી જોઈએ. ખોરાક અને જિંદગીની જરૂરિયાતની ચીજો સહેલાઈથી મળવી જોઈએ. અમુક વખતે માણસ નિવૃત્ત થવો જોઈએ અને આત્મચિંતન માટે તેને પૂરતો વખત મળવો જોઈએ. આટલી સગવડ જે રાજ્ય આપી શકે તે સારું રાજ્ય કહી શકાય. તેથી દરેક દેશના માણસે પોતાના દેશ માટે માત્ર મરતાં શીખવાનું નથી પણ પોતાના દેશ માટે જીવતાં શીખવાનું છે.

દરેક હક્કની પછવાડે જવાબદારી રહેલી છે. પોતાને પરણવાનો હક્ક મળ્યો તો પોતાથી સંભાળ ન લઈ શકાય તેટલી પ્રજા ઉત્પન્ન ન કરવી એટલી જવાબદારી પણ સમજવી જોઈએ. એવી જવાબદારી જ્યાં સમજવામાં આવે છે ત્યાં પ્રજામાં સંયમ રહે છે અને રાજાને રાજ્ય કરવામાં મુશ્કેલી પડતી નથી. પણ જ્યાં માણસો સંયમ વગરના અને સ્વચ્છંદી થાય છે ત્યાં તેમને વશ રાખવા ઘણા કાયદા ઘડવા

પડે છે. પણ તે પહેલાં જીવન બગડે નહિ તેવી ધાર્મિક કેળવણી આપવી એ દરેક રાજ્યની પહેલી ફરજ છે. એવી કેળવણી નહિ આપવામાં આવે તો લડાઈનો અંત આવવાને બદલે માણસના સારા સંસ્કારનો અંત આવશે અને માણસો પશુ જેવા બની જશે. તેથી બધા દેશોમાં સંયમી, ડાહ્યા અને નિઃસ્વાર્થી પુરુષો વધે એવી વ્યવસ્થા કરવાનું કામ અને એવી કેળવણી આપવાનું કામ ખાસ જરૂરનું છે.

હિંદનું રાજ્ય કોઈએક રાજાના હાથમાં હોત, ઈંગ્લૅંડના રાજાના હાથમાં હોત તોપણ જ્યારે બન્ને પ્રજાના મહાપુરુષો સારી સૂચના આપે ત્યારે તે રાજા ઉપર તેની અસર થાય અને પોતાની મરજી પ્રમાણે કરવા તે સ્વતંત્ર હોય. તેથી સુધારા પણ જલદી થઈ શકે અને લોકોનું જીવન લોકોના આદર્શ પ્રમાણે સુધારી શકાય; પણ હિંદનું રાજ્ય કોઈ એક રાજાના હાથમાં નથી. હિંદના ગવર્નર જનરલ પણ પરતંત્ર છે. તેના ઉપર હિંદના વજીર, તેના ઉપર અંગ્રેજી પાર્લામેન્ટની સત્તા અને પાર્લામેન્ટ પણ બહુમતિના ઠરાવ પ્રમાણે ચાલે. એ બહુમતિ પણ પાંચ છ વર્ષે અથવા તે પહેલાં ફરી બેસે. એટલે કોઈને બીજાના લાભની ચિંતા રહે નહિ. બધાને સ્વાર્થનો વિચાર, ઈંગ્લૅંડનું કેમ ભલું થાય તેનો જ માત્ર બહુમતિ વિચાર કરે.

હિંદની પ્રજા ઉપર અંગ્રેજી પ્રજાનું રાજ્ય છે. તે આખી પ્રજાના વિચાર ફેરવવાનું કામ સહેલું નથી. તેની સામે આ દેશની આખી પ્રજા અવાજ કરે ત્યારે જ તે અવાજ સંભળાય તેમ છે.

એટલું કરતાં છતાં પણ ઈંગ્લેંડના વેપારી અને ધનાઢ્ય માણસો પોતાના વેપારના રક્ષણ માટે પોતાના ધનની મદદથી પાર્લામેન્ટની ચૂંટણી વખતે જાહેરપત્રો પોતાના હાથમાં લઈ ત્યાંના લોકોનાં મન એવાં ફેરવી નાખે છે કે ત્યાંના લોકો સત્ય જોઈ શકતા નથી. જ્યાં ધનની મદદથી વેપારી બુદ્ધિવાળા માણસો પાર્લામેન્ટમાં મોકલવામાં આવે અને તે માણસો પોતાને ગમે તેવી રીતે, બહુમતિના રક્ષણ નીચે વર્તે ત્યાં તેવા સંજોગોમાં ઇંગ્લેંડમાં પણ ખરું સ્વરાજ્ય ઉત્પન્ન થઈ શકે નહિ, મજૂરોની દશા ખરાબ થાય, ગરીબ માણસ વધારે ગરીબ થાય, સ્વાર્થના જ વિચારનું અભિમાની શિક્ષણ મળે, બીજાં રાજ્યો ઉપર અમલ કરી આવેલ અમલદારોને અમલદારીનો કેફ રહે અને સામાન્ય જીવનમાં સારા સંસ્કાર ઉત્પન્ન થાય નહિ. એવી પ્રજાનું હિંદ ઉપર રાજ્ય છે. એવી પ્રજાના આગેવાનોના વિચાર ફેરવી શકાય ત્યારે અહીં નવું જીવન શરૂ થાય.

ડૉ. રવીન્દ્રનાથ ટાગોર કહે છે કે, 'માણસ જ્યારથી સમાજમાં રહેવા લાગ્યો ત્યારથી તેનો આદર્શ નિઃસ્વાર્થતા છે; પણ પ્રજાત્વ આવ્યું એટલે પ્રજાનો આદર્શ તે તેનો આદર્શ થઈ રહે છે. તેથી વ્યક્તિમાં જ્યારે સ્વાર્થ જણાય છે, ત્યારે તેનો તિરસ્કાર કરવામાં આવે છે. પરંતુ પ્રજામાં જ્યારે તે જણાય છે ત્યારે તેની સ્તુતિ કરવામાં આવે છે. આમ કરવાથી નીતિના વિચારો ગૂંચવણમાં આવી પડે છે અને વ્યક્તિનો ધર્મ અને પ્રજાનો ધર્મ જુદા પડે છે.

પ્રજાઓની અનીતિ ભરેલી વાસનાઓ જેને અત્યારે

સ્વદેશભક્તિનું નામ આપવામાં આવે છે તે ખુલ્લે મોઢે આખા જગતમાં ઘેર ઘેર વાસ કરી રહેલ છે. તેવી સ્વદેશભક્તિ એક બહુ મોટો સદ્ગુણ મનાય છે. તેણે પોતાનો ચેપી તાવ આખી દુનિયા ઉપર પ્રસારી મૂક્યો છે અને તે તાવની લાલી પોતાના મુખ ઉપર આવે તો જ સારામાં સારી તંદુરસ્તીનું નિશાન મનાય છે. ઘણા નિર્દોષ લોકોને પણ એમ લાગે છે કે, 'એવા તાવની ગરમી સન્નિપાત જ્વરથી પટકાયલા આપણા પાડોશી જેટલી આપણને કેમ ચઢી નથી, બીજી પ્રજાઓ જેટલી લડાયક છે તેટલી આપણી પ્રજા શા માટે થઈ શકતી નથી?' આવી લાગણીથી તેઓ મનમાં અસંતોષ માને છે.

વળી જે પ્રકારના જીવનને જેટલી કિંમત પશ્ચિમના દેશોમાં અપાય છે તે જીવનને તેટલી કિંમત અહીં અપાતી નથી. યુરોપના દેશોમાં વસ્તીના પ્રમાણમાં ખાવાની વસ્તુઓ ઉત્પન્ન થતી ન હોવાથી, તેઓને બહારના દેશો જીતવાની અને વેપાર વધારવાની જરૂર પડી. તેને માટે બીજા દેશોને તાબે રાખવાની જરૂર લાગી, તેમના જીવનનો મુખ્ય આદર્શ વેપાર વૃદ્ધિ કરવામાં રહ્યો. જેમ વેપાર વધે, પૈસો વધે તેમ તેનું રાજ્ય સારું ગણાય. ત્યાં એક જ મુખ્ય પુરુષાર્થ અને તે અર્થપ્રાપ્તિ અને તેના પરિણામમાં થતી કામતૃપ્તિનો બીજો પુરુષાર્થ. જેવી વિદ્યા તેવી કળા, જેવી રાજ્યપદ્ધતિ તેવી સમાજવ્યવસ્થા. યુરોપમાં કેટલાક દેશમાં પ્રજાને હંમેશાં લડવાની તૈયારી રાખવી પડે છે, તેથી દરેક માણસને લડાઇનું કામ શીખવું પડે છે; દેશની મરજી પ્રમાણે ચાલવું પડે

અને દેશની મરજી એટલે પાર્લામેન્ટમાં બહુમતિની મરજી. તેમની મરજી પ્રમાણે લડાઇમાં જવું પડે અને મિત્રને મારવાનું કામ પણ કરવું પડે. આ પણ એક જાતની પરાધીનતા છે.

યુરોપમાં આજે જેને સુધારો કહેવાય છે, તે માત્ર ઊંચા પ્રકારનું જંગલીપણું છે. ખરો સુધારો માણસનાં મન સુધારે છે. જ્યારે ગુલામોનો વેપાર હતો ત્યારે જંગલીપણું પ્રત્યક્ષ જણાઈ આવતું હતું. હાલ ગુપ્તપણે લૂંટ ચાલતી હોવાથી જંગલીપણું ગુપ્ત રહે છે. જ્યાં પોતાના આદર્શ પ્રમાણે જીવવાની સત્તા રહેતી નથી, ત્યાં મરણ એ જ મોક્ષનો રસ્તો રહે છે. જ્યાં જીવન એટલે કાયમની નોકરી, જ્યાં સ્ત્રીઓ પોતાના રજોગુણી સ્વભાવને વશ રહે, વેપારમાં માત્ર નફા તરફ જ ધ્યાન રહે, ત્યાં ખરાં સુધારાની આશા રહેતી નથી. આ સંજોગોમાં પ્રજામાં લડાયક સ્વભાવ આવે છે, વેપારની હરિફાઈથી મનમાં રાગદ્વેષ રહે છે અને તે માત્ર લડાઈથી જ શાંત થાય છે.

ગુજરાતના પ્રસિદ્ધ ગ્રંથકાર ગોવર્ધનરામભાઈ લખે છે કે, 'અંગ્રેજી વિદ્યા માણસની વિચારશક્તિને ઉદ્ધત બનાવી મૂકે છે. અસંતુષ્ટ વૃત્તિ સર્વ પાશ્ચાત્ય પ્રવૃત્તિનું મૂળ છે. તે પ્રવૃત્તિને ઉત્પન્ન કરે છે, વધારે છે અને દૃષ્ટિમર્યાદાના જેવી ફળપરંપરા દેખાડે છે. તે વૃત્તિથી માણસ ફળ પ્રાપ્ત કરવા ઉતાવળું બને છે અને અધીરું થાય છે. સ્વાભાવિકપણે ફળ મેળવતાં વાર લાગે છે. તે આ વૃત્તિને પ્રતિકૂળ થાય છે. એક જ ફળ શોધી બેસી રહેવાનું નહિ પણ ફળ ઉપર ફળ ખોળ્યા કરવાનાં અને તે પણ આટલી ઉતાવળથી; એટલે આ

વૃત્તિવાળાં મન સટોરિયા જેવી પ્રવૃત્તિવાળાં થઈ જાય છે. ભૂતકાળનો અનુભવ શોધ્યા વગર, વર્તમાન સ્થિતિ જોયા વગર, આતુર મન ભવિષ્ય શોધવા નીકળે છે અને સાધન વિના ફળ ઇચ્છે છે. વર્તમાનથી અસંતુષ્ટ ચિત્ત દૃષ્ટિ આગળ ઊડતું ભવિષ્ય ઝડપે છે અને એ ભવિષ્યની પાછળ ઊભેલું ભવિષ્ય દૃષ્ટિએ પડતાં કંપારી ખાય છે.'

આવી વિદ્યાએ સાંચાકામનો ઉપયોગ ઝડપથી સ્વીકારી લીધો છે; કારણ કે તેનાથી ધન ઓછી મહેનતે વધે છે. પણ જ્યારે ધનવાન વધારે ધનવાન થાય છે ત્યારે ગરીબ વધારે ગરીબ થાય છે. હાથવણાટની જગ્યાએ કાપડની મિલો, ઘંટીને બદલે લોટ દળવાની મિલો, ચોખાની મિલો, તેલની મિલો, શણની મિલો, ગાડાને ઠેકાણે રેલવે, મોટરો વગેરેના ઉપયોગથી ગરીબ માણસની રોજી તૂટી છે. જ્યારથી યુરોપની પ્રજા આવી, અહીંનો વેપાર તોડી ધન લઈ જવા માંડી ત્યારથી લોકોને નવા વિચાર કરવા પડ્યા. લોકોએ જોયું કે, હવે માત્ર ધર્મ અને મોક્ષ આદર્શ તરીકે નભી શકે તેમ નથી. નવા સંજોગોમાં નવાં કર્મ, નવા ધર્મ દાખલ થયા. જેમ બીજા દેશોમાં ધનવાનોના જુલમ સામે મજૂરોની હડતાલ વગેરે થવા લાગ્યું, તેમ અહીં પણ બીજા પ્રકારની હડતાલ કે જેનું નામ સત્યાગ્રહ અથવા અસહકાર કહેવાય છે તેનો જન્મ થયો. આ બધા દુઃખનું કારણ તો બધા દેશમાં એક જ છે અને તે એ છે કે, પ્રજાના સંઘો ભેગા થઈ કેવળ પૈસો વધારવાના ઉદ્દેશથી જ બીજાના દેશો જીતવા માંડ્યા. તેની અસર બીજા દેશો ઉપર થઈ. પરિણામમાં વિદ્વાન કરતાં ધનવાનને વધારે માન મળ્યું.

આવા સંજોગોમાં સ્વરાજ્યનો અર્થ એ થયો કે, દેશનું ધન વધારવું. તેથી જ્યાં સુધી ધનવાનને ધનનો સ્વાર્થ રહેશે, ત્યાંસુધી મજૂરોના ઝગડા, તેમનો અસંતોષ અને તેને પરિણામે સત્યાગ્રહ પણ ચાલુ રહેશે. મજૂરો વિચાર કરતાં શીખશે, અસ્પૃશ્ય લોકો સ્પૃશ્ય મનાશે, કેટલાક દોષ મટશે અને કેટલાક નવા દોષ ઉત્પન્ન થશે.

જે લોકો મજૂરવર્ગના ગણાય છે તેઓનું જોર વધશે, તેથી મજૂરી કરનાર માણસ ગુણવાન મનાશે. તેનાથી શરીર સારાં થશે, પણ મન સારાં કરવા જેટલી ફુરસદ રહેશે નહિ. મજૂરી મોંઘી થશે એટલે બુદ્ધિવાળા માણસોને પણ હાથે કામ કરવાની ફરજ પડશે અને તેથી તેમની બુદ્ધિના વિકાસ માટે જોઈએ તેટલો વખત રહેશે નહિ.

અસહકાર એ ખોટી રાજનીતિની સામે થવામાં ઉપયોગી સાધન છે. તેનું કારણ એ છે કે, તેમાં ઘણા માણસ એક સાથે કામ કરી શકે છે અને સામે થનાર બધામાં મોટી બુદ્ધિની જરૂર પડતી નથી; પણ નવા અને ઊંચા આદર્શવાળું રાજ્ય સ્થાપવું હોય તો તેમાં બુદ્ધિવાન, જ્ઞાની અને વિદ્વાન પુરુષોની જરૂર પડે છે. તેમાં ઘણા વિરુદ્ધ સ્વભાવનો સમન્વય કરવો પડે છે. ઘણા મુશ્કેલ પ્રશ્નો ઉકેલવા પડે છે. રાજ્ય ભાંગવું સહેલું છે પણ રાજ્ય સ્થાપવું અને નભાવવું તેટલું સહેલું નથી.

મજૂરો કે ધનવાનો રાજ્ય માટે પૂરેપૂરા લાયક છે એમ તો કહી શકાય નહિ; તેથી નવો આદર્શ જરૂર ઉત્પન્ન થવાનો. પ્રજાતંત્ર રાજ્યમાં પણ બહુમતિવાળા ઓછા મત-

વાળા ઉપર ઓછો જુલમ કરતા નથી.

પ્રજાતંત્ર રાજ્યમાં લોકોની ચૂંટણીની પદ્ધતિ દાખલ કરવામાં આવી છે તે પણ એટલી ખર્ચાળ છે—એટલે કે જેને ધારાસભામાં જવું હોય તેને એટલું ખર્ચ થાય છે કે મોટે ભાગે પૈસાદાર લોકો જ તેમાં ભાગ લઈ શકે છે. ગરીબ માણસ હોય, તે વિદ્વાન હોય, રાજ્યમાં સારા ફેરફાર કરવા માટે સલાહ આપવા જેટલી તેનામાં બુદ્ધિ હોય; તેને ધારાસભામાં જવાની તક મળતી નથી. કેટલાક અપવાદ બાદ કરતાં ધન અને વિદ્યા એક ઠેકાણે રહેતાં નથી. તેથી સારા વિદ્વાનોને ધારાસભામાં બેઠક મળતી નથી. હિંદની રેલવેનું આવકજાવકનું બજેટ દર વર્ષે લગભગ બે અબજનું થાય છે. તેના ઉપર ચર્ચા કરવા અનુભવી માણસની જરૂર છે. તેવા માણસ હિંદમાં બહુ થોડા છે. તેમાંથી કોઈ ધારાસભામાં જવા મહેનત કરી, ખર્ચ કરે, પણ તે સફળ થતા નથી.

જેમ સ્વતંત્ર રાજાના રાજ્યમાં રાજા સદ્‌ગુણી ન હોય તો અનેક ભૂલો થવાનો સંભવ છે, તેમ બહુમતિથી ચાલતા પ્રજાતંત્ર રાજ્યમાં પ્રજા સદ્‌ગુણી ન હોય તો પણ અનેક ભૂલો થવાનો સંભવ છે. ઘણા મૂરખ માણસનું કામ એક ડાહ્યા માણસના કામથી વધારે સારું થતું નથી. ઘણા ધનવાનો ધારાસભામાં જાય તે કરતાં ગરીબ પણ વિદ્વાન પુરુષો પણ ત્યાં જઈ શકે તેવી યોજના હોવી જોઈએ અને થોડા મતવાળાની વાતને પણ વજન આપવું જોઈએ.

ધનવાનોના રાજ્યની સામે થવામાં મુખ્ય બળવો રશિયાના મજૂરોએ કરેલ છે. ત્યાં બોલ્શેવિકો એટલે કામદાર

વર્ગનું રાજ્ય થયું છે અને ત્યાં એવો ધર્મ ફેલાયેલો છે કે, દરેક માણસે રાજ્યને માટે શરીરથી કામ આપવું જોઈએ, અને આ હેતુ પૂરો થાય એટલા માટે આત્મજ્ઞાન મળે એવું ધાર્મિક શિક્ષણ ઘણું ઓછું કરવામાં આવેલ છે. વળી આવી રાજનીતિ બીજા દેશોમાં ફેલાય એવું ત્યાંના માણસો ઈચ્છે છે. આવી નીતિથી થોડુંક સારું પરિણામ આવશે અને થોડુંક ખરાબ પરિણામ પણ આવશે. આ નીતિથી મજૂરોનું સામાન્ય આર્થિક જીવન સુધરશે, પણ તે સુધારવામાં દરેક પાસેથી શરીરનું કામ લેવાનું હોવાથી વખત એટલો બધો રોકાઈ જશે કે આત્માના અનુભવ માટે જે શાંતિની જરૂર છે તે મળશે નહિ. બધા માણસો ઉપર શારીરિક કર્મ કરવાની ફરજ નાખવાથી સમાજનું કામ સમતોલ રહેતું નથી. જેમ શરીરના કામની જરૂર છે, તેમ માનસિક કામની અથવા બુદ્ધિના વિકાસની અને આત્મજ્ઞાનની પણ જરૂર છે.

આટલી બાબત પર વિચાર નહિ થાય ત્યાં સુધી સાચું શિક્ષણ મળશે નહિ અને તે સિવાય સ્વરાજ્યનો સાચો અર્થ પણ સમજાશે નહિ. વ્યક્તિની કેળવણીનું કામ એ જગતમાં શાંતિ રાખવાનું કામ છે. જ્યારે ઘણા માણસો ખોટી વાતોને સાચી માનવા લાગી જાય છે, ત્યારે સત્ય અંધારામાં રહી જાય છે અને જ્યારે સત્ય અંધારામાં રહી જાય છે ત્યારે માણસો ખોટી વાત સાચી માને છે. પૈસો એ પરમેશ્વર નથી, તેથી પ્રજાનું લક્ષ્ય માત્ર તે વધારવા તરફ ન રહેવું જોઈએ. તેનાથી લોભ, કામ અને

ક્રોધ વધે છે. આ દુર્ગુણો દાબવા માટે સાચી કેળવણી-
ની જરૂર છે તે માટે નીચેની બાબત ઉપર વિચાર કર-
વાની જરૂર છે.

(૧) કેળવણી શાને કહેવી ?
(૨) શું શીખવું ?
(૩) શિક્ષણનો હેતુ શો છે?
(૪) કોને શીખવવું ?
(૫) ક્યારે શીખવવું ?
(૬) ઘરમાં શું શીખવવું અને નિશાળમાં શું શીખવવું ?
(૭) કેવી રીતે શીખવવું ?
(૮) શિક્ષક કેવા જોઈએ ?

મહાત્મા ગાંધીજીના સત્યાગ્રહ આશ્રમનો મુખ્ય હેતુ સત્ય સમજાવીને સત્યાગ્રહની કેળવણી આપવાનો હતો, પરંતુ ત્યાં પણ શરીરના કર્મ ઉપર બહુ ભાર દેવાથી, સત્યરૂપ આત્માનું જ્ઞાન આશ્રમવાસી લઈ શક્યા નહિ; અને તેથી આશ્રમનું નામ 'ઉદ્યોગમંદિર' રાખવું પડયું હતું. મનનું કામ એ પણ કામ છે, એ વાત ત્યાં ભૂલી જવાઈ હોય તેમ લાગે છે; એટલું જ નહિ પણ સ્વરાજ્યની ચળવળમાં બુદ્ધિની કેટલી જરૂર છે તે ઘણા અસહકારી માણસો સમજવાનો પ્રયત્ન કરતા નથી. આગળના વખતમાં પણ જ્યારે પ્રજા, રાજા સાથે અસહકાર કરી સામે થતી ત્યારે પણ બન્નેના ટંટાનો ફેંસલો પ્રજાના બુદ્ધિવાન માણસો, કે જે મહાજન કહેવાતા હતા તેમની મદદથી થતો હતો.

વૈદિક કાળમાં બ્રાહ્મણો અર્થાત્ જ્ઞાની પુરુષોના કહેવા પ્રમાણે રાજ્ય ચાલતું. પાછળથી ક્ષત્રિયો સ્વતંત્ર થયા અને જ્ઞાની પુરુષો ઓછા થયા; તેથી ક્ષત્રિયો તેમનું કહેવું માનતા નહિ. તે પછી યુરોપના સંબંધથી અને સાંચાકામની શોધ-

થી અહીં અને બીજા દેશોમાં વેપારી સમાજોનું રાજ્ય થયું. તેટલા પ્રમાણમાં વિદ્વાનો અને આત્મજ્ઞાની પુરુષોની કિંમત ઘટી અને હવે જ્યારે મજૂરોનાં રાજ્ય ઉત્પન્ન થવા લાગ્યાં ત્યારે માણસનો આત્મા વધારે ભૂલી જવાય તેવો સંભવ છે. આ પૃથ્વી ઉપર પાછું જ્ઞાની પુરુષોનું તેજસ્વી રાજ્ય આવ્યા પહેલાં અજ્ઞાન વધે તેવો સંભવ છે. પૂર્ણ અંધકાર પછી તેજ આવે છે.. એક વખત એક અમેરિકન એલચી મારી સાથે મુસાફરી કરતા હતા. તેણે કહ્યું કે, 'અમેરિકામાં જીવન એટલું ખરાબ થતું જાય છે કે ત્યાં આત્મજ્ઞાનની બહુ જરૂર છે; પણ તે કેવી રીતે અને કોણ ત્યાંની સમાજને આપી શકશે તે સમજાતું નથી.' હજુ કેટલાંક વર્ષો સુધી મજૂરો, શૂદ્રો, કામદારો વગેરેનું જોર રહેશે, તેમના જીવનસંબંધની અને વિષયી વાતોથી ન્યુસપેપરો ભરાશે, જ્યાં ત્યાં સ્ત્રીઓનાં ચિત્રો છાપવામાં આવશે અને મન એટલાં ચંચળ રહેશે કે આત્માનો અનુભવ ગમશે નહિ અને તેને માટે વખત રહેશે નહિ. કળિયુગે નળરાજાને હેરાન કર્યો તેમ સમાજને હેરાન કરશે અને દમયંતીનો વિલાપ ઘેર ઘેર સંભળાશે.

મજૂરની રાજનીતિથી ગરીબાઈ ઓછી થશે, પણ આત્મા ખોવાઈ જશે. મજૂરો ભગવાનના ચરણ છે, પૂજવાલાયક છે; પણ ચરણને ચરણના કામમાં રાખવા જોઈએ, એટલે કે જેનામાં બુદ્ધિ ન હોય તે મજૂરીનું કામ કરે એમ માનીને કે બીજા વર્ણના માણસો પણ ભગવાનનાં અંગ છે અને તેમની સેવા તે ભગવાનની સેવા છે. હાથ અને પગ

હોજરીને કહે કે, અમે કમાઇએ તે તને શા માટે આપીએ? તો હોજરી કહેશે કે, હું અન્ન પચાવીને જે રસ તૈયાર કરું તે હાથ અને પગને શા માટે આપું? એ ખોટી દશા છે. માટે સૌએ પોતાના અધિકાર પ્રમાણે સેવા કરવી જોઇએ અને એમ માનવું જોઇએ કે, તેનો લાભ બીજાને મળે તોપણ અંતે પોતાને મળે છે; તેથી ચરણને માથાની જગ્યાએ મૂકવા ન જોઇએ–એટલે કે, જે મજૂરી કરે તે માણસને બુદ્ધિવાન કરતાં મોટો માનવો ન જોઇએ. બાળકના જન્મ વખતે માથું પહેલું નીકળે છે અને ચરણથી જ્યારે જન્મ થાય છે ત્યારે કસુવાવડની બીક રહે છે.

મજૂરો વેપારની હરીફાઇ બંધ કરી શકશે, મજૂરીના આદર્શ આપી શકશે, બિનરોજગારને રોજી આપી શકશે; પણ ઋષિમુનિઓના ધર્મ આપી શકશે નહિ. તેથી માણસનું જીવન તદ્દન સુખી થઇ શકશે નહિ. પરિણામી વસ્તુઓમાંથી મળતું સુખ, કાયમનું સુખ આપી શકશે નહિ. આપણા પશુ જેવા સ્વભાવનું બંધન એ ખરી રીતે પરદેશનું બંધન છે.

હાલ દરેક વર્ષે ઉત્પન્ન થતી પ્રજા અજ્ઞાનના સંસ્કાર શીખે છે. તેનાથી કામ–ક્રોધ વધે છે. તે જંગલીપણાનો વધારો કરે છે. નાની ઉંમરમાં ખોટું શીખવાનો બોજો વધી પડે છે. જ્યારે વાઘ અને સિંહ જેવા માણસો વધે છે ત્યારે જગત જંગલ જેવું થઇ જાય છે. સિનેમા, છાપખાનું, રેડિયો, કેળવણી, ન્યૂસપેપર વિગેરેથી રાજ્યકર્તા પ્રજા ઉપર ધારે તેવી અસર કરી શકે છે અને જ્યારે રાજ્ય કરનાર વેપારી અને સ્વાર્થી હોય ત્યારે પ્રજાનાં મન પણ સ્વાર્થી થવા લાગે છે.

વસ્તી વધવાનો નિયમ રહેતો નથી અને અંતે ભણેલાને ભૂખે મરવાનો વખત આવે છે. દરેક દેશમાં પ્રજાનો ઘણો વર્ગ અજ્ઞાની હોય છે અને તે સ્વતંત્ર નથી. તેના ઉપર નવી જાતનાં બંધન રહે છે.

પણ હિંદનું સ્વરાજ્ય કદાચ નવી દિશા બતાવે. રશિયાએ જેમ મજૂરોથી શરૂઆત કરી, તેમ હિંદમાં કદાચ ધાર્મિક માણસોથી નવા રાજ્યની શરૂઆત થાય. અહીં ત્યાંની પાર્લામેન્ટના જેવી પાર્ટીઓ થવાને બદલે મહાત્માઓ અને મૌલવીઓ કાઉન્સિલોમાં જાય, અને તેમની સાથે ક્ષત્રિયો, ખેડૂતો, કારીગરો, વેપારીઓ, જમીનદારો, વકીલો, દાક્તરો, ઇજનેરો, શિક્ષકો, સ્વયંસેવકો, સ્ત્રીઓ, અંત્યજો અને ભરવાડો, વગેરે ધારાસભામાં જાય તો નાતજાતના ભેદને બદલે, કામ પ્રમાણે સભ્યો ચુંટાય અને સૌ ભેગા મળી પોતપોતાના કામ માટે, અને જીવન સુધારવા માટે જે જે કાયદાઓની જરૂર હોય તે ધારાસભામાં રજૂ કરે અને કઈ કઈ બાબત ઉપર કાયદાની જરૂર છે તે નક્કી કરે. તે ઉપરાંત એક એવી સ્વતંત્ર, કુશળ અને નિષ્પક્ષપાતી પુરુષોની સભા કરવી જોઈએ કે જેમાં પહેલી ધારાસભાએ માગેલ કાયદા કેટલે અંશે અને કેવી રીતે પાળી શકાય તે માટે જરૂરિયાત જોઈ કાયદા ઘડે. આ કાયદા કેટલે અંશે અમલમાં લાવી શકાય તેમ છે તે માટે તે પછી વહીવટી અમલદારોનો મત લેવાય અને છેવટે તે માટે ઇલાકાના ગવર્નરની મંજૂરી લેવાય. તે મંજૂરી મળ્યા પછી પાછા તે કાયદા પહેલી ધારાસભા પાસે છેવટની

મંજૂરી માટે જાય.. આ પ્રમાણે રચના કરવાથી રાજ્ય કરનાર ઉપર અંકુશ રહી શકે છે અને પ્રજા પણ ગેરવાજબી માગણી કરે તો તેના ઉપર પણ અંકુશ રહી શકે તેમ છે. નાતજાત પ્રમાણે અથવા અમુક માણસ અમુક ઠેકાણે રહે છે તેથી રહેઠાણ પ્રમાણે ચૂંટણીનું ધોરણ દાખલ કરવાથી નાતજાતના ભેદ વધશે અને ધારાસભામાં જગ્યા લેવા માટે અયોગ્ય ઉપાય લોકો વાપરતાં શીખશે. આજના બાળક ત્રીસ વર્ષ પછીની ધારાસભાના મેમ્બર થશે તેથી તેમને જેવા બનાવવા હોય તેવું શિક્ષણ હમણાંથી આપવું જોઈએ. અત્યારથી હિંદુ અને મુસલમાનના ભેદો કાઢી નહિ શકીએ, તો હાલનાં બાળકોનાં મગજમાં પણ તે પવન રહેશે અને ઘણાં વર્ષો સુધી ખરાબ સંસ્કારમાં આ દેશ સપડાઈ જશે.

અહીં ભારે લશ્કરી ખર્ચથી, સરકારી નોકરોના ભારે પગારથી, અનેક જાતના કરથી અને વેપારની હરીફાઇથી એટલી બધી ગરીબાઈ આવી ગયેલી છે કે તે દૂર કરવાની પહેલી જરૂર જણાય છે. એવી દશામાં જ્ઞાનની વાતો સાંભળવાની કોઇને ફુરસદ નથી. પહેલાં સ્વરાજ્ય લેવું જોઈએ એટલે પ્રજાને ગમે તેવું રાજ્ય સ્થાપવાની પ્રજાને સત્તા રહે તેવું થવું જોઈએ. તે પછી તરત વેપારને રક્ષણ આપે તેવી અને ગરીબાઈ દૂર કરે તેવી જકાત નાખવી જોઈએ, કર ઘટાડવા જોઈએ. નોકરોના પગાર યોગ્ય કરી, સમાજના કઢંગા રિવાજ સુધારી વેપારી બુદ્ધિવાળું સ્વાર્થી જીવન ફેરવવાની જરૂર છે.

એટલું ખરું છે કે, વ્યવહારકુશળ માણસો ધારાસભામાં જાય તો દેશને વ્યાવહારિક લાભ મળે એટલે કે ગરીબોને અને ખેડૂતોને રાજ્યની મદદ આપી એની સુધારાય; તેમને રહેવા માટે સારાં મકાન, ભણવા માટે સારી નિશાળો, દુકાળ માટે મદદ, સારાં દવાખાનાં, સુવાવડના પ્રસંગો માટે સારી કેળવાયેલ બાઈઓ, મધ્યમ વર્ગના માણસો માટે યોગ્ય નોકરી, વાંચવા માટે મફત પુસ્તકાલયો વગેરે મળી શકે.

દુકાળ સામે ટકવા માટે જે વર્ષમાં સારી કમાણી હોય તે વર્ષમાં ખેડૂતો દાણો અથવા પૈસો બચાવી શકે તે પ્રમાણે વ્યવસ્થા થવી જોઈએ અને તે ઉપરાંત રાજ્યની આવકમાંથી પણ એક દુકાળફંડ જુદું કાઢી રાખવું જોઈએ. વળી ખેડૂતોને ઉધાર પૈસા જોઈએ ત્યારે ઓછે વ્યાજે મળી શકે તેવી બેંકો સ્થાપવી જોઈએ કે જેથી તેઓ વાણિયના ભારે વ્યાજમાંથી બચી શકે.

મોટા રાજ્યમાં રાજા પોતે દરેક માણસની સંભાળ લઈ શકતો નથી. ઈલાકાના ગવર્નરો દરેક ખેડૂતની મુશ્કેલી જાતે જોઈ શકે નહિ; તેથી જેમ નાના પ્રાંત તેમ અમલદારો પ્રજા ઉપર વધારે ધ્યાન આપી શકે. કલેક્ટર એટલે પૈસા ભેગા કરનાર, રાજાની જગ્યા લઈ શકે નહિ. તેમાંના ઘણાખરા ઈંગ્લેંડથી આવેલા અને ત્યાં જઈ પાછળની જિંદગી ગાળવાના હોય છે, તેથી જેમ ઈંગ્લેંડનું ભલું થાય તે દૃષ્ટિથી તે કામ કરે. માત્ર હિંદીનું જ ભલું થાય એ દૃષ્ટિથી તે કામ કરી શકે નહિ. '

પહેલા હિંદુસ્થાન ઉપર જ્યારે પરદેશી રાજાઓ ચઢાઈ કરતા ત્યારે એક વાર ધન લઈને જતા રહેતા અથવા મોગલોની માફક કાયમને માટે અહીં રહેતા. અંગ્રેજી રાજ્યમાં તો દર વર્ષે અનેક માણસ અનેક રીતે ધન લઈ જાય છે; તેથી દુકાળ માટે પણ સંગ્રહ રહી શકતો નથી.

પરદેશી રાજ્ય પોતાની આસુરી શક્તિથી રાજ્ય કરે છે તેથી તે શક્તિની અસરથી પરતંત્ર પ્રજા વધારે પરતંત્ર બને છે. તે પ્રજામાં હિંમત, આત્મભોગ, સ્વમાન વગેરે આવતાં નથી; તેથી હિંદનો ઈંગ્લૅંડ સાથેનો સંબંધ હિંદની મરજી પ્રમાણે થવો જોઈએ, ઈંગ્લૅંડ તરફથી ફરજિયાત હોવો જોઈએ નહિ.

ઉપર કહ્યું તેમ મોટા રાજ્યમાં ગરીબ માણસ તરફ પૂરતું ધ્યાન રહેતું નથી. અમેરિકા નાનાં નાનાં રાજ્યોનું બનેલું હોવાથી ત્યાં લોકોના લાભ સારી રીતે જળવાય છે. દરેક લડાઈમાં કોઈ મોટું રાજ્ય નાનું થાય છે અને કોઈ નાનું રાજ્ય મોટું થાય છે. લગભગ દરેક લડાઇમાં ઈંગ્લૅંડે પોતાની સત્તા વધારવાની મહેનત કરી છે અને તેને પરિણામે તેનું રાજ્ય એટલું વધી ગયું છે કે તેની પાર્લામેન્ટની સત્તા તેની ઉપર રહી શકતી નથી. અંતે કેનેડા, દક્ષિણ આફ્રિકા કે આયર્લૅંડ જેવા તેના રાજ્યના બહારના ભાગ લગભગ સ્વતંત્ર થવા લાગ્યા છે. એક રીતે તેનાથી પૃથ્વીમાં વધારે શાંતિ રહેશે. મોટું રાજ્ય નાનાને દબાવે, પણ જ્યાં ઘણાં નાનાં રાજ્ય હોય ત્યાં કોઈ બળવાનની બીક રહેતી નથી. અંગ્રેજી સામ્રાજ્યના આ પ્રમાણે ભાગ થયા પછી માત્ર રશિ-

યાનું એક મોટું રાજ્ય રહેશે. તે ઉપરાંત જાપાન પણ પોતાના રાજ્યનો વિસ્તાર કરવા પ્રયત્ન કરે છે. તેથી હવે લડાઈનું ક્ષેત્ર એશિયામાં થશે એવું લાગે છે.

તે લડાઈ વખતે જો અંગ્રેજો નીતિથી ચાલતા હશે તો બીજા દેશો તેમને મદદ કરશે અને જો અંગ્રેજી રાજ્ય અનીતિથી ચાલતું હશે, એશિયાના મુખ્ય ભાગ હિંદનો અસંતોષ ચાલુ હશે તો તેને કોઈ મદદ કરશે નહિ, અંગ્રેજી રાજ્યની પડતી આવશે અને પૃથ્વી ઉપર કાંઈક નવી જાતની વ્યવસ્થા થશે. હિંદુસ્થાનની અસહકારની ચળવળથી અંગ્રેજી રાજ્યની પ્રતિષ્ઠા ઘણી ઓછી થઈ છે અને જો તે રાજ્ય વખતસર ચેતશે નહિ તો અંગ્રેજી સંસ્કૃતિનો સૂર્ય ઇંગ્લેંડમાં જ આથમશે. આજકાલ વધતી જતી સાયન્સની શોધખોળથી મળેલ હવાઈ વિમાનરૂપ નવા હથિયારથી બીજા દેશો ઇંગ્લેંડનો ટાપુ સહેલાઈથી જીતી શકશે. ઇંગ્લેંડનો બચાવ તેની રાજનીતિમાં છે. તેનો સ્વાર્થ જ્યારે હદ ઓળંગી જશે ત્યારે તે પોતાનું ફળ ઉત્પન્ન કરશે.

પણ હિંદના સ્વરાજ્યનો આધાર બીજાની નબળાઈ ઉપર રહી શકે નહિ. લોકોએ પોતે પોતાનો રસ્તો કરવો જોઈએ. તેનું નામ જ સ્વરાજ્ય છે. કામ અઘરું છે તેનું કારણ હિંદની વિદ્યાકળામાં ધર્મને આગળ રાખેલ છે. હિંદના સારામાં સારા માણસો રાજદ્વારી ક્ષેત્રમાં જતા નથી, પણ મોક્ષનો માર્ગ લે છે; તેથી રાજદ્વારી જીવનમાં કંઈક અંશે સારા માણસોની ખોટ લાગ્યા કરે છે. ધર્મ તરફ બેદરકાર રહીને અહીંની પ્રજા સ્વરાજ્ય લઈ શકે તેમ નથી; કારણ કે

તેમ કરવાથી માણસનો સ્વભાવ પશુ જેવો બને છે અને જ્યાં માણસ પશુ જેવા થાય ત્યાં સ્વરાજ્ય મળે તે સ્વરાજ્ય કહેવાય નહિ.

એ ઉપરથી એમ નથી સમજવાનું કે, હિંદમાં કુશળ રાજનીતિજ્ઞ માણસો નથી. એવા ઘણા માણસો છે કે જે ઈંગ્લૅંડના વડા પ્રધાન કરતાં પણ ચઢી જાય. આવા પુરુષો દેશી રાજ્યોમાં દીવાનોની પદવી ભોગવે છે, અને કાઉન્સિલના મેમ્બરોમાં પણ કેટલાક સારા બુદ્ધિશાળી માણસો જોવામાં આવે છે.

તેથી હિંદના સ્વરાજ્યમાં માત્ર વ્યાવહારિક લાભ જોવાના નથી, માત્ર પૈસો વધે એ જ સ્વરાજ્યનો હેતુ હોવો ન જોઈએ. દેશમાં માત્ર પૈસો જ વધારવો હોય તો દરેક માણસે દેશના લાભ માટે લડાઈમાં ઊતરવા માટે તૈયાર રહેવું જોઈએ, વિધવાઓને ફરીથી પરણવાની છૂટ આપવી જોઈએ, સ્ત્રીઓને લડાઈનાં સાધન બનાવવાનું કામ શીખવવું જોઈએ, મોક્ષની વાત કરે તેનો દંડ કરવો જોઈએ, બીજાના દેશો લૂંટી આવે તેને ઇનામ દેવું જોઈએ અને ન્યૂસપેપરોને પૈસાની મદદ આપી, લૂંટને પુરુષાર્થના રૂપમાં લોકો સમજે તેવાં લખાણ આપવાં જોઈએ.

પણ આવી રીતે લાભ મળે તો હિંદની પ્રજા લઈ શકશે નહિ. તેનું કારણ હિંદમાં ધર્મ અને નીતિનું સારું જોર છે; તેથી હિંદના સ્વરાજ્યના વિચારમાં વ્યાવહારિક લાભ સાથે પારમાર્થિક લાભ પણ જોવો જોઇએ.

પારમાર્થિક દૃષ્ટિથી જ્યારે સ્વરાજ્યનો વિચાર થાય

ત્યારે નીતિને રસ્તે દેશમાં ધન વધે તેમ કરવું જોઇએ. પ્રજાના અમુક ભાગને જ લડાઈમાં જવાની ફરજ પાડવામાં આવે અને જેને પ્રભુની ભક્તિ કરવી હોય, વૈરાગ્ય રાખી જ્ઞાન લેવું હોય, આત્મસાક્ષાત્કાર કરવો હોય, તેમને તેમની મરજી પ્રમાણે ચાલવાની છૂટ જોઈએ.

જેમ એક સ્ત્રીને બે ચાહનારા હોય તેમાં સંપ રહેતો નથી, તેમ જેઓને આખી પૃથ્વી પોતાને માટે જોઈએ તેઓ વચ્ચે સંપ રહી શકતો નથી. તેથી પહેલાં સાચું જ્ઞાન અને ડહાપણ ફેલાવવાની જરૂર છે. તે પ્રજામાં હશે તો બીજું બધું સહેલાઇથી મળી રહેશે. બધા કહે છે કે અમારે સ્વતંત્રતા જોઇએ છે પણ સ્વતંત્રતા કેને કહેવી અને તેમને સ્વરાજ આપવામાં આવે તો કેવી રીતે ચલાવવું તેનો વિચાર કરતા નથી. ઘણા એમ સમજે છે કે સ્વરાજ એટલે ઠીક પડે તેમ વર્તવાની શક્તિ. પણ એ શક્તિનો ઉપયોગ કેવી રીતે કરવાનો છે એ વાત જ્યાં સુધી ચોખ્ખી ન થાય ત્યાં સુધી અંદર અંદર અવિશ્વાસ રહ્યા કરશે. સ્વરાજ્ય એટલે પ્રમાણિકપણું, ન્યાય, નીતિ અને નિઃસ્વાર્થતા એવો અર્થ કરી બધાને સમજાવવામાં આવે અને રાજ્ય એવું વર્તન કરે તો અંદર અંદરનો કુસંપ મટતાં વાર લાગે નહિ.

ધાર્મિક સ્વરાજ્યમાં નીતિ પ્રમાણે રાજ્યવ્યવસ્થા અને સમાજવ્યવસ્થા થાય છે. ધર્મવૃત્તિમાં સમભાવ રહે છે, સમભાવથી જીવનમાં નવો આદર્શ આવે છે. પશ્ચિમના દેશોમાં પણ થોડો વખત થયાં એવી વાત ચાલે છે કે, યુદ્ધ કરવું તે માણસનો હલકો સ્વભાવ છે, તેથી યુદ્ધ રાજનીતિમાંથી

રદ કરવું જોઇએ. એટલે કે રાજતંત્ર એવી રીતે ચલાવવું કે દેશ દેશ વચ્ચે યુદ્ધ થાય નહિ. એવા પ્રસંગ આવે તો અટકાવવા અથવા તેનો બીજી રીતે નિર્ણય લાવવો જોઇએ. કોઇ દેશને અન્યાય આપવો નહિ. આ પ્રમાણે પશ્ચિમમાં પણ જીવનનો આદર્શ અને સ્વરાજનો હેતુ ફરવા લાગ્યા છે. પ્રભુની ઘટનામાં આવા ફેરફારમાં ગર્ભિત સંકેત રહેલા હોય છે કે જે ઉતાવળથી વિચાર કરનાર માણસ એકદમ સમજી શકતા નથી.

એવા જ ફેરફાર કાંઇક અંશે એશિયામાં થવા લાગ્યા છે. ધર્મથી દાખલ થયેલ કેટલીક ખોટી રૂઢિઓ તુર્કસ્તાનમાં નાબૂદ થઇ છે. હિંદમાં પણ ધર્મમાંથી ખોટા રિવાજ નાબૂદ કરવાની જરૂર છે.

પણ માત્ર સંખ્યા વધારવાથી સંઘબળ વધે નહિ, હિંદુ ધર્મ અને મુસલમાન ધર્મમાં જે સારા સંસ્કાર છે, તે પ્રગટ કરવા જોઈએ. માત્ર આર્થિક ઉન્નતિ તરફ જ ધાર્મિક સંસ્થાએ લક્ષ રાખવું જોઈએ નહિ.

આર્થિક ઉન્નતિની જરૂર છે, પણ તેની સાથે મનુષ્ય-જીવનનો વિકાસ થાય એવા બીજા ઊંચા આદર્શ ભૂલવા જોઈએ નહિ.

ઉત્તમ વિચારથી ઉત્તમ જીવન મળી શકશે. આપણા ખ્યાલમાં ન હોય તે દિશામાંથી મદદ આવશે. હાલની જાગૃતિમાં ઇશ્વરની પ્રેરણા છે, તે જે આપે તે ખુશીથી સ્વીકારવું; કારણ કે તે ભૂલ કરે તેવા નથી. બીજા દેશોના રાજ-ધર્મ અહીં કામ આવી શકે તેમ નથી. કોઈ પણ એક દેશની

પ્રજા બીજા દેશની પ્રજા ઉપર લાંબો વખત રાજ્ય કરી શકી નથી. આ પૃથ્વી ઉપર કેટલાં રાજ્યો આવ્યાં અને ગયાં તેનો વિચાર કરો. એક માણસ બીજાને ગાળ આપે અને તેને અસર ન થાય તો આપનારને લાગે છે. જો પરદેશી પ્રજાના હથિયારની અસર આપણને ન લાગે તો તે હથિયાર તેમને વાગશે. જે શક્તિથી અંગ્રેજી પ્રજાએ અહીં મતભેદ દાખલ કર્યો છે, તે શક્તિથી તેમના રાજ્યના બીજા ભાગમાં એટલે કેનેડા, આફ્રિકા અને ઓસ્ટ્રેલિયામાં મતભેદ થવા લાગ્યા છે, તે પ્રદેશો ઇંગ્લેંડથી સ્વતંત્ર થવા લાગ્યા છે અને ઇંગ્લેંડનું ભવિષ્યમાં શું થશે તે હવે કલ્પી શકાય તેવી વાત છે. એ નાના ટાપુની મુશ્કેલીઓ દિવસે દિવસે વધતી જાય છે. તેઓએ પોતાની રાજનીતિથી પોતાની મુશ્કેલીઓ ઊભી કરી છે. આખી પ્રજાને ભગવાન વગરની કરી છે. જેમ ભગવાનનો આશ્રય ન લેનાર માણસ અધોગતિએ પહોંચે છે તેવી દશા ત્યાં થાય તો નવાઈ નથી. યુરોપની મુશ્કેલીઓ, એશિયાની ચઢતી બતાવે છે. એશિયાને સફેદ ચામડીના લોકોથી ભરવાની રાજનીતિએ દેવાળું કાઢયું છે; પણ અહીંના ઉદ્ધાર માટે માત્ર ઋષિમુનિઓએ ભૂતકાળમાં રચેલાં શાસ્ત્રો જોઈ સંતોષ માનવાનો નથી. નવા ઋષિ અને મુનિઓની જરૂર છે અને તેમણે નવા સંજોગો માટે તે જ હેતુ સિદ્ધ કરવા નવાં શાસ્ત્રો લખવાં પડશે. નાની નાતો ભાંગવી જોઈશે, ધર્મની ખોટી રૂઢિઓ તોડવી પડશે, સ્ત્રીઓમાં નવું જીવન દાખલ કરવું પડશે, કે જેથી તે જીવન ગર્ભમાં આવે; અસ્પૃશ્યતા દૂર કરવી પડશે, બધું અભિમાન છોડવું પડશે, જીવનમાં પ્રેમ લાવવો પડશે, જેને સ્વરાજ્ય જોઈએ તે શૂદ્રોના જીવન

તરફ બેદરકાર રહી શકે નહિ; તેમને પણ તેમનું જીવન સુધારવા માટે પૂરતી સગવડ મળવી જોઇએ. તેમનો આત્મા, બીજા આત્માથી જુદો નથી. ન્યાય અને પ્રેમથી ખરું સ્વરાજ્ય મળશે. પ્રભુની શક્તિએ આ દેશને જાગ્રત કર્યો છે, તે શક્તિ અહીંના લોકોને ચલાવશે, લોકો તે સમજી શકશે નહિ; પણ આ દેશનું સારું ભવિષ્ય તૈયાર છે તે વાત સમજી-સ્વીકારીને અમલમાં લાવવી જોઇએ.

કાળના ધર્મ પ્રમાણે વર્તમાનકાળમાં અર્થની તંગી દૂર કરવી એ જ જીવનના આદર્શ તરીકે ઘણે ઠેકાણે મનાય છે. તે આદર્શ સિદ્ધ થાય એટલી સ્વતંત્રતા મળે તેને વર્તમાન-કાળનું સ્વરાજ્ય કહી શકાય.

બધા પ્રકારથી મનુષ્યજીવન નિત્ય સુધરે તેને નિત્ય-સ્વરાજ્ય કહી શકાય. માત્ર પૈસાથી બધું જીવન સુધરતું નથી. ઊલટું ઘણી જગ્યાએ જ્યાં પૈસો વધારે હોય છે અને તેના પ્રમાણમાં સારા સંસ્કાર હોતા નથી, ત્યાં પૈસો માણસનો સ્વભાવ બગાડવાનું સાધન બને છે. તેથી અર્થ-પ્રાપ્તિ કરતાં વિદ્યાની વૃદ્ધિ સ્વરાજ્ય માટે વધારે ઉપયોગી માનવી જોઇએ. જ્યાં સુધી અંગ્રેજ જેવી ધનવાન પ્રજાને માત્ર ધનનો લાભ છે અને અહીંની પ્રજા ધન ઉત્પન્ન કરી આપે છે ત્યાં સુધી અહીંની પ્રજાને અંગ્રેજી રાજ્ય તરફથી પૂરતી કેળવણી મળશે નહિ; કારણ કે કેળવાયેલી પ્રજા પોતાના હક્ક બરાબર સમજે છે. હિંદના સ્વરાજ્યમાં ફરજિયાત મફત કેળવણી દરેક ગામડે શરૂ કરવી જોઇએ, કે જેથી લોકો સારું-ખોટું સમજી શકે, પોતાના વખતનો

સદુપયોગ કરી શકે, નીડર થાય, પોતાના ગુજરાનનું સાધન કરી લે અને સમાજમાં નવું ચેતન લાવે.

બધા દેશના ડાહ્યા માણસોએ ભેગા થઈ બધી પ્રજાનું ભલું કેમ થાય એ એક જ દૃષ્ટિ રાખી પોતાને જે માર્ગ સૂઝે તે પ્રમાણિકપણે બધા આગળ ખુલ્લો કરવો જોઇએ કે જેથી તેના ઉપર બીજા વિચાર કરી શકે. ખાનગી તહનામાં બંધ કરવાં જોઈએ, વ્યક્તિના જીવન ઉપર રાજ્યને એટલી બધી સત્તા ન જોઈએ કે જેથી વ્યક્તિનું આખું જીવન રાજ્યને અર્પણ કરી દેવું પડે. એવી સ્થિતિમાં માણસોને આત્મજ્ઞાન માટે ફુરસદ અને અનુકૂળતા રહેતી નથી. જર્મની, ઇંગ્લેંડ, રશિયા, ઇટલી અને અમેરિકામાં પ્રજાની એવી દશા થઈ પડી છે. ત્યાં પ્રજા રાજ્યના હથિયાર જેવી થઈ ગઈ છે. એ પણ એક જાતની પરતંત્રતા છે.

આર્થિક સ્વતંત્રતાની જરૂર છે પણ તેની સાથે વ્યક્તિ ઉપર નવાં બંધન નાખવાં ન જોઇએ. તેથી સ્વરાજની વ્યાખ્યા વારંવાર સ્પષ્ટ કરી લોકોને સમજાવવી જોઇએ. લડાઈ વખતે લડવૈયા શા હેતુથી લડે છે તે તેમને સમજાવવું જોઇએ. ભવિષ્યના નેતાઓમાં બ્રાહ્મણના જેવું આત્મજ્ઞાન, રાજપૂતના જેવી શૂરવીરતા, વૈશ્યના જેવી દાનવૃત્તિ અને શૂદ્રોના જેવો સેવાભાવ ચારે ગુણો હોવા જોઇએ. નહિતર તેઓનો સંપ કાયમ નભશે નહિ અને મહાભારતમાં લખેલું છે તે પ્રમાણે સુન્દ અને ઉપસુન્દ નામના બે ભાઇઓ તિલોત્તમા (એટલે ઉત્તમ તેલને) માટે લડશે.

મુખ્ય વાત સમજવાની એ છે કે, બધાને સમાન

હક્ક મળે એવી સમાજ બનાવવા કરતાં ગુણકર્મ પ્રમાણે સમાજની વ્યવસ્થા થાય તો વધારે સારું. જેઓ વિદ્યા આપી શકે તેવા હોય તેમને લડવાનું કામ સોંપવું જોઈએ નહિ. ૧૯૧૪–૧૭ની યુરોપની લડાઈમાં જ્યારે જર્મન પ્રોફેસર ઇન્સ્ટીનને લશ્કરની ભરતીમાં લઈ જવામાં આવ્યા અને જર્મન કૈસરને તેની ખબર પડી ત્યારે તેણે તરત જ હુકમ કાઢ્યો કે, 'પ્રો. ઇન્સ્ટીનને લશ્કરમાંથી રજા આપો, અને તેને ૪૫૦૦ માર્કનું વર્ષાસન બાંધી આપી તેને તેની શોધ કરવા દો.' આ પુરુષે એટલી શોધ કરી છે કે હજુ-સુધી યુરોપમાં તેના જેવી શોધ સાયન્સમાં કોઈએ કરી નથી: તે વિષે પાંચમા પ્રકરણમાં વધારે લખેલું છે. જેઓ રાજસી વૃત્તિવાળા હોય તેમને રાજ્ય કરવાનું કામ સોંપવું જોઈએ. સાત્ત્વિક વૃત્તિવાળા સલાહ આપી શકે. જે વેપાર કરી શકે તેને તે કામ આપવું જોઈએ અને જે મજૂરી જ કરી શકે તેમને મજૂરીનું કામ આપવું જોઈએ. કોઈએ એમ ન માનવું જોઈએ કે, પોતાનું જ કામ સારું અને બીજાનું ખરાબ છે. મિસિસ સરોજિની નાઈડુ જેવી અને મિસિસ બિસેન્ટ જેવી અદ્‌ભુત બુદ્ધિવાળી સ્ત્રીઓને આખો દિવસ રેંટિયો આપવો જોઈએ નહિ. તેવી સ્ત્રીઓએ સ્ત્રીઓનું જીવન સુધારવા માટે પોતાની બુદ્ધિનો ઉપયોગ કરવો જોઈએ. તે બાબત પણ સ્વરાજ્યમાં ઓછી ઉપયોગી નથી. આ પ્રમાણે વ્યવસ્થા કરવાથી સમાજ સુધરે છે અને રાજ્યવ્યવસ્થા પણ સારી ચાલે છે. તેથી જ વૈદિક કાળમાં જ્ઞાની પુરુષોને ભિક્ષા માગવાની છૂટ આપવામાં આવી હતી, કે જેથી તેઓને જ્ઞાન માટે પૂરતી ફુરસદ રહે અને

તે જ્ઞાન બીજાને આપી શકે; અને લોકો પણ વિદ્વાન સંન્યાસીઓની તન, મન અને ધનથી સેવા કરતા. વિદ્યાની કિંમત આપ્યા વગર વિદ્યા મળશે નહિ. ખરા સ્વરાજ્યમાં બધા પ્રકારના માણસ જોઈએ. જ્ઞાન આપનાર, રાજ્ય કરનાર, રાજ્ય નભાવવા માટે પૈસા આપનાર અને સેવા કરનાર પણ રહેવા જોઈએ.

રાષ્ટ્રીય શિક્ષણમાં એવું શિક્ષણ અપાવું જોઇએ કે જેનાથી માણસ પોતે સ્વતંત્ર વિચાર કરી શકે, બીજાઓને સારા વિચાર આપી શકે, પોતે પોતાનો ગુરુ થઈ શકે, ખોટે રસ્તે દોરવાય નહિ, પોતાના સ્વભાવ ઉપર સંયમ રાખે, મુશ્કેલીમાં ગભરાય નહિ અને નવો રસ્તો કાઢી શકે. ખરા સ્વરાજ્યમાં દેશના મોટા ભાગમાં રહેતા ગરીબ લોકોમાં ધન વધવું જોઈએ; એટલું જ નહિ પણ વિદ્યાકળા તે કરતાં પણ વધારે વધવી જોઈએ. વિદ્યાકળા પણ એવા પ્રકારની જોઈએ કે જેથી માણસ પોતાના આત્માને ઓળખી તેની શક્તિનો અનુભવ લઈ શકે, તેના આનંદમાં મસ્ત રહી શકે. શ્રીકૃષ્ણે અર્જુનને ગીતામાં કહેલું છે કેઃ—

श्रेयान् द्रव्य मयाद्यज्ञात् ज्ञानयज्ञः परंतप ।

હે અર્જુન! દ્રવ્ય વગેરે યજ્ઞ કરતાં જ્ઞાનયજ્ઞ શ્રેષ્ઠ છે.

આત્મજ્ઞાનની જરૂર જ ન હોય તો અંગ્રેજી ધોરણે રાજ્યવ્યવસ્થા કરવામાં હરકત નથી. આત્મજ્ઞાન માટે સત્ત્વગુણની જરૂર છે અને સત્ત્વગુણ રજોગુણને દાબ્યા વગર ઉત્પન્ન થતો નથી. જે જ્ઞાન શાંત મનમાં ઉત્પન્ન થાય છે, તે જ્ઞાન ઇચ્છા અને રાગદ્વેષવાળા મનમાં ઉત્પન્ન થતું નથી.

રજોગુણમાં એક એ લાભ છે કે, તે તમોગુણી સ્વભાવને સુધારે છે, પણ એક એવો દુર્ગુણ છે કે તે સાચા જ્ઞાનને અટકાવે છે; તેથી હાલના પ્રવૃત્તિમય રજોગુણી વાતાવરણમાં હલકા લોકોનું જીવન વધારે સારું થવાનો સંભવ છે; પણ તે વાતાવરણ વિદ્વાનોને આત્મવિકાસમાં વિઘ્નરૂપ છે; તેથી જ એમ કહેવાય છે કે, આ કાળમાં મોક્ષ મળવો દુર્લભ છે. હાલ જ્ઞાનની કિંમત નથી. પૈસાની અને કર્મની કિંમત છે; છતાં કર્મમાં ઘણે ઠેકાણે નિષ્ફળતા જોવામાં આવે છે, તેનું કારણ તે કર્મ જ્ઞાન વગરનું હોય છે. જ્ઞાની માણસ કર્મ કેમ કરવું તે જાણે છે, તેનો રસ્તો બતાવી શકે છે. પોતે ક્રિયામાં આસક્ત ન હોવાથી ઘણાં કર્મ કરતો નથી, છતાં તેના થોડા કર્મનું પરિણામ ઘણું આવે છે.

હાલના કાળમાં આખી પૃથ્વીનાં રાજ્યોને એક બનાવી કેવી રીતે ચલાવવું તે બતાવનારની ખોટ છે. એવું સમજાવનાર અને કરી બતાવનાર નીકળશે ત્યારે એવું રાજ્ય ઉત્પન્ન થશે.

ખરું સ્વરાજ્ય તે જ કહેવાય કે જેમાં રાજાને રાજ્ય કરવામાં કાંઈ મહેનત પડે નહિ, જ્યાં લોકો પોતાના ધર્મ સમજી પોતાનું જીવન પોતાની મેળે સુધારતા રહે, જ્યાં જ્ઞાન એટલું ફેલાયેલું હોય કે ગમે તેવા પ્રસંગમાં સાચું શું, ખોટું શું, એ દરેક માણસ સમજી શકે; બીજાને દુઃખી કર્યા વગર પોતે સુખ લઈ શકે અથવા પોતે દુઃખી થાય તોપણ બીજાને સુખી જોઈ, પોતાને સુખી માને. આવા સંજોગોમાં જનક જેવા જ્ઞાની રાજ્ય કરી શકતા. આવા સ્વરાજ્ય માટે કેળવણીમાં મોટો ફેરફાર થવો જોઈએ. પહેલાં

તો રાજાઓએ જ અથવા તેમના નોકરોએ જ પ્રમાણિકતા અને પ્રેમનાં દષ્ટાંત દેખાડવાં જોઇએ કે જેની પ્રજા ઉપર અસર થાય. લોકો એટલા સુધરવા જોઇએ કે તેમના ઉપર રાજ્ય કરવાની જરૂર જ લાગે નહિ અને તેથી ઘણું જ થોડા ખર્ચે રાજ્ય કરી શકાય. મોટા લશ્કરની જરૂર રહે નહિ અને તેથી તેમાંથી જે પૈસો બચે તે લોકોને જ્ઞાન આપવામાં ખર્ચાય. ખરા સુધારા આવી રીતે થાય. જ્યાં સુધારાને નામે કમીશન નિમાય, કમીશનના મેમ્બરો માત્ર કાયદા વધારે, લોકોની માગણીઓ સમજવા પ્રયત્ન ન કરે અથવા માત્ર સ્વાર્થનો જ વિચાર કરે, ત્યાં ખરા સુધારાની આશા રાખી ન શકાય. સાયન્સની નવી નવી શોધથી પૃથ્વીના બધા દેશો બહુ નજીક આવતા જાય છે, અંતર ઓછું થતું જાય છે અને થોડાં વર્ષમાં એવો વખત આવશે કે જ્યારે બધા દેશો એક દેશરૂપ થઈ જશે. તે વખતે જૂના કાયદા અને રાજ્યની જૂની પદ્ધતિઓ કામ લાગશે નહિ અને યુનાઇટેડ સ્ટેટ્સ ઑફ અમેરિકાની માફક કદાચ પૃથ્વીનું સંયુક્ત રાજ્ય ઊભું કરવાનો પ્રસંગ આવે. એશિયા અને યુરોપ વચ્ચે લગ્નનો રિવાજ તો શરૂ થઈ ગયો છે. આવાં ચિહ્નો નવું જ જીવન ઉત્પન્ન થવાની તૈયારી બતાવે છે. હરીફાઇની જગ્યાએ સહકાર ઉત્પન્ન થઈ શકે, પણ તે પહેલાં પ્રજામાં જ્ઞાન ફેલાવવું જોઇએ.

જ્યારે પ્રજામાં જ્ઞાન ન હોય ત્યારે પ્રજાની જાગૃતિ એટલે હલકા સ્વભાવની જાગ્રતિ થાય છે. તે સ્વભાવ માત્ર સત્તા અને સ્વાર્થ માગે છે. વળી બધાને મહાત્મા કરી શકાતા

નથી. જે ધર્મ સંન્યાસી અને સાધુ સરળતાથી પાળી શકે તે ધર્મ બધાએ પાળવો જોઇએ એવું કહી શકાય નહિ. દેશમાં બંડ ઊઠે ત્યારે પોતાના કુટુંબનું રક્ષણ કરવું એ ગૃહસ્થોનો ધર્મ છે. અહિંસા એ તો મહાત્માનો ધર્મ છે. તેથી દરેક માણસ પોતાના જીવનચક્રમાં સંભાળથી રહે તો તેમાંથી નીકળી ધીરે ધીરે કેમ સંસ્કારી થઈ શકે તેવી સમાજની અને રાજની યોજના જોઇએ. હાલ જે લડાઈ ચાલે છે તેમાં બધા લોકોના સ્વાર્થ સમાયેલા છે. પહેલાંના વખતમાં ફક્ત ક્ષત્રિયો જ લડતા, તેથી બ્રાહ્મણ, વૈશ્ય અને શૂદ્રો પોતાનો ધંધો શાંતિથી ચાલુ રાખી શકતા. પણ હવે લડાઈ વખતે ઉંમર પ્રમાણે બધાએ લશ્કરમાં જોડાવું જોઇએ એવી આજ્ઞા રાજ્ય તરફથી થાય છે, એટલે સમાજમાં મોટા ફેરફાર થશે અને તે કેમ કરવા તેનો વિચાર કરવો પડશે. વિધવાઓ વધશે અને તેનો રસ્તો કરવો પડશે. તેનાથી માણસનું બી બગડી જવાનો સંભવ પણ છે. તેથી હવે આખી પૃથ્વી ઉપર એક રાજ્ય કર્યા વગર લડાઈ કાયમને માટે અટકશે નહિ.

હાલના સંજોગોમાં મૂડીવાળા અને મજૂરીવાળા પોતપોતાના સ્વાર્થમાં પડેલા છે. તેને અંગે હરીફાઈ વધી ગઈ છે અને ઘણા લોકોને દુઃખી કરી થોડા લોકો સુખી થવા મથે છે. તેના પરિણામમાં નીતિ અને વિદ્યા જતી રહે છે. મૂડીવાળા અને મજૂરીવાળાનો ઝગડો ત્યારે જ મટશે કે જ્યારે બન્નેમાં સેવાભાવ આવશે. તે સિવાય લડાઈ બંધ થશે નહિ અને સુલેહ થીંગડાથી જ—એટલે ક્ષુદ્ર કરારનામાથી જ થોડા વખત નભશે, શાંતિ નિત્ય રહેશે નહિ. જ્યારે સેવા-

ભાવ ઉત્પન્ન થશે, જ્યારે બન્ને એકબીજાના હિતનો જ વિચાર કરશે, ત્યારે પૃથ્વી ઉપર નવું સ્વર્ગ આવશે. તે સ્વર્ગમાં બધાં માણસો બધાં માટે બધું આપશે; કારણ કે સૌનું જીવન પ્રેમ અને નીતિથી ચાલશે. ગરીબાઈ માણસે ઉત્પન્ન કરેલી છે. જેને ભગવાનમાં શ્રદ્ધા છે તેને બધું મળે છે. જેઓ નિરાધાર છે તેનો આધાર ભગવાન છે. તે આપણને મદદ કરે, આપણે બીજાને મદદ કરીએ અને બીજા તેની અને સૌની સેવા કરે એટલે સાચો સંપ જામે અને જીવન એકસૂર થાય.

પણ જ્યાં સુધી આવો સહકાર ઉત્પન્ન ન થાય ત્યાં સુધી હરીફાઈ ચાલવાની અને તેને અંગે અશાંતિ પણ રહેવાની. તેવા સંજોગોમાં શસ્ત્રહીન પ્રજાને માટે અસહકાર એ એક પ્રકારનો તાત્કાલિક ઉપાય છે; પણ માત્ર અસહકારથી ખરું સ્વરાજ્ય પ્રાપ્ત થશે નહિ. તેનાથી મૂડીવાળાની બુદ્ધિમાં ફેરફાર થશે અને તે પછી બન્ને વચ્ચે સહકાર કરવો પડશે. તે સહકારથી ધર્મ નામનો પુરુષાર્થ ઉત્પન્ન થશે. સુધારા કરવામાં માત્ર વર્તમાન-કાળનો જ વિચાર કરવાનો નથી. મનુષ્યજીવન નિરંતર સુધરતું રહે તેવી રાજ્યપદ્ધતિ હોય તે સ્વરાજ્ય કહી શકાય-એટલે કે કોઈ જીવને દેશાભિમાન છોડી પ્રભુભાવ પ્રાપ્ત કરવો હોય તો પણ તેમ કરવાની તેને પૂરી સ્વતંત્રતા આપવી જોઈએ. ૧૯૧૪-૧૭ની લડાઈમાં યુરોપના ઘણા વિદ્વાન માણસોની આહુતિ આપવી પડી હતી.

સ્વરાજ્ય માટે લોકમાન્ય તિલક મહારાજને આત્મસાક્ષાત્કારનો માર્ગ છોડવો પડ્યો હતો; પણ મહર્ષિ અરવિંદ ઘોષે, આત્મસાક્ષાત્કાર માટે રાજદ્વારી ચળવળ છોડી

હતી અને મહાત્મા ગાંધીજી રાજકીય ચળવળદ્વારા આત્મ-સાક્ષાત્કારની આશા રાખે છે.

આધ્યાત્મિક માણસ માણસના બનાવેલા કાયદા માનશે નહિ. તે માત્ર અંદરથી મળતા પ્રભુના આદેશ પ્રમાણે ચાલશે અને તે પ્રમાણે વર્તવાની તેને છૂટ જોઇએ. હાલની રાજ્યપદ્ધતિ એમ હુકમ કરે છે કે, મનુષ્યનું ગમે તે થાય પણ રાજ્યનું ભલું થવું જોઈએ; તેથી પ્રજા તરીકે દરેક મનુષ્યે બધા સંજોગોમાં રાજ્યને તાબે રહેવું જોઇએ. ત્યાં એમ મનાય છે કે, પ્રજા કરતાં રાજ્ય વધારે મોટું છે. આ ભાવે વર્તમાનકાળમાં જોર કર્યું છે. તે કહે છે કે, જીવે સમસ્ત સમાજના લાભ માટે પોતાના જીવનનો ભોગ આપવો.

તેથી રાજ્યપદ્ધતિ બરોબર ગોઠવવી હોય તો પ્રજા-સત્તાક રાજ્યથી કામ ચાલશે નહિ. જ્યાં આખી પ્રજાને રાજ્ય વિષે વિચાર કરવો પડે અને આખી પ્રજાને લડાઈ માટે તૈયાર રહેવું પડે ત્યાં લોકો પશુ જેવા થાય છે. તેથી આગળના કાળમાં હતું તેમ રાજ્ય ક્ષત્રિયોના હાથમાં રાખવું અને તેમને સલાહ આપવા માટે બ્રહ્મજ્ઞાની ગુરુઓ જોઇશે કે જેથી તે રાજાઓ અનીતિ કરે નહિ. જ્યાં અજ્ઞાની પ્રજાનું પ્રજાસત્તાક રાજ્ય હોય ત્યાં પરદેશી રાજ્ય જેવું જ રહેશે કારણ કે અજ્ઞાનનું પરિણામ સ્વાર્થમાં આવે છે. ઇંગ્લૅંડમાં પ્રજાસત્તાક રાજ્ય છે પણ ત્યાં જેવો સ્વાર્થ પાર્લામેન્ટમાં છે તેવો બીજે જોવામાં આવતો નથી. એક રાજા સ્વાર્થી હોય તો તેનું મન ફેરવવું સહેલું છે અથવા તેને ગાદી

ઉપરથી ઉઠાડી શકાય; પણ જ્યાં પાર્લામેન્ટના ઘણા સભ્યો સ્વાર્થી હોય ત્યાં બધાનાં મન ફેરવવાં બહુ મુશ્કેલ છે. તેથી જ્યાં જ્યાં કમીટીઓ અને કોન્ફરન્સો ભરાય છે ત્યાં ઠરાવ ઉપર ઠરાવ અને સુધારા ઉપર સુધારા થાય છે, અને કોઈ સારું કામ જલદી થઈ શકતું નથી. પણ દેશી રાજાઓમાં રૈયત ધારે તો રાજાને મળીને તરત કેટલાક સુધારા કરાવી શકે. હાલ તેમાં પણ મુશ્કેલી આવે છે, તેનું કારણ રાજાઓની કેળવણીમાં ફેરફાર પડી જવાથી તેમની વચ્ચે અને તેમની પ્રજા વચ્ચે ઘણું અંતર પડી ગયું છે. પણ જો તેમને બરાબર કેળવણી આપવામાં આવે તો પાર્લામેન્ટના રાજ્ય કરતાં તે સારો રાજ્યકારભાર કરી શકે તેવા છે. હિંદુસ્તાનમાં જો સારી રાજ્યપદ્ધતિ તૈયાર કરી શકાય તો બીજા દેશો તે પ્રમાણે રાજ્ય કરતાં શીખી શકે; પણ હાલના સંજોગો એવા છે કે બધા દેશોમાંથી રાજાઓ ઓછા થતા જાય છે અને તેમની જગ્યાએ પ્રજાસત્તાક રાજ્ય ઉત્પન્ન થતાં જાય છે. એવા નવા સંજોગોમાં આખી પૃથ્વીનું એક રાજ્ય થાય તો જ બધા સુખી થઈ શકે તેવું છે. તેમ નહિ થાય તો એક પ્રજા બીજી પ્રજા સામે લડ્યા કરશે, બધાને બીકમાં રહેવું પડશે અને લડાઈ માટે કાયમ તૈયારી રાખવી પડશે અને તેથી ઉપર કહ્યું તેમ પશુ જેવું જીવન થઈ જશે. જ્યારે સ્વાર્થ વધે છે ત્યારે 'સ્વરાજ્ય' એટલે 'મારું રાજ્ય' એવો દરેક માણસ અર્થ કરે છે.

રાજ્યપદ્ધતિનો હેતુ શો છે તે તરફ ખાસ ધ્યાન રાખવું જોઈએ. એટલું તો જણાઈ આવે છે કે, વર્તમાન-

કાળમાં, બધા દેશના માણસોની પોતાના દેશ પ્રત્યે લાગણી એટલા માટે રહે છે કે તેથી અર્થપ્રાપ્તિમાં વિઘ્ન આવે નહિ. તેથી જ પોતાના આર્થિક સ્વાર્થ માટે બીજા દેશોની પ્રજા ગરીબ થઈ જાય, ખોટા વ્યસનમાં પડે, તો પણ તેની દરકાર થતી નથી.

નિશાળના વિદ્યાર્થીને ડગલો પહેરાવીને એમ કહેવું કે, તારે આ ડગલા કરતાં મોટા થવું નહિ એ મૂર્ખાઈ છે. રાજનીતિ એવી ન જોઈએ કે, માણસના વિકાસને અટકાવે. માણસમાં ઉત્તમ ગુણ આવવા જોઈએ, સમાજ-જીવન પણ તે પ્રમાણે ફરવું જોઈએ અને રાજ્યપદ્ધતિ પણ તે પ્રમાણે ફરવી જોઈએ.

પણ સાયન્સની શોધથી બધા દેશો એકબીજાની એટલા નજીક આવી ગયા છે કે તેઓની દાંભિક રાજનીતિ ખુલ્લી થવા લાગી છે. અર્થપ્રાપ્તિના મદમાં ઊછરેલ મૂડી-વાળાની સામે મજૂરીવાળા થયા છે અને તેની અસર બધા દેશો પર થવા લાગી છે. જુદી જુદી પ્રજાઓએ સંપ-થી રહેવાનો વખત નજીક આવી ગયો છે.

પણ આ સંપ બહારનાં સાધનથી નભશે નહિ. તે માટે માણસનાં મન ફરવાં જોઈએ. માણસનાં મન ફર્યા વગર પ્રજાસંઘ જેવી સંસ્થા પણ બહુ ઉપયોગી થઈ શકે નહિ. તેને માટે ધર્મ તરફ વૃત્તિ વળવી જોઈએ. યુરોપમાં એક વખત પોપની સત્તા રાજા કરતાં પણ વધારે હતી; પણ ધર્મના વિકાસ વાસ્તે અનુકૂળ સંયોગો ન હોવાથી તે સત્તા રાજ્યસત્તાથી દબાઈ ગઈ. આ પૃથ્વીના લોકોમાં

સંપ કરવા માટે ધર્મની ખાસ જરૂર રહેશે. નવા પ્રકારનો ધર્મ ઉત્પન્ન થવો જોઈએ. હવે જૂના વાડા ચાલશે નહિ. તે માટે કોઈ મહાન પુરુષમાં દિવ્ય આત્મતેજ પહેલાં આવવું જોઈએ કે જે તેજથી તેની છાપ પૃથ્વીનાં ઘણાં માણસો ઉપર પડે અને તેમનાં દિલ વશ થાય.

માત્ર લડાઇનાં બહારનાં સાધન બંધ કરવાથી સંપ થશે નહિ. માણસના બનાવટી કાયદાથી સુલેહશાંતિ નભશે નહિ. જુદાં જુદાં રાજ્યોના પ્રમુખોની ખુરશી ઉપર ઋષિ એટલે સત્યદ્રષ્ટા બેસવા જોઈએ. તેની અસરથી માણસના વિચારોમાં ફેર પડવો જોઈએ. જેમ જેમ માણસોના જીવનમાં નીતિ, ધર્મ વગેરે દાખલ થતાં જાય, તેમ તેમ રાજ્ય કરવું બહુ સહેલું થતું જાય. ઘણા કાયદાથી મનુષ્ય-જીવન બહુ વ્યવસાયવાળું બને છે અને વ્યવસાયવાળા જીવનમાં આત્મવિકાસ થતો નથી.

ઇગ્લૅંડે આ દેશના વિદ્યાર્થીઓને પોતાનો ઇતિહાસ શીખવ્યો. ઇગ્લૅંડમાં પ્રજાએ રાજાની સામે થઇને રાજાની સત્તા આંચકી લીધી છે. તેવું શિક્ષણ અહીં આવ્યા પછી અહીંના વિદ્યાર્થીઓ અહીંના રાજાઓની અને ગવર્નરોની સત્તા છીનવી લેવા લાગે તો તેમને મારવા જોઈએ નહિ. તેમને જેવું જ્ઞાન મળ્યું હોય તે પ્રમાણે તે વર્તે એ સ્વાભાવિક છે રાજ્યની મુખ્ય ફરજ પ્રજાને સાચી કેળવણી આપવી, તેનું રક્ષણ કરવું, તેને ખોરાકીનાં સાધનો પૂરાં પાડવાં અને પ્રજાની અગવડો દૂર કરી પ્રજાની સેવા કરવી એ છે. જે રાજા એટલું કરતો નથી તે પ્રજાના પાપનો ભાગી બને છે.

જ્યાં સુધી માણસનાં મન સુધર્યાં નથી, ત્યાં સુધી કાયદાની મદદથી સુલેહશાંતિ રાખવી પડશે. તે કાયદામાં શુદ્ધ હેતુ હોવો જોઇએ. અંતે કાયદા રદ થવા જોઈએ. યુરોપ અને અમેરિકામાં ધર્મના પૂરા ફણગા ફૂટ્યા નથી. તેનું જીવન વ્યવસાયવાળું હોવાથી ત્યાં ઉત્તમ ભાવ મોટા પ્રમાણમાં ઊગતા નથી. તેવા જીવનની અસર રાજ્યકર્તા ઉપર થાય છે, તેથી બ્રાહ્મણના શુદ્ધ ધર્મો એટલે જ્ઞાન, વૈરાગ્ય, ભક્તિ, તપ, યોગ વગેરે ખીલતાં નથી. તેની જગ્યાએ વૈશ્ય અને શૂદ્રના ધર્મોથી મૂડીવાળા અને મજૂરી-વાળાની બે નાતો ઊભી થયેલી છે. આગલા કાળમાં વૈશ્ય અને શૂદ્રની વૃત્તિઓ બહુ જોર કરી શકતી નહોતી; કારણ કે પ્રજામાં જ્ઞાની પુરુષોનું માન હતું.

પૃથ્વીની શાંતિ માટે પ્રજાસંઘ સ્થાપેલ હતો, પણ તેના કાયદા પળાવવા જેટલી તેનામાં શક્તિ ન હતી. જો બહારનાં લડાઈનાં સાધનથી તે શક્તિ રાખે તો તેની સત્તાથી કેટલાક દેશો એટલા દબાઈ જાય કે સ્વતંત્રતાને સ્થાને નવી પરતંત્રતા ઉત્પન્ન થાય.શાંતિમાં સુખ મળે છે, પણ માત્ર ભૌતિક સુખથી પ્રજાને લાભ નથી. હિંદમાં જેમ અંગ્રેજી રાજ્યથી શાંતિ મળી છે,તેમ તે શાંતિથી બીજી કેટલીક હાનિ પણ થઈ છે. તેના સંસ્કારની અસરથી અહીંની સમાજવ્યવસ્થા અને તેમાં રહેલી કેટલીક સારી પ્રણાલિકા તૂટી ગઈ છે. તેથી એક મોટા રાજ્ય કરતાં ઘણાં નાનાં રાજ્યોનો સંઘ આત્મોન્નતિમાં વધારે ઉપ-યોગી થઈ શકે. હાલના સંજોગોમાં મોટા કુટુંબના માણસોને આત્મવિકાસમાં બહુ વિઘ્ન નડે છે. મોટા કુટુંબમાં સામાન્ય-

જીવન બહુ હલકું રહે છે અને બધી વ્યક્તિઓ વ્યવસાયવાળી રહે છે. નાના કુટુંબમાં કેટલાક મોટા કુટુંબના ફાયદા નથી રહેતા; પણ તેમાં બુદ્ધિશાળી માણસો નીપજવાનો વધારે સંભવ છે. પ્રાચીનકાળમાં જ્યારે મોટાં સંયુક્ત કુટુંબ હતાં ત્યારે જીવન વ્યવસાયવાળું નહોતું. હાલના સંજોગોમાં નાનાં કુટુંબ વધારે તેજસ્વી થઈ શકે છે. તે જ પ્રમાણે નાનાં રાજ્યોમાં રહેલાં માણસો વધારે સારાં થઈ શકશે, તેથી જ પ્રાંતોને સ્વરાજ્ય આપવાની પહેલી જરૂર છે.

ઇંગ્લૅંડની રાજ્યપદ્ધતિ જ એવી છે કે, યુરોપમાં કે એશિયામાં કે આફ્રિકામાં કોઈ મોટું રાજ્ય ઉત્પન્ન થાય તો થવા ન દેવું. આવી રાજનીતિ કદાચ નાનાં નાનાં રાજ્ય ભેગાં કરવામાં અંતે બહુ ઉપયોગી થાય. જેમ હિંદમાં મોટાં દેશી રાજ્યો હતાં ત્યારે અશાંતિ રહ્યા કરતી હતી અને જ્યારે ઘણાં નાનાં રાજ્યો થયાં ત્યારે કોઈ પોતાનું માથું ઊંચું કરી શકતું નથી અને તેથી સૌને એકસંપથી રહ્યા વગર ચાલતું નથી; તેવી જ રીતે આ પૃથ્વી ઉપર એમેરિકાના યુનાઈટેડ સ્ટેટ્સનાં નાનાં રાજ્યોની માફક પૃથ્વીનાં યુનાઈટેડ સ્ટેટ્સ થાય તો તે અસંભવિત નથી.

તેથી દરેક દેશના ડાહ્યા માણસોની એક કોન્ફરન્સ બોલાવવાની જરૂર છે. તેમને એક મકાનમાં પૂરી દેવા અને જ્યાંસુધી બધાને ઉપયોગી થાય એવું રાજતંત્ર ન તૈયાર કરે ત્યાંસુધી તેમને બહાર ન કાઢવા. માણસે જેટલી મહેનત લડાઇ માટે લીધી છે તેટલી શાંતિ જાળવવા લીધી નથી. તેટલી મહેનત જો લેવામાં આવે તો કાયમની શાંતિનો માર્ગ

જરૂર મળી રહે.

અંગ્રેજી રાજ્ય આવ્યા પહેલાં ગામડાઓમાં કેળવણી-નાં બહુ સારાં સાધન હતાં. ગામડાના માણસો ગામડાના શિક્ષકોને સારું માન આપતા અને શિક્ષકો પણ તેના બદલામાં ખેડૂતો પાસેથી અનાજ લેતા. તેટલું અનાજ વધારે ઉત્પન્ન કરવામાં તેમને કાંઈ મહેનત પડતી નહિ. આ પ્રમાણે કેળવણી સસ્તી હતી. હાલ શિક્ષકોનો પગાર રોકડા રૂપિયામાં આપવો પડે છે અને ગરીબ ખેડૂતો પાસે ફાજલ રકમ રહેતી નથી; તેથી ખેડૂતો પણ પોતાનાં છોકરાંને કેળવણી આપતા નથી. કમાણી અને કેળવણીના અભાવે કેટલાક માણસો શહેરોમાં વસવા લાગ્યા અને ગામડાંમાં રહેવાનાં સાધન ઓછાં થયાં. સાદું જીવન ગાળવાવાળા માણસોને હજુ કોઈ જગ્યાએ ગામડાની પડતર જમીનમાંથી નિર્વાહ મળી શકે તેમ છે; પણ કેળવણીનાં સાધન પાછાં ગામડાંમાં દાખલ થાય તો ગામડાં પાછાં સજીવન થવાનો સંભવ છે. વળી ગામડાંનું જીવન વધારે કુદરતી હોવાથી આધ્યાત્મિક ભાવને પોષણ આપે છે. શહેરોમાં નાટક, સિનેમા, ન્યૂસપેપરો, સુંદર પોષાક વગેરે જોવામાં આવે છે; પણ આ વસ્તુઓ આધ્યાત્મિક ભાવને પોષણ આપતી નથી. ખરું સુખ નિરપેક્ષિત છે. જે સુખ માટે કોઈ વસ્તુની જરૂર ન રહે તે સ્વાભાવિક છે, નિત્ય છે; તે આત્મામાંથી મળે છે. સરકાર મિલકત ઉપર કર નાખી શકે છે, આત્મા ઉપર કર નાખી શકતી નથી.

આગળ જણાવ્યું તેમ માત્ર બહારની રચનાથી કાર્યસિદ્ધિ થશે નહિ. પૃથ્વીમાં માન્ય થાય એવો ધર્મ ઉત્પન્ન

થવો જોઇએ અને તેને જોર આપે તેવી એક અથવા વધારે વ્યક્તિ ઉત્પન્ન થવી જોઇએ. તેનાથી માણસ માણસ વચ્ચે પ્રીતિ થવી જોઇએ. બધાને પ્રભુરૂપ જોવા જોઇએ. અહંકારી જીવન નબળું થવું જોઇએ, સેવાભાવ વિકાસ પામવો જોઇએ. છતાં વ્યક્તિના વિકાસને તે આડે આવવો જોઇએ નહિ; કારણ કે માત્ર સેવાના વિચારથી પણ પૂર્ણતા મળતી નથી. માણસને જેમ બને તેમ ઊંચા સંસ્કાર અને તેની સાથે ઓછાં બંધન હોવાં જોઇએ. ત્યારે જ ખરું સ્વરાજ્ય શરૂ થશે.

તેથી પહેલાં રાજ્યો વચ્ચે પરસ્પર નીતિની જરૂરિયાત છે. એક શરીરમાં આંખ, કાન, નાક, જીભ, હાથ, પગ અંદર અંદર લડતાં નથી પણ મિત્ર તરીકે કામ કરે છે અને તેથી શરીર સારું રહે છે. તેમ પરસ્પર રાજ્યોમાં મિત્રાચારી વધવી જોઇએ. તેથી જીત મેળવવાની આશાને બદલે મિત્રતા મેળવવાની આશા સેવવી જોઇએ.

કાંઇક અંશે હવે ધર્મના સંસ્કાર જણાતા જાય છે. સો વર્ષ પહેલાંના જીવનમાં અને આજના જીવનમાં ફેર પડેલો છે, છતાં માણસનો મૂળ દોષ નાબૂદ થયો નથી. માણસમાંથી અહંકાર ગયો નથી. જેનામાં સ્વદેશાભિમાન રહે છે તેનામાં સમભાવ આવતો નથી; જેનામાં સમભાવ આવતો નથી તેનામાં ભ્રાતૃભાવ આવતો નથી; ભ્રાતૃભાવ વગર જગતમાં શાંતિ રહેશે નહિ. ખરા સ્વરાજ્યમાં પ્રજામાં સમભાવ અને ભ્રાતૃભાવ આવવા જોઇએ. ત્યારે જ માણસનો આત્મા જાગ્રત થાય છે, પૃથ્વી ઉપર સ્વર્ગ આવે છે, સત્યયુગ શરૂ થાય છે. ગમે તેવી મુશ્કેલી હોય તોપણ આ આદર્શ

ભૂલવા જોઇએ નહિ, નહિતર ખરું સ્વરાજ્ય મળશે નહિ.

આ ઉપરથી એમ સમજવાનું નથી કે, જે માણસને પોતાના દેશનું અભિમાન ન હોય તે પોતાના દેશનું ભલું કરી શકે નહિ. ખરી રીતે તો હિંદમાં જે જે વખતે સારા સંસ્કાર ઉત્પન્ન થયા છે, જેનાથી માણસનાં જીવન સુધર્યાં છે, તે ફેરફાર નિરભિમાની પુરુષોએ જ તે તે વખતે કરેલા છે. નિરભિમાની પુરુષો જ ખરા કર્મયોગી થઈ શકે છે. મહાત્મા ગાંધીજીની મોટાઈ તેમની દીનતામાં છે. અંગ્રેજી રાજ્ય સામે થવામાં તે અંગ્રેજી પ્રજા ઉપર પ્રેમ રાખી શકે છે અને તેથી બીક વગર લડી શકે છે. બીક મૂકવાથી વ્યાવહારિક સ્વરાજ્ય મળે છે, અભિમાન મૂકવાથી પારમાર્થિક સ્વરાજ્ય મળે છે, બીક અને અભિમાન મૂકવાથી ખરું સ્વરાજ્ય મળે છે. તેમાં સાહસ છે, જોખમ છે; પણ સાહસ અને જોખમને રસ્તે જ મુક્તિ છે.

સ્વરાજ્ય માટે દરેક જાતની ચળવળમાં ઐક્યની બહુ જરૂર રહે છે. અસહકાર પણ ઐક્ય વિના અસર કરી શકતો નથી. ઐક્યની ઉપયોગિતા દેશના કેટલાક નેતાઓ પૂરી સમજતા નથી અને જાહેર પત્રોમાં કેટલીક વાર એકબીજાના દોષ કાઢે છે, તેથી દુશ્મનોને નવું હથિયાર મળે છે. પરદેશ સાથે રાજનીતિની ચર્ચા થાય ત્યારે આ દેશના માણસોએ એકસંપથી એક અવાજ કાઢવો જોઇએ. અહીંના મતભેદ શત્રુઓને દેખાડવામાં લાભ નથી.

જ્યારે મતભેદ ઉત્પન્ન થાય એવા સંજોગો હોય ત્યારે દેશના નેતાઓએ, અભિમાન મૂકી એકબીજાને રૂબરૂ મળીને

મતભેદ ઓછો કરવાની જરૂર છે. જ્યારે તેમનો મતભેદ જાહેર પત્રોમાં આવે છે ત્યારે લોકોનાં મન પણ સ્થિર રહેતાં નથી. વળી સ્વરાજ્ય એ કોઈ ઝાડ ઉપર ઉત્પન્ન થયેલ તૈયાર ફળ નથી. તે માટે સમાજમાં, કેળવણીમાં, વ્યવહારમાં, રીતભાતમાં વગેરે ઘણા પ્રકારે જીવન ફેરવવું જોઈએ. જે લોકોના હાથમાં સત્તા છે તે વિઘ્ન નાખ્યા કરે તો પણ તેની દરકાર કર્યા વગર આગળ વધવું જોઈએ. થોડાક સુધારા કરી નેતાઓની બુદ્ધિમાં ભેદ કરવો એ અંગ્રેજી રાજનીતિ છે. કોઈ પણ રીતે અંદર અંદર નેતાઓમાં ભેદ ન થાય એવી નીતિ અહીં રાખવી જોઈએ અને પ્રજાએ તે ભેદ ઉપર વધારે લક્ષ આપ્યા વગર અધિકાર પ્રમાણે સૌએ દેશસેવામાં પોતાનો ભાગ આપવો જોઈએ.

જ્યારે પ્રજામાં ડહાપણ આવે છે ત્યારે હાલ છે તેવી રાજનીતિની જરૂર રહેતી નથી. ડાહ્યો માણસ પોતે જ રાજા છે. તેને પોતાના બચાવ માટે લશ્કરની જરૂર નથી, કારણ કે તે બધાને ચાહે છે; તેને કોઈને લાંચ આપવાની જરૂર પડતી નથી, કારણ કે તે ઓછા પરિગ્રહથી રહી શકે છે. તેને અનુકૂળ સંજોગો જોઈતા નથી, કારણ કે તેને બધા સંજોગો અનુકૂળ છે; તેને લાયબ્રેરીની જરૂર નથી, કારણ કે તે સત્ય જાણે છે; તેને મંદિરની જરૂર નથી, કારણ કે તે પોતે જ મહાત્મા છે; તેને કાયદાની જરૂર નથી, કારણ કે તે પોતે કાયદા બનાવી શકે છે; તેને પૈસાની જરૂર નથી, કારણ કે તેનું જીવન જ કીમતી છે; તેને રસ્તાની જરૂર નથી, કારણ કે તે જ્યાં જાય ત્યાં તેનું ઘર માને છે; તેને

ખાસ અનુભવની જરૂર નથી, કારણ કે પરમાત્માની પ્રેરણા પોતામાંથી નીકળ્યા કરે છે; તેને મિત્રોની જરૂર નથી, કારણ કે તેના જીવનની મીઠી સુગંધથી બીજા માણસ તેના તરફ આકર્ષાઈ આવે છે. જ્યારે આવા માણસો ઘણી સંખ્યામાં તૈયાર થાય ત્યારે સ્વરાજ્યનો નવો અર્થ કરવો પડે. જે કાળે જે દેશમાં જેવા માણસો હોય ત્યારે ત્યાં તેવું રાજ્ય ઉત્પન્ન થાય છે. છતાં દરેક દેશમાં, દરેક કાળે થોડા ડાહ્યા માણસો જરૂર હોય છે અને તેઓની અસરથી સામાન્ય માણસનું જીવન સુધરે છે.

હાલ આ દેશમાં સ્વરાજ્યનો આદર્શ ખાસ કરીને ગરીબાઈ દૂર કરવામાં રહેલો છે. તે કામ પણ જરૂરનું છે. દેશમાં અતિશય ગરીબાઈ હોય ત્યારે પણ જીવનના વિકાસમાં વિઘ્નો આવે છે; કારણ કે નબળા શરીર અને નબળા મનમાં શુદ્ધ આત્મા કામ કરી શકતો નથી, પણ ખરા સ્વરાજ્યમાં બધા પ્રકારનું જીવન સુધરવું જોઈએ, તેને માટે વેપારી બુદ્ધિવાળી રાજનીતિ અથવા મજૂરવર્ગની બુદ્ધિવાળી રાજનીતિથી જ સુધારા કરવા ઠીક નથી. ડાહ્યા અને આત્મજ્ઞાની પુરુષોની બુદ્ધિ શું કહે છે તે પણ સમજવું જોઈએ.

સ્વરાજ એટલે સ્વનું રાજ એટલે ઉત્તમ આત્માનું હલકી પ્રકૃતિ ઉપર રાજ્ય. એવું રાજ્ય સ્થાપવા માટે નવી રાજ્યપદ્ધતિની જરૂર છે. જે કોલોની એટલે સંસ્થાનો માટે યુરોપનાં રાજ્યો વારંવાર લડે છે તે બધાને સ્વતંત્રતા આપવામાં આવે તો લડાઈનું બી ઘણું ખરું બળી

જાય અને બધા સાથે મળી બધાનો વિચાર કરી શકે. જ્યાં રાજા અને પ્રજાનો એક જ હેતુ હોય અને બીજાં રાજ્યો સાથે મિત્રતાથી કામ લેવાતું હોય ત્યાં જ સુખ-શાંતિ રહે છે. હાલ રાજા વેપારી થાય છે અથવા વેપારી રાજા થાય છે અને તે પોતાના સ્વાર્થ માટે પ્રજાની દરકાર કરતા નથી; તેથી પહેલાં જો થોડા દેશમાં રાજા-પ્રજા વચ્ચે સંપ ઉત્પન્ન કરી આદર્શ રાજ્ય તૈયાર કરી બતાવી શકાય તો બીજા તે પરથી ઘણું શીખી શકે. જ્યાં સુધી ઉત્તમ વિચારને ક્રિયામાં લાવી શકાતા નથી ત્યાં સુધી તેની ઉપયોગિતાની ખબર પડતી નથી. તેથી જે જાતના રાજ્ય માટે લોકો લાયક હોય છે, તેવું બતાવનાર નેતા તે દેશમાં આવે છે; કારણ કે બહુ ઊંચાં તત્ત્વો બતાવનાર નેતા જન્મે પણ તેનો સંદેશો લોકો ઝીલી શકે નહિ, તો તેવા નેતાને ગુપ્ત રહી માત્ર નાનો આશ્રમ બનાવી થોડા શિષ્યોથી સંતોષ માની બેસી રહેવું પડે છે.

મોક્ષ અને સ્વરાજ્યનો રસ્તો લગભગ એકસરખો છે. જેમ મોક્ષ મેળવવા માટે, પોતાની પ્રકૃતિ અને ઇન્દ્રિયોની માગણીઓ સાથે અસહકાર કરવો પડે છે અને અસહકાર-થી તે સ્વભાવ તાબે થયા પછી જ્ઞાનથી અને પ્રેમથી બધા વિરોધી ભાવની એકસૂરતા કરવી પડે છે, તેવી જ રીતે સ્વરાજ્ય માટે પહેલાં હલકી રાજનીતિ સાથે અસહકાર કરવો પડે છે અને તે અસહકારથી જ્યારે રાજનીતિ ફરે ત્યારે જ્ઞાનથી અને પ્રેમથી દેશના બધા વિરોધી ભાવની એકસૂરતા કરવી પડે છે, આવો સંપ પોતાના આત્મબળ-

થી જે પુરુષ આ દેશમાં ઉત્પન્ન કરી શકશે તે ભવિષ્યના સ્વરાજ્યમાં ગવર્નર-જનરલ અથવા વડો પ્રધાન થઈ શકશે. જે માણસોને આ પદવી જોઈતી હોય તેમણે આ બાબત ખાસ ધ્યાનમાં રાખવાની છે. હિંદમાં ધર્મને નામે અને જ્ઞાતિને નામે ઘણા ભેદ થઈ ગયા છે. તે દૂર કરી શકે તેવા પુરુષોની જરૂર છે. ત્યારે જ ખરું સ્વરાજ્ય મળશે; પણ આવો સંપ આત્મજ્ઞાન વિના નભવો મુશ્કેલ છે, તેથી લોકોએ આત્મજ્ઞાની પુરુષોની સેવા કરી તેમની સંખ્યા વધારવી જોઈએ. જેમ મોક્ષ માટે કેટલુંક દુઃખ ભોગવવું પડે છે, કેટલુંક જોખમ ખેડવું પડે છે, કેટલુંક સાહસ કરવું પડે છે; તેમ સ્વરાજ્ય માટે પણ દુઃખ ભોગવવું પડે છે, જોખમ ખેડવું પડે છે, સાહસ કરવું પડે છે. દુઃખ વગર મેળવેલું સુખ, સુખ આપતું નથી; જોખમ વગર માણસની શક્તિ વધતી નથી; સાહસ વગર અલભ્ય લાભ મળતો નથી.

## ૫ : મોક્ષ

आत्मलाभात् परो लाभो नास्तीति मुनयो विदुः।

'આત્મલાભથી વધારે મોટો લાભ નથી, એમ મુનિઓ જાણે છે.'

જેમ સ્વરાજ્યનો પ્રશ્ન મુશ્કેલ છે અને જેવી દૃષ્ટિથી તે પ્રશ્ન સામું જોઈએ છીએ તેવો તે દેખાય છે, તેમ મોક્ષનો પ્રશ્ન પણ મુશ્કેલ છે, અને જેવી દૃષ્ટિથી તે પ્રશ્ન સામું જોઈએ છીએ તેવો તે દેખાય છે. શબ્દના અર્થ પ્રમાણે મોક્ષ એટલે મુક્તિ અથવા છૂટવું. પ્રાણીમાત્રને સુખની ઇચ્છા હોવાથી બધા પ્રકારનાં દુઃખથી કાયમને માટે છૂટવું એનું નામ મુક્તિ અથવા મોક્ષ, અથવા શાસ્ત્ર પ્રમાણે આત્યંતિક દુઃખ નિવૃત્તિ અને પરમાનંદની પ્રાપ્તિ એ મોક્ષનું સ્વરૂપ છે.

દુઃખથી કાયમને માટે છૂટી શકાય તો જ મોક્ષ માટે પુરુષાર્થ કરવો યોગ્ય લાગે. આ બાબત મુક્ત પુરુષના પોતાના અનુભવની હોવાથી જે પુરુષ મુક્ત હોય તેની દશા

જે માણસ મુક્ત ન હોય તે સમજી શકે નહિ. શ્રદ્ધા ઊપજવા માટે જે જે પુરુષો મુક્તદશાને પામ્યા હોય તેમના અનુભવ સરખાવવા જોઇએ.

ધર્મ, અર્થ અને કામ, એ ત્રણ પુરુષાર્થ પણ સુખને માટે કરવામાં આવે છે; પણ તે સુખ કાયમ રહેતું નથી. મોક્ષનું સુખ મળવું મુશ્કેલ છે, પણ મળે છે ત્યારે કાયમ રહે છે. પુરુષાર્થના ફળમાં આ પ્રમાણે ફેર પડવાથી મોક્ષ મુખ્ય પુરુષાર્થ તરીકે મનાય છે. મનુષ્યજન્મ એટલા માટે દુર્લભ મનાય છે કે તે જન્મમાં પુરુષાર્થ કરે તો માણસ મુક્ત થઈ શકે છે. તેથી પહેલા ત્રણ પુરુષાર્થ સિદ્ધ ન થાય તોપણ ચોથો પુરુષાર્થ સિદ્ધ કરી શકે તે પુરુષોને હિંદમાં ઘણું માન અપાય છે.

અંગ્રેજી કેળવણીમાં ઉછરેલ જુવાનો એમ કહે છે કે, મોક્ષ માટે જે પ્રકારનો પ્રયત્ન થાય છે તે એક પ્રકારનું અભિમાન છે. પોતાના મોક્ષની એટલે સુખની ઇચ્છા કરવી તે કરતાં પોતે દુઃખી થઇને બીજાને સુખ આપવું એ અંગ્રેજી કેળવણી પ્રમાણે વધારે સારું જીવન મનાય છે. આ મતમાં પણ બીજાને સુખ આપવાથી અંતે પોતાને સુખ મળશે એવી ઇચ્છા તો રહેલી હોય છે. સ્ત્રીને સુખી રાખવાનું કારણ પણ એ છે કે તેનાથી પોતાને સુખ મળે. જે જે વસ્તુઓ પોતાને સુખ આપે તે પ્રિય લાગે છે. આ દૃષ્ટિથી જોતાં બીજાનું સુખ ઇચ્છનાર માણસ પણ ખરી રીતે પોતાનું સુખ ઇચ્છે છે અને તેમાં પણ એક પ્રકારનું અભિમાન રહે છે.

વળી અંગ્રેજી કેળવણીના ફળરૂપે જે સુખ મનાય છે તે

સંસારનું સુખ છે. તે સુખ છે, પણ અનિત્ય છે; તેથી ઘણા માણસનું ભલું કર્યું હોય તોપણ તે સુખ કાયમ રહેતું નથી.

એટલું ખરું છે કે, મોક્ષ માટે જે માણસ પુરુષાર્થ કરે છે તેને એકને જ મોક્ષસુખનો લાભ મળે છે; પણ તે સુખ કાયમ રહેતું હોવાથી એક માણસને તો કાયમનું સુખ મળે છે. વળી તે માણસ બીજાને માટે મોક્ષનો રસ્તો બતાવતો જાય છે, તેથી બીજાને પણ આ મુશ્કેલ માર્ગ સરળ થાય છે.

પણ જે માણસ મોક્ષને માટે પુરુષાર્થ કરે છે તેને એકને જ મોક્ષ મળે છે અને બીજા બંધનમાં રહે છે તે વાત પણ એક દૃષ્ટિથી સાચી નથી. ખરી રીતે જોતાં, માણસ માણસ વચ્ચેનો ભેદ, માણસ અને બીજા જીવ વચ્ચેનો ભેદ અને માણસ અને જગત વચ્ચેનો ભેદ વાસ્તવિક નથી; માણસની દૃષ્ટિથી તે ભેદ લાગે છે પણ માણસની દૃષ્ટિ સાચી નથી. મુક્ત પુરુષ અભેદ જુએ છે અને અભેદભાવે રહે છે. તેથી જે પ્રશ્નો સામાન્ય માણસની દૃષ્ટિથી મુશ્કેલ લાગે છે, તે પ્રશ્નો મુક્ત પુરુષ જ્ઞાનથી સરળ માને છે; કારણ કે તે પ્રશ્નો ખોટી દૃષ્ટિથી ઉત્પન્ન થયેલ હોય છે.

હિંદની વિદ્યાકળા પ્રમાણે ઘણા માણસને ઘણું સુખ આપવું તે સારું જીવન મનાતું નથી; પણ કાયમનું સુખ અને સાચું સુખ લેવું તે સારું જીવન મનાય છે. તેથી તેની કિંમત ઘણી છે. અને તે સુખ લાયક માણસને મળે છે તેથી મોક્ષ એ પુરુષાર્થ તરીકે મનાય છે.

ધર્મ, અર્થ અને કામ એ ત્રણ પુરુષાર્થ સિદ્ધ કર-

નાર માણસો તાત્કાલિક ફળ માગે છે, તેનાથી સંતુષ્ટ રહે છે; તે લાંબા કાળનો કે ભવિષ્યનો વિચાર કરતા નથી. જે માણસ મોક્ષનો ચોથો પુરુષાર્થ સિદ્ધ કરવાની ઇચ્છા રાખે છે તે હમેશાં કાળનો વિચાર કરે છે. તે વિચાર માટે પૂરતો વખત લે છે અને તેને પરિણામે તે કાળને જીતે છે, મૃત્યુને પગ નીચે દાબી શકે છે.

એક મુશ્કેલી એવી નડે છે કે ઘણાને મોક્ષનો વિચાર આવ્યા પહેલાં પોતાનો સંસાર એટલે છોકરાં, સગાં વગેરે વધી જાય છે. તેઓને પોતાની જવાબદારી એટલી બધી ભારે લાગે છે કે મોક્ષનો વિચાર પણ કરી શકાતો નથી. આ સંજોગોમાં પણ દૃઢ માણસ તો પોતાનો રસ્તો કરી લે છે. સમજણ આવ્યા પછી છોકરાં વધે નહિ તેની સંભાળ રાખે છે. પોતાની સ્ત્રીને હમેશાં બોધ આપી એવી સુધારે છે કે તે વિઘ્નરૂપ થાય નહિ. ફુરસદનો વખત આત્મચિંતનમાં ગાળે છે અને વ્યવહારમાં જેટલા વખતની ખાસ જરૂર હોય તેટલો જ ગાળે છે. આવા દૃઢ મનવાળા માણસની દૃઢતા આગળ તેના સંજોગો ફરી જાય છે અને વહેલો કે મોડો તેનો રસ્તો ખુલ્લો થાય છે; એટલું જ નહિ પણ તે પોતાના કુટુંબને પણ સારા સંસ્કાર આપતો જાય છે. જે પોતાના કુટુંબને વ્યાવહારિક લાભ આપે છે તે સમજે છે કે, હું મારા કુટુંબનું ભલું કરું છું; પણ આ સુખ લાંબો વખત નભતું નથી, તેથી ઊલટું જે માણસ પોતાના કુટુંબને મોક્ષનો માર્ગ બતાવી શકે છે તે તેનું વધારે ભલું કરે છે.

આત્મા જેવી કોઈ વસ્તુ જ ન હોય તો જિંદગીના

અંત સુધી વ્યાવહારિક લાભ શોધવામાં હરકત નથી; પણ આત્માને છોડી શકાય તેમ નથી. શરીર છૂટે ત્યારે પણ આત્માનો સંગ છૂટતો નથી. તેથી તેની મિત્રતા રાખવી એ દરેક માણસની પહેલી ફરજ છે. તે મિત્રતા કાયમ નભે છે. જેમ બીજી ફરજોનો વિચાર કરવો પડે છે તેમ આ ફરજનો પણ વિચાર કરવો જોઇએ.

આત્મસાક્ષાત્કારમાં ગુરુની જરૂર છે. ગુરુ એવા જોઇએ કે જેને આત્માનો અનુભવ હોય, જે પ્રાણીમાત્રને આત્મારૂપ જોતા હોય. તેમની સેવાથી તેમને પ્રસન્ન કરીને જે જ્ઞાન લેવાય છે તેનાથી શિષ્યનું કલ્યાણ થાય છે.

તે ઉપરાંત આત્માર્થી માણસમાં કાયમ ઉત્સાહ રહેવો જોઇએ. ગમે તેવાં વિઘ્ન આવે તોપણ નિરાશ થવું જોઇએ નહિ. એમ સમજવું જોઇએ કે, મનુષ્યની જિંદગી એ એક પ્રકારનું યુદ્ધ છે. તે યુદ્ધમાં પોતાના સ્વભાવને જીતવાનો છે. કોઈ વખતે હાર મળે તેથી દબાઈ જવાનું નથી. હાર વખતે પણ બધા દોષને જીતનાર આત્મા તો હાજર હોય છે. તે નિત્ય છે તેથી તેની મદદ નિરંતર હાજર રહે છે. જે માણસ આત્માને ચાહે છે તેને આત્મા ચાહે છે.

આત્માના માર્ગમાં જીવને એકલા ચાલવું પડે છે. તેથી ઉત્સાહ મંદ પડવો ન જોઇએ અને શ્રદ્ધા દિનપ્રતિદિન વધવી જોઇએ. અનુભવી પુરુષોના વાક્યમાં અને પોતાના ધર્મનાં શાસ્ત્રોમાં શ્રદ્ધા જોઇએ. શરૂઆતથી તર્ક કરવાથી નકામી મુશ્કેલી ઊભી થાય છે. કાંઈક જ્ઞાન મળ્યા પછી તર્ક કરવાથી ફાયદો થાય છે.

માણુસ શું જાણે છે અને શું નથી જાણતો એ જાણવું એ તેની પહેલી ફરજ છે. સામાન્ય માણુસ પોતાને જાણતો નથી, જાણનારને જાણતો નથી તેથી જાણેલું જાણતો નથી. એટલું જાણવું એ મુશ્કેલ છે. તેથી તે માટે પુરુષાર્થની જરૂર છે. તેણે તે જાણ્યું તે કેવી રીતે જાણ્યું તે જાણવાની તેમજ તેણે જે ન જાણ્યું તે કેવી રીતે ન જાણ્યું તે જાણવાની પણ જરૂર છે. એટલું સમજાય તો જાણવાનું જાણી શકાય.

છાપખાનાની કળા આ દેશમાં આવી ત્યારથી જેવાં પુસ્તકો જોઈએ તેવાં મળી શકે છે અને સ્ત્રી-પુરુષો વાંચી શકે છે. વળી સારાં ધાર્મિક પુસ્તકો વાંચવાથી કેટલેક અંશે સત્સંગ જેવું કામ થાય છે. પણ છાપખાનાની સગવડને લઈને બીજું વાચન અને ન્યૂસપેપરો અને હલકાં નૉવેલો એટલાં વધી પડયાં છે કે શાસ્ત્રના વાચનની સારી અસર બહુ ટકતી નથી. તેથી ધાર્મિક સિદ્ધાંતો પ્રમાણે વર્તવાની શક્તિ સમાજમાંથી ઘણી ઓછી થઈ ગઈ છે. ખરા મુમુક્ષુઓ બહુ થોડા છે; બાકી કુતૂહલતા છે, પણ મુમુક્ષુત્વ નથી. પશુઓને બાંધ્યાં હોય તેમને છોડવાનો વખત આવે ત્યારે તેમને છૂટવું ગમે છે; પણ માણુસને મુક્તિ એમના જેટલી પણ ગમતી નથી. અંગ્રેજી કેળવણીના સંસ્કારથી અને આર્થિક દારિદ્ર વધારે વ્યાપક થવાથી જનસમુદાય પર ભોગવૃત્તિનું પ્રધાનપણું આવી ગયું છે. માટલીમાં કાણાં હોય તો તેમાં પાણી રહે નહિ, તેમ જે માણસોનાં મન ઇન્દ્રિયોના સુખમાં લોલુપ રહે છે તેમને આત્મજ્ઞાન લાગતું નથી. સૂતા માણસને જગાડી શકાય પરંતુ જે જાણી જોઈને સૂતો છે,

જેને જાગવાની ઇચ્છા નથી, તેને જગાડી શકાય નહિ. તેવી જ રીતે માયામાં રહેલાને બ્રહ્મજ્ઞાન આપી શકાય છે, પણ જેને માયા ગમે છે તેને બ્રહ્મજ્ઞાન લાગતું નથી. જે દેશના માણસોને પૂરતો ખોરાક અને કપડાં વગેરે જીવનની જરૂરિયાતની ચીજો સહેલાઇથી મળે, તે દેશ પર પ્રભુની કૃપા સમજવી અને જે દેશના માણસો અનીતિ ન કરે, સંસારના મોહમાં ન પડે અને મોક્ષ માટે પુરુષાર્થ કરે તેના ઉપર પ્રભુની વધારે દયા સમજવી. જ્યાં ડાહ્યા, નીતિવાળા અને જ્ઞાની પુરુષોની સંખ્યા વધે ત્યાં ખરું સ્વરાજ છે. જે માણસો સત્તાવાન હોય, ધનવાન હોય પણ અજ્ઞાની હોય તે દરિદ્રી જેવા જ છે. સંસારના સુખની એક પણ ઇચ્છા ભગવદ્‌ભાવમાં વિરોધી છે.

આત્મજ્ઞાનનો રસ્તો તો જેને તે માટે બહુ ભૂખ લાગી હોય તેમને માટે છે. જેમ એક ઓરડામાં સોનું હોય અને તેની પાસેના ઓરડામાં ચોર હોય તો તેને ઊંઘ આવતી નથી, તેમ જેને આત્મજ્ઞાનની ધગશ લાગી હોય તેને આત્મજ્ઞાન લીધા વગર ચેન પડતું નથી.

કેટલાક તાર્કિક માણસ કહે છે કે, માણસ જેવો વિચાર કરે છે તેવો થઈ જાય છે, તેથી તેને પોતાની કલ્પનાનું સુખ મળે છે, આત્મા કોઇએ દીઠો નથી. આ મતમાં ચોખ્ખી સમજણ રહેલી હોતી નથી. જે સુખ મળે તે કાયમ રહેતું હોય તો ઇચ્છવા જેવું છે. નિત્ય રહેવાપણાથી તેની પરીક્ષા કરવી જોઇએ. વળી આત્મા બીજી વસ્તુઓની માફક દેખાય તેવો નથી, બીજી વસ્તુઓની માફક મેળવાય

તેવો નથી, તેનો સ્વભાવ વિલક્ષણ છે.

જૈન ધર્મમાં કહે છે કે, જગતનો કોઈ કર્તા નથી; વૈષ્ણવધર્મવાળા કહે છે કે, જગતનો કર્તા છે. બન્ને સાચા છે. આત્માની ક્રિયા વિલક્ષણ છે. માણસ જેમ પોતાના કર્મથી બંધાય છે, તેમ પરમાત્મા પોતાના કર્મથી બંધાતા નથી; તેથી તે કર્તા છતાં અકર્તા છે. અકર્તા હોવાથી તેનો અનુભવ સામાન્ય જ્ઞાનથી થતો નથી. બહારની ઇન્દ્રિયોના અનુભવમાં તે આવતો નથી. જે વૃત્તિ અંતરાત્મા તરફ વળે છે, તેનાથી તે અનુભવમાં આવે છે. તેથી વૃત્તિઓને બહાર જવા દેવી જોઇએ નહિ.

તે માટે શરીરના તમોગુણી ધર્મ, પ્રાણના રજોગુણી ધર્મ અને મનના સત્ત્વગુણી ધર્મ જીતવા જોઇએ.

શરીરનું જડપણું, શંકા, ભય, આવરણ, હઠ, ક્ષુદ્રતા, આળસ, ટેવ ફેરવવાનો અણગમો વગેરે તમોગુણી સ્વભાવ દૂર કરવા જોઇએ, કે જેથી આત્માનો આનંદ શુદ્ધ શરીરમાં રહી શકે.

પ્રાણની ઇચ્છા, વાસના, તેની માગણી, ક્રોધ, લોભ, મોહ, મદ, મત્સર, સત્ય તરફ તિરસ્કાર વગેરે દૂર કરવાથી પ્રાણ શુદ્ધ થાય છે. તેમાં આત્માની શક્તિ આવી રહે છે.

મનની કલ્પના, વિચાર, મત, આગ્રહ, પસંદગી, અભિમાન, દંભ વગેરે મૂકવાથી મન શુદ્ધ થાય છે અને શુદ્ધ મનમાં આત્માનું જ્ઞાન પ્રવેશ કરે છે.

જેમ જેમ આત્માનો આનંદ, આત્માની શક્તિ, આત્માનું જ્ઞાન, પોતાની અંદર આવતાં જાય, તેમ તેમ

પોતાનો પ્રયત્ન ઓછો કરવો. પોતાના પ્રયત્નની કાંઈ કિંમત નથી એમ સમજી આત્માનો અનુભવ વધારવો; પણ જ્યાં સુધી આત્માનો અનુભવ ન મળે ત્યાં સુધી ઉપર કહ્યા પ્રમાણે પોતાના દોષ દૂર કરવા જેટલો પ્રયત્ન સતત કરવો જોઈએ. આ માર્ગ કર્મયોગીને માટે છે.

ભક્તિયોગમાં કેટલાએક ભક્તો પોતાની સાધના ઉપર આધાર રાખે છે. તે માળા, જપ, પૂજા, પાઠ, દર્શન, શ્રવણ, ધ્યાન, કીર્તન વગેરે કરે છે.

આ સાધનો પણ એકનિષ્ઠા અને અનન્યભાવથી થાય તો સાધકને મનુષ્યભાવથી છોડાવી શકે છે. મન એકાગ્ર કરવા માટે અને પ્રભુનો સગુણભાવે અનુભવ કરવા માટે આ સાધનો ઉપયોગી છે. સામાન્ય રીતે પ્રભુ મન અને ઇન્દ્રિયોથી થતી સાધનાથી અનુભવમાં આવતા નથી; પણ જ્યારે સાધકમાં અનન્યભાવ અથવા નિઃસાધનભાવ આવે છે, ત્યારે તેને પ્રભુ સિવાય કાંઈ જોઈતું નથી, ત્યારે પ્રભુ પોતે કૃપાથી સગુણભાવ ધારણ કરે છે, કે જેથી સાધકના સગુણભાવને સંતોષ થાય; અથવા બીજી દૃષ્ટિથી એમ પણ કહી શકાય કે, ભક્ત ભગવાનને ઉત્પન્ન કરે છે. એમ કહેવાય છે કે, જે કૃષ્ણ ગોપીઓની સાથે રમ્યા હતા તે દેવકીજીના ગર્ભમાં જન્મ્યા ન હતા; પણ દરેક ગોપીના વિરહાગ્નિમાંથી દરેક ગોપી માટે એક એક કૃષ્ણ ઉત્પન્ન થયા હતા અને ગોપીઓને સર્વાત્મભાવ આપી ત્યાં જ અંતર્ધાન થયા હતા. આ જ કારણને લઈને કેટલાક અનન્ય ભક્તોને હજુ પણ રામ, કૃષ્ણ, ક્રાઈસ્ટ અને બુદ્ધનાં

પ્રત્યક્ષ દર્શન થાય છે અને તેઓ તેની સાથે વાત કરે છે.

જ્ઞાની પુરુષ ભગવાન પાસે નવી દૃષ્ટિ માગે છે; કારણ કે માણસની દૃષ્ટિથી પ્રભુ દેખાતા નથી. ભક્ત પ્રભુને એમ કહે છે કે, 'હું મારી દૃષ્ટિથી તમને જોઈ શકું તેમ નથી; તેથી મારી દૃષ્ટિથી જોઈ શકાય અને મારી વાણીથી વાત થઈ શકે એવું રૂપ તમે ધારણ કરો.' બન્નેના ભાવ સારા છે; કારણ કે પ્રભુ સર્વમય છે તેમજ સર્વથી અતીત છે. ખરો જ્ઞાની પુરુષ આત્માના અનુભવ સિવાય રહેતો નથી અને ખરો ભક્ત ભગવાન સિવાય કાંઈ માગતો નથી. જ્ઞાનીનો અદ્વૈતભાવ તે જ ભક્તોનો અનન્યભાવ છે. પુરાણોની ભાષા સમાધિભાષા છે. એટલે પુરાણોમાં મુખ્યત્વે સમાધિના અનુભવ આપેલા છે. તે દૃષ્ટિએ રાસલીલાના પ્રસંગ પણ સમાધિમાં મળતા આત્માના રસના અનુભવ સમજવામાં ઉપયોગી થાય છે.

એ રસ જેમ જેમ મળે છે, તેમ તેમ તેની વધારે અને વધારે ઇચ્છા થાય છે; અને જેમ જેમ વધારે ઇચ્છા થાય છે તેમ તેમ પ્રભુ સાથે જીવ વધારે જોડાય છે અને જેમ જેમ જીવ વધારે જોડાય છે, તેમ તેમ તેને લાગે છે કે આ રસની મધુરતા કહી શકાય તેવી નથી અને માપી શકાય તેવી નથી. આ રસનો અનુભવ સમાધિદશામાં રહે છે, એટલું જ નહિ પણ ટેવ પડ્યા પછી વ્યુત્થાનદશામાં પણ રહે છે; કારણ કે પ્રભુ સર્વ અવસ્થામાં હાજર હોય છે અને ટેવથી તે વાતનું સતત સ્મરણ રહે છે. જે જગ્યાએ જે વખતે મનુષ્યની પ્રકૃતિનું જોર રહે છે તે વખતે તે

જગ્યાએ પ્રભુ હાજર છતાં તેનો આનંદ મળતો નથી. જ્યારે પ્રભુ તરફ એકાગ્રતા અને અનન્યભાવ દૃઢ થાય છે, ત્યારે નવું સૌંદર્ય દેખાય છે, નવો રસ અખંડ વહે છે. જ્યારે ભગવાન ઉપર પહેલી ભક્તિ શરૂ થાય છે ત્યારે પણ એમ સમજવું કે, ત્યાં પણ ભગવાનનો અનુગ્રહ છે. બધી ક્રિયા તેની શક્તિથી ચાલતી હોવાથી જ્યાં સુધી પ્રભુ પ્રેમ ન કરે, ત્યાં સુધી જીવ તે તરફ આકર્ષાતો નથી. જશોદાજીએ શ્રીકૃષ્ણને બાંધવા માટે ઘરનાં બધાં દોરડાં ભેગાં કર્યાં, પણ જ્યારે તે પૂરાં થયાં નહિ ત્યારે બાંધનારની નિઃસાધનતા જોઈ શ્રીકૃષ્ણ પોતાની ઇચ્છાથી બંધાયા. જે પરમાત્મા સાધન–સાધ્ય નથી તે આવી રીતે કૃપાસાધ્ય બને છે.

આપણે જેવા દેખાઇએ છીએ તેથી ઘણા મોટા છીએ, ખરા સ્વરૂપનો બહુ થોડો ભાગ માણસની દૃષ્ટિથી દેખાય છે. કોઈ સાધુઓને વધારે ભાગ અનુભવમાં આવે છે અને કોઇને ઓછો અનુભવમાં આવે છે; છતાં માણસને અનુભવ ઓછો કે વધારે થાય તેથી સ્વરૂપમાં એટલે મૂળ વસ્તુમાં કાંઈ ફેરફાર થતો નથી. એક દૃષ્ટિએ જોઇએ તો બધું બધે વખતે હોય છે, કોઈ પણ વસ્તુ તદ્દન નવી બનતી નથી, માત્ર તેનાં રૂપ ફરે છે. આ પૃથ્વી ઉત્પન્ન થઈ તે પહેલાં પણ તેનાં પરમાણુ બીજી કોઈ સ્થિતિમાં હતાં. ઝાડ પણ ઊગ્યા પહેલાં હવા, પાણી અને બીજરૂપ હતું. તે તત્ત્વો ભેગાં થઈ કાંઇક થયું તેનું નામ ઝાડ પડ્યું. પિતા પુત્રમાં વીર્યરૂપે રહે છે. બાપનું જે વીર્ય પુત્રરૂપે પરિણામ પામે છે તે પોતે દેખાવમાં અલ્પ હોય છે પણ તેમાં શક્તિ બાપના જેટલી જ

રહે છે. તે વીર્યથી પુત્ર પિતા થાય છે. નામ અને રૂપ છોડી દઇએ તો બધામાં એક જીવન લાગશે. તે જીવન વરસાદથી ઘાસરૂપે પૃથ્વીમાંથી ફૂટી નીકળે છે, વનસ્પતિમાં પાંદડાં, ફૂલ, ફળરૂપે વિકાસ પામે છે, સમુદ્રમાં મોજાંરૂપે ઊછળે છે, ભરતી અને ઓટના દેખાવ સમુદ્રમાં બતાવે છે અને જન્મ અને મરણના દેખાવ માણસના જીવનમાં બતાવે છે. માણસનું શરીર ખોરાકથી બંધાય છે, પણ માણસનું રૂપ ખાધેલા ખોરાક પ્રમાણે બનતું નથી. તે રૂપ અંદરના આત્માના સ્વભાવની અસરથી બંધાય છે. પશુ અને ઝાડનાં રૂપ પણ તેમની અંદર રહેલો આત્મા બાંધે છે. તે જ આત્મા માણસના વીર્યમાંથી માણસનું શરીર બનાવે છે. સાયન્સની નવી શોધથી મરઘીનાં ઇંડાં 'ઇન્ક્યુબેટર' નામના સંચામાં ગરમી આપી સેવાય છે. તે સંચામાંથી જે બચ્ચાં નીકળે છે તે પણ ઊભાં રહી શકે છે, ઊડી શકે છે, દાણા ઓળખી શકે છે. તે ઉપરથી જણાશે કે, તેનો આત્મા ગુપ્તપણે ત્યાં પણ કામ કરતો હોય છે. દરેક જાતનાં જીવ, જંતુ વગેરેમાં એ જ નિયમ છે. જો કે માણસ ઘણે ભાગે પ્રકૃતિને વશ થઈ પોતાની ઇચ્છા વગર પણ જન્મમરણના ધર્મોમાં આવે છે, તોપણ મહાપુરુષો પોતાની ઇચ્છાથી લોકના કલ્યાણ અર્થે જન્મ લઈ શકે છે અને તેથી જ તેમનું કહેલું માનવું પડે છે. કેટલાંક બાળકોમાં પણ અસાધારણ શક્તિ દેખાય છે, તેથી વંશપરંપરા જે સ્વભાવ આવે છે અને વ્યક્તિગત જે સ્વભાવ આવે છે તેમાં ફેર લાગે છે. આત્મવિકાસની દૃષ્ટિએ બાપ અને દીકરા વચ્ચે અથવા ભાઈ ભાઈના સ્વભાવ વચ્ચે કાંઈ સંબંધ નથી. મહાત્મા ગાંધીજીના

પહેલા પુત્રનો સ્વભાવ મહાત્મા ગાંધીજીથી તદ્દન જુદો છે અને મહાત્મા ગાંધીજીના બીજા ભાઈઓના સ્વભાવ પણ તેમનાથી જુદા પ્રકારના હતા; છતાં કોઈ મહાપુરુષના જન્મ વખતે માબાપનાં શરીર અને મન સારાં હોય તો તે ઓછી ઉપયોગી વાત નથી. તે છતાં, આત્માની કેટલીક અદ્ભુત શક્તિઓ માબાપ તરફથી મળવાની જરૂર નથી. જન્મ વખતે આખા સ્વભાવનો અમુક ભાગ જન્મે છે, બાકીનો ભાગ જન્મ લેતો નથી, પણ તેની સાથે અવ્યક્તરૂપે રહે છે. તેથી જે માણસ આ નહિ જન્મેલા ભાગ તરફ પોતાને ખુલ્લો રાખી તેની અસર લઈ શકે છે, તેને અદ્ભુત જ્ઞાન અને શક્તિ મળે છે. જનસમાજમાં જે માણસ મૂર્ખ તરીકે ખપતો હોય તે પણ જો આવી રીતે પોતાના આત્માની અસર લઈ શકે તો મહાત્મા થઈ શકે છે. જ્યારે આવી રીતે આત્માની અસર કોઈ પણ શરીરમાં અવતરે છે, ત્યારે તે અસર પોતે જ પ્રમાણભૂત થાય છે. તેને પોતાની શક્તિ માટે, આનંદ માટે, જ્ઞાન માટે બીજા કોઈ પ્રમાણની જરૂર નથી; છતાં આ ભાવ બીજા એ જ કોટીના મહાત્માઓ ઓળખી શકે છે. જે જ્ઞાન આવી રીતે મળી શકે છે, તે બીજી કોઈ રીતે મળી શકતું નથી. આત્માના અનુભવ માટે બીજો કોઈ રસ્તો નથી. આત્મા પોતે જ પોતાને સમજાવે ત્યારે તેના સ્વરૂપની ખબર પડે છે. ભગવાનના અવતાર અને અવતાર જેવા પુરુષો મનુષ્યના જેવું શરીર ધારણ કરે છે એ જ આશ્ચર્યની વાત છે. સ્વામી રામતીર્થે એક વખત કહ્યું હતું કે, 'હું જ્યારે કુરુક્ષેત્રમાં બોલ્યો ત્યારે મારું કહેવું લોકો સમજ્યા નહોતા, તેથી તે જ બાબત ફરીથી

કહેવા આવ્યો છું.'

દેહમાં આત્મબુદ્ધિ લૌકિક છે. તે આત્મનિશ્ચય થતાં સુધી પ્રમાણ છે. સમષ્ટિ અભિમાન બાધક નથી. વિશ્વ મારું છે અથવા તે હું છું એવું અભિમાન બાધક નથી; પણ થોડામાં 'હું અને મારું' કરવું એવું વ્યક્તિગત અભિમાન દુઃખ ઉપજાવે છે કારણ કે તેની સામે ઘણા રહી જાય છે. અભિમાન એ બંધનું કારણ છે, માયાનું સાંનિધ્ય એ બંધનું કારણ નથી. સુષુપ્તિમાં અભિમાન ન હોવાથી સુખદુઃખ, મોહ વગેરે થતાં નથી. સુખદુઃખ બુદ્ધિનિષ્ઠ છે, પણ જીવ એને પોતાનું સ્વરૂપ માની લે છે, તેથી સુખદુઃખ આત્મામાં હોય તેમ લાગ્યા કરે છે. જેને સંસાર સાચો લાગે છે તેને છૂટવા માટે યોગમાર્ગ છે. જેને સંસાર મિથ્યા લાગે છે તેને માટે જ્ઞાનમાર્ગ છે. જે તત્ત્વના ઊહાપોહમાં કુશળ છે તેને માટે જ્ઞાનમાર્ગ છે. જે તે બાબતમાં કુશળ નથી તેને માટે યોગમાર્ગ છે. જેનામાં રાગ અને દ્વેષ છે અને જેને તે રાખવા છે તે જ્ઞાનીની પેઠે આત્મા અને અનાત્માનો વિવેક કરે અથવા યોગીની પેઠે ચિત્તનો નિરોધ કરે તોય મોક્ષને લાયક થતો નથી. તેથી બન્ને માર્ગે રાગદ્વેષ છોડવાના છે અને બન્નેનું ફળ નિર્વિકલ્પ સમાધિ છે.

દરેક જગ્યાએ દરેક વખતે માત્ર પરમાત્મા જ છે, તો બીજા કોઈની સત્તા રહેતી નથી. તેથી જેણે જે કર્મ કરવાનાં હોય તે તે સત્તા સાથે યુક્ત રહીને કરે તો તે ભાવ તેના કર્મમાં જરૂર પ્રગટ થશે. તેથી ભગવતતત્ત્વને વ્યવહારમાં લાવવું, આત્માનો પરિચય લઈને દરેક કામથી આત્માનો

પરિચય આપવો એ કર્મયોગ છે.

ભિન્નબુદ્ધિથી આત્માને વિષે ભિન્નતા ભાસે છે; કલ્પિત ભાવ એ અનાત્મ વસ્તુ હોવાથી એકમાં ભૂલથી વિરુદ્ધ ધર્મ ભાસે છે. પોતાની બુદ્ધિનો દોષ દૂર થતાં જ જેવી વસ્તુ હોય તેવી દેખાય છે, તેથી વધારે સૂક્ષ્મ વિચારની જરૂર છે.

સૂર્ય પૃથ્વી કરતાં લાખોગણો મોટો છે, છતાં જેટલે દૂર તારા છે તેટલે દૂરથી જોઈએ તો સૂર્ય પણ એક તારો લાગે અને આપણી પૃથ્વી તો દેખાય નહિ; અથવા સોય-ની અણી જેટલી નાની લાગે. એટલી નાની જગ્યામાં આપણે પૃથ્વી ઉપર જે જોઈએ છીએ તે રહેલું દેખાય છે. અહીંથી સૂર્ય થાળી જેવડો દેખાય છે. તેમાં અતિશય ગરમી છતાં, અહીં તેનો તડકો આપણને મળે છે. તે તડકામાં સૂર્યના જેવો જ સ્વભાવ છે. તેની અસરથી માણસ, પશુ, પક્ષી વગેરે જીવે છે. તેને પૃથ્વી સાથે સંબંધ નથી. સૂર્યમાં જઈને કોઈ રહી શકે નહિ, પણ અહીં તેનો સૂર્યરૂપે ઉપયોગ થઈ શકે છે. તેવી જ રીતે અહીં જે આત્માનો અનુભવ થઈ શકે છે તે પરમાત્માનો અંશ છે. તેની સત્તાથી બધું ચાલે છે, પણ તે પોતે શરીર, પ્રાણ અને મનના ધર્મોથી બંધાતો નથી.

જેમ સૂર્યની ગરમીથી તેને ઢાંકનાર વાદળાં ઉત્પન્ન થાય છે, તેમ પરમાત્માની શક્તિથી તેને ઢાંકનાર માયા ઉત્પન્ન થઈ છે; છતાં જેમ સૂર્ય પોતે પોતાને સ્થળે વગર-ઢંકાયેલ રહે છે, તેમ પરમાત્માને પોતાની માયાની અસર થતી નથી. તે સ્વપ્રકાશ ચૈતન્ય છે, આનંદરૂપ છે, તે પોતે

પોતાની માયાનો આશ્રય થાય છે અને પોતે જ પોતાની માયાનો વિષય થાય છે. તેથી જ જ્યાં ભેદ નથી ત્યાં ભેદ દેખાય છે, નિરુપાધિક તત્ત્વમાં ઉપાધિ દેખાય છે અને તે ઉપાધિમાં અંતઃકરણના ભેદ પ્રમાણે અનેકત્વ જણાય છે. સૂર્યનું પ્રતિબિંબ જળમાં પડયું હોય ત્યારે જો કે મૂળ સૂર્યને અસર થતી નથી છતાં જળમાં પડેલું પ્રતિબિંબ જળના સ્વભાવ પ્રમાણે કંપ વગેરેનો અનુભવ કરે છે. તે પ્રમાણે અંતઃકરણમાં પડેલું ચૈતન્ય 'હું કરું છું', ભોગવું છું'' એમ માને છે; તેથી જ્યારે તે અંતઃકરણગત સ્વભાવથી બનેલ જીવ મૂળ બિંબરૂપ પરમાત્માને શરણે જાય છે, ત્યારે જેવો ભાવ તે ભગવાનને અર્પણ કરે છે તેવો તેને પાછો મળે છે; કારણ કે ભગવાનને કોઈ લાભની અપેક્ષા નથી. તેથી જેમ દર્પણમાં દેખાતા મોઢા ઉપર ચાંદલો કરવો હોય તો ખરા મોઢા ઉપર કરવાથી દર્પણમાં રહેલને થાય છે, તેમ જીવને જે લાભ જોઈતો હોય તે ભગવાનને અર્પણ કરવાથી જીવને પાછો મળે છે; અને આવી રીતે તે લાભ પાછો મળે છે, એ ભગવાનની કૃપાનું પરિણામ છે અને જીવના પુરુષાર્થનું ફળ છે. ભગવાનમાં જે જે ધર્મ માનીએ તે જીવમાં પાછા આવતા જણાય છે. ભગવાનમાં સર્વ પ્રકારના ધર્મ છે એમ માનવાથી જીવને પણ એવું લાગે છે કે, પોતે સર્વરૂપ છે. તેમાં કાળનો નિયમ નથી. બત્તી થાય અને અંધારું જાય તેમ અજ્ઞાન જતું રહે છે અને અજ્ઞાન જવાથી અજ્ઞાનનું કાર્ય પણ જતું રહે છે.

જ્ઞાની પુરુષ આત્માને દેશકાળના ભાવથી રહિત જુએ

. તે માને છે કે આત્મા સર્વત્ર છે, સર્વદા છે, નિત્ય આનંદ-
પ છે; એટલે આત્માનો અનુભવ થયા પહેલાં પણ તે
ખરૂપ છે, પ્રાપ્ત છે; તે મેળવી શકાય તેમ નથી, મૂકી
કાય તેમ નથી. તેના સુખમય સ્વભાવનો અનુભવ ન થવાનું
ારણ તેનું એટલે આત્માનું અજ્ઞાન છે અને તે અજ્ઞાન
પાત્મજ્ઞાનથી મટે છે. દોરડીમાં સર્પ ભ્રાંતિથી અથવા અંધા-
ામાં ભાસે છે. પ્રકાશ આવતાં જેમ તે જ જગ્યાએ દોરડી
ખાય છે, તેમ જે જગ્યાએ પહેલાં જગત દેખાતું હતું તે જ
જગ્યાએ જ્ઞાન મળ્યા પછી પરમાત્મા દેખાય છે. આત્મા
તે જ પરમાત્મા છે. તેના અજ્ઞાનથી જ્યાં પરમાત્મા છે ત્યાં
જગત દેખાય છે. ઘણાં માણસો પોતાના કલ્પિત જગતમાં
રહે છે, તેથી જેટલા જગતને જોવાવાળા છે તેટલાં કલ્પિત
જગત છે.

જ્ઞાની માને છે કે પોતે દેહ નથી, પ્રાણ નથી, મન
નથી; પોતે માત્ર અહીં નથી, સર્વત્ર છે; પોતે માત્ર હમણાં
નથી, સર્વદા હતો, છે અને રહેશે.

જ્ઞાનમાર્ગમાં દેશ (સ્પેસ) અને કાળ (ટાઇમ)નો વિચાર
ખાસ ઉપયોગી છે. વિચારથી દેશકાળ ઉત્પન્ન થાય છે. જેટલો
જીવનો વિચાર તેટલો પ્રદેશ જીવના સ્વાધીનમાં રહે છે.
જેટલો વખત જેટલા વિચાર જીવમાં રહે છે, તેટલા વખત
પ્રમાણે જીવનો કાળ બંધાય છે. આત્મજ્ઞાનથી વિચાર બંધ
પડે છે, તેથી અમુક જગ્યાએ અને અમુક કાળમાં જીવન
રાખવાની અને જોવાની જરૂર પડતી નથી. દેશ અને કાળ
સાપેક્ષ છે. માણસની વૃત્તિ ફરવાથી તેમાં ફેરફાર થાય છે.

માણસનો કાળ માણસનો બનાવેલો છે, માણસની જગ્યા પણ માણસની બનાવેલી છે. માણસ તે ફેરવી શકે છે.

દરેક માણસને મોટા થવું ગમે છે અને ઘણાં વર્ષ જીવવું ગમે છે. આત્મજ્ઞાનથી માણસ એવો મોટો થાય છે અને એવો નિત્ય સ્વભાવવાળો થાય છે કે તેની સામે કોઈ રહેતું નથી. તે પૂર્ણ થાય છે. જેઓ આત્મજ્ઞાનથી મોટા થઈ શકતા નથી તે સમાજસેવાથી અથવા દેશસેવાથી પોતાનું જીવન વિશાળ બનાવે છે. છતાં તે પૂર્ણ વિશાળ બનતું નથી.

જ્યાં બીજા કોઈ સામે રહી જાય ત્યાં ખરું સ્વરાજ્ય ભોગવી શકાતું નથી. તેથી જ ઋષિમુનિઓએ બ્રહ્મજ્ઞાનની જરૂર માનેલી છે. તેનાથી સામે કોઈ રહેતું નથી અને પૂર્ણ વિશાળ જીવન મળે છે પણ તે માટે નાનું જીવન છોડવું પડે છે. તેથી કેટલીક મુશ્કેલીઓ ઊભી થાય છે.

કર્મયોગી, ભક્ત અને જ્ઞાનીને પણ વિઘ્ન નડે છે. તેઓ પણ ભૂલ કરે છે. તે ઉપરથી જણાય છે કે, મોક્ષનો માર્ગ સરળ નથી. તેમાં સૌથી ઉત્તમ પુરુષાર્થ રહેલો છે અને તેનું ફળ પણ ઉત્તમ છે.

કર્મયોગીનો ઉત્સાહ કોઇ વખતે કોઈ જગ્યાએ મંદ થઈ જાય છે. વળી તેને શરીરનું અભિમાન હોય છે તેથી કોઇ વખતે કોઈ જગ્યાએ તે રાગદ્વેષ અને અભિમાનને વશ પણ થાય છે, અને શરીરમાં રોગને જગ્યા આપે છે. ઘણા હઠયોગી રોગથી પીડાતા જણાય છે. રાજયોગીને સિદ્ધિનાં આવરણ નડે છે.

ભક્ત શરણુભાવથી રહે છે; પણ તેમાં કેટલીક વાર ધ્યાન ન રહે તો એવું બને છે કે, ભગવાન તરફ શરણુભાવ રાખવાને બદલે તે જગત તરફ શરણુભાવ રાખે છે અને વિષયને તાબે થઈ જાય છે. જગતને ભગવાનરૂપે જોવામાં જો તે દૃષ્ટિ સર્વત્ર અને સર્વદા ન રહે તો શરણુભાવ તેને માયામાં લપટાવે છે. શરણુભાવ ભગવાન તરફ બરાબર રહે તે માટે જગતના વિષયોમાં પૂરો વૈરાગ્ય રહેવો જોઈએ.

વૈરાગ્ય પણ એવા પ્રકારનો જોઈએ કે વિષયોમાં રાગ ન થાય અને વિષયોનો દ્વેષ પણ ન થાય. કેટલાક વૈરાગી પુરુષો નિત્ય જગતના લોકોની નિંદા કર્યા કરે છે. તેમ કરવાથી આત્મભાવ જાગ્રત થતો નથી. વિષયોનો દ્વેષ ન કરવો એનો અર્થ એમ નથી કે, વિષયો છૂટથી ભોગવવા અને વિષયોમાં રાગ ન રાખવો; એનો અર્થ એમ નથી કે, વિષયી અને વ્યાવહારિક માણસોની નિંદા કરવી. સમતા એ યોગનું લક્ષણ છે.×

ભક્ત એમ માને છે કે, જીવમાં અજ્ઞાન દુઃખ વગેરે ભગવાનની ઇચ્છાથી આવે છે અને ભગવાનની ઇચ્છાથી તેનો નાશ થાય છે.

જ્ઞાની એમ માને છે કે, જગતમાં દુઃખ અજ્ઞાનથી આવ્યું છે તેથી તે જ્ઞાનથી જશે, કર્મથી મટશે નહિ. તે જ્ઞાનથી મોક્ષ માને છે.

ખરી રીતે ઇચ્છાથી અજ્ઞાન ઉત્પન્ન થાય છે અને અજ્ઞાનથી ઇચ્છા ઉત્પન્ન થાય છે. બન્ને દૂર કરવા માટે

× समत्वं योगमुच्यते ।

તત્ત્વજ્ઞાન અને વાસનાક્ષયની જરૂર છે. દુઃખનું કારણ શરીર છે; શરીરનું કારણ કર્મ છે, કર્મનું કારણ રાગદ્વેષ છે, રાગદ્વેષનું કારણ અજ્ઞાન છે અને અજ્ઞાનનું કારણ આત્માનો વિચાર કર્યો નથી, એ છે.

જ્ઞાની જગતના વિષયો તરફ સારો વૈરાગ્ય રાખે છે અને બધા વિષયોને અને જગતને તુચ્છ સમજે છે; પણ તેમાં કેટલીકવાર ધ્યાન ન રહે તો એવું બને છે કે, તે તુચ્છભાવ આત્મા તરફ પણ વળે છે; એટલે કે આત્મા તરફથી શાંત ચિત્તમાં મળતી અલૌકિક અસરને કલ્પના સમજી તુચ્છકારે છે. તેથી જે આનંદ, પ્રેમ, શક્તિ, તેજ, વિશાળતા વગેરે આત્માના અલૌકિક ભાવ ભક્તને મળે છે, તે જ્ઞાનીને મળતા નથી; તેથી જ્ઞાની ભૂલે તો શુષ્ક થઈ જાય છે અને કોઈ વખતે નાસ્તિક પણ થઈ જાય છે.

બધા સાધક આવી ભૂલો કરે છે એમ નથી. ભૂલોને માટે મોક્ષમાર્ગમાં જગ્યા રહે છે; તેથી સાવધ રહેવાની જરૂર છે. ભૂલ થવાનું મુખ્ય કારણ એ છે કે, આત્માની અસર લાગ્યા પછી પણ પહેલાંનો સ્વભાવ યાદ આવે છે. તે મૂકવો ગમતો નથી; અને જ્યાં સુધી તે સ્વભાવ ન મૂકી શકાય, ત્યાં સુધી આત્માનો મૂળ સ્વભાવ જોર કરતો નથી. જીવને ખાડામાં પડવું હોય તો પણ જાણે અંદરથી મંજૂરી મળતી હોય તેમ પહેલાં લાગે છે, તેથી સંભાળ રાખવી જોઈએ. આત્માના અલૌકિક ભાવને માટે અંદર જગ્યા કરવી જોઈએ, ઇન્દ્રિયોના લૌકિક ભાવને માટે જગ્યા આપવી નહિ.

જેમ વીજળીની બત્તી કરવા માટે તેના પોઝિટિવ અને

નેગેટિવ છેડા જોડવા પડે છે, તેમ અંદર આત્માનું તેજ મળે તે માટે તેવો જ પ્રયોગ કરવો પડે છે. ઈશ્વર હંમેશાં પોઝિટિવ છે, જગત હંમેશાં નેગેટિવ છે. જીવમાં પોઝિટિવ અને નેગેટિવ બન્ને ભાવ રહે છે; તેથી અંદર પ્રકાશ કરવા માટે ઈશ્વર તરફ જીવે નેગેટિવ ભાવ-એટલે દીનતા રાખવી જોઈએ અને જગત નેગેટિવ છે તેથી જગત તરફ જીવનો પોઝિટિવ ભાવ-એટલે દૃઢ વૈરાગ્ય જોઈએ, કે જેથી જગતનો કોઈ પણ ભાવ જીવને દાબી શકે નહિ. આ રસ્તે અંદર અને બહાર તેજ થશે અને તે તેજથી સત્ય દેખાશે.

નિષ્કામ કર્મથી ચિત્ત શુદ્ધ થાય છે, જ્ઞાનથી આત્માનું અસંગપણું ખબર પડે છે, ભક્તિથી સર્વાત્મભાવનો અનુભવ થાય છે, તેથી ત્રણેની જરૂર છે. ત્રણેનો લાભ મળ્યા પછી જ્ઞાન પ્રમાણે દૃષ્ટિ થાય છે અને દૃષ્ટિ પ્રમાણે કર્મ થાય છે. આ ભાવને જૈન ધર્મમાં જ્ઞાન, દર્શન અને ચારિત્ર્ય કહે છે.

વેદધર્મમાં ગીતા, ઉપનિષદ અને બ્રહ્મસૂત્ર એ ગ્રંથો પ્રસ્થાનત્રય મનાય છે. વેદાન્ત એટલે વેદનો છેડો. વેદમાં જે ક્રિયાકાંડ છે તેને અંતે જ્ઞાન આપેલું છે. તે જ્ઞાન ઉપનિષદોમાં એકઠું કરેલું છે. ઉપનિષદો ચાર વેદની જુદી જુદી શાખાઓમાંથી તૈયાર કરેલ હોવાથી તેમાં કેટલીક વિરુદ્ધ અર્થવાળી શ્રુતિઓ જોવામાં આવે છે. તેના અર્થનો સમન્વય કરવા માટે વેદવ્યાસે બ્રહ્મસૂત્ર રચ્યાં. જે વખતે બ્રહ્મસૂત્ર થયાં તે વખતે છાપખાનાની કળા ન હોવાથી બહુ જ ટૂંકામાં એટલે સૂત્રરૂપે ઉપનિષદના અર્થનો સમન્વય કરવામાં આવેલ છે. તેથી વેદવ્યાસના બ્રહ્મસૂત્ર ઉપર શંકરાચાર્ય,

વલ્લભાચાર્ય, રામાનુજાચાર્ય, મધ્વાચાર્ય વગેરે આચાર્યોએ ભાષ્યો કરેલાં છે. તે બધાના મત આ નાના પુસ્તકમાં સમજાવી શકાય તેમ નથી.

કેટલાક માણસ એવા મતના હોય છે કે, કર્મથી દેહાભિમાન જાય છે; કેટલાક કહે છે કે, ભક્તિથી દેહભાન વીસરી જવાય છે; કેટલાક કહે છે કે, જ્ઞાનથી દેહભાન રહેતું નથી. આ ત્રણે મતમાં હેતુ સમાન છે. કોઈ પણ રીતે દેહનું અભિમાન છોડવાનું છે. ત્યારે જ આત્મસાક્ષાત્કાર થાય છે.

ગીતાનો ઉપદેશ સરળ ભાષામાં ઉત્તમ રીતે ઉત્તમ અધિકારીને આપેલ છે. તેમાં વેદધર્મનું રહસ્ય આવી જાય છે. પણ ગીતામાં અર્જુનનો અધિકાર અને લડાઈનો પ્રસંગ જોઈને શ્રીકૃષ્ણે ઉપદેશ આપેલ છે. તે ઉપદેશ કેટલાક વિદ્વાનો કેવળ નિષ્કામ કર્મમાર્ગમાં જ વાળે છે; પણ એ વાત ભૂલવી ન જોઈએ કે, ઉદ્ધવજીને શ્રીકૃષ્ણે નિવૃત્તિનો ઉપદેશ કરેલ છે. માત્ર કર્મનું ફળ છોડવાનું નથી પણ કર્તાપણાનું અભિમાન પણ છોડવાનું છે.

પ્રવૃત્તિના ધર્મો અને નિવૃત્તિના ધર્મો કેટલાક વિદ્વાનો સ્પષ્ટ સમજી શકતા નથી. જે પ્રવૃત્તિ નિવૃત્તિ તરફ લઈ જાય, તે પ્રવૃત્તિ નિવૃતિરૂપ જ છે; અને જે નિવૃત્તિ પ્રવૃત્તિ તરફ લઈ જાય તે નિવૃત્તિ પ્રવૃત્તિ જેવી જ છે. દૃષ્ટાંત તરીકે સંન્યાસીઓની પ્રવૃત્તિ નિવૃત્તિ ઉત્પન્ન કરે છે; પણ પેન્શન ઉપર નિવૃત્ત (રિટાયર્ડ) થયેલ સરકારી નોકરોની નિવૃત્તિ પ્રવૃત્તિ ઉત્પન્ન કરે છે; કારણ કે તે વખતે વખત કેમ ગાળવો તે તેમને ખબર હોતી નથી. અર્જુનને જે પ્રકારની પ્રવૃત્તિ

શ્રીકૃષ્ણે બતાવી હતી તે પ્રવૃત્તિ નિવૃત્તિ તરફ લઈ જનારી હતી, કારણ કે અર્જુનનો રથ હાંકનાર શ્રીકૃષ્ણ હતા. પણ હાલમાં યુરોપના સંસ્કારની અસરથી જે પ્રવૃત્તિ થાય છે તેને વિષયો પ્રેરે છે, તેથી તે નિવૃત્તિ તરફ લઈ જતી નથી, પણ મરણપર્યંત જીવને પ્રવૃત્તિમાં જ રાખે છે. તે પ્રવૃત્તિ એવી હોય છે કે જેથી તે પોતે જ પોતાને ઓળખી શકતો નથી; તો પછી પોતાના કર્તવ્યને શી રીતે જાણી શકે? માટે બધા પ્રકારની પ્રવૃત્તિ સારી નથી અને બધા પ્રકારની નિવૃત્તિ પણ સારી નથી. જે પ્રવૃત્તિથી અથવા નિવૃત્તિથી આત્માનો લાભ મળે તે જ સારી કહી શકાય. કોઈ પણ કામ કરવાની ઇચ્છા કરવાથી પ્રકૃતિનું બંધન થાય છે અને કોઈ પણ કામ ન કરવાની ઇચ્છાથી પણ પ્રકૃતિનું બંધન થાય છે; અને છતાં શરીર છે ત્યાં સુધી કાંઈક કામ તો ચાલ્યા જ કરશે. ત્યારે કરવું શું? કાંઇક કર્મ કરી બતાવવાની ઉતાવળ કરવા કરતાં 'શું કરવું' તે સમજવામાં ઘણો વિચાર કરવો જોઇએ. જે પ્રભુ બધા કર્મને સત્તા આપે છે તેને સતત શરણે રહી, કામ કરવાથી 'શું કરવું' તે ખબર પડશે. પહેલાં શરણભાવ કેમ રાખવો તે બરાબર સમજવું જોઇએ. શરણભાવ પૂરો થશે એટલે જીવભાવ રહેશે નહિ અને તેની સાથે જ 'પોતાનું કર્તવ્ય' એવું કાંઈ રહેશે નહિ. આજની વિદ્યા શીખેલા માણસોને આ વાત રુચે તેવી નથી, પણ જે સનાતન ધર્મ છે તે યુગધર્મથી હારશે નહિ.

આત્મા સર્વ ભાવથી નિર્લેપ છે, એટલું જ નહિ પણ સદા નિર્લેપ છે. તેનું જ્ઞાન થયા પહેલાં તે મુક્ત છે

અને તેથી આનંદમય છે; છતાં તે જ વખતે તેને સુખદુઃખ પણ થયા કરે છે. આત્માના આવા વિલક્ષણ સ્વભાવને લઈને મતમતાંતર થયા છે. જે આનંદઘન છે તેને દુઃખ કેમ થાય છે? તે બાબત માયામાં રહેલ બુદ્ધિ સમજી શકે તેમ નથી; છતાં દુઃખ કાયમને માટે મટી શકે છે એ બાબત બધા ધર્મવાળા કબૂલ કરે છે.

બુદ્ધદેવે કહ્યું છે કે, અનિત્ય વસ્તુઓમાં ચિત્ત જવાથી દુઃખ થાય છે, તેથી તેમાંથી ચિત્તને હઠાવવું જોઈએ. શ્રીશંકરાચાર્ય કહે છે કે, આત્માના અજ્ઞાનથી અનિત્ય વસ્તુઓમાં ચિત્ત જાય છે, માટે આત્મજ્ઞાનથી દુઃખ મટશે. શ્રીવલ્લભાચાર્ય કહે છે કે, આત્મજ્ઞાનથી દુઃખ જશે પણ (આત્માનો) અલૌકિક રસ ભગવાનના અનુગ્રહથી જ મળશે.

હઝરત મહમ્મદ પયગમ્બર (સલ) ના જીવન વિષે અને તેમના સિદ્ધાંત વિષે લોકોમાં અને ખાસ કરીને હિંદુઓમાં ઘણું અજ્ઞાન રહેલું છે. દરેક માણસને આત્મસાક્ષાત્કાર માટે દરેક ધર્મના સિદ્ધાંતો જાણવાની જરૂર પડતી નથી. સામાન્ય લોકો બહારના આચાર ઉપરથી ધર્મનું માપ કાઢે છે, તેથી જેમ હાલના ક્રિશ્ચિયનોમાં વેપારી બુદ્ધિના જોરને લઈને પાપવૃત્તિ જણાય છે અને તેથી ક્રિશ્ચિયન ધર્મ ઉપર ટીકા થાય છે, તેમ તે પહેલાંના કાળમાં મુસલમાનોમાં લડાયક સ્વભાવના જોરને લઈને અને તેમનામાં હિંદુધર્મની અણસમજણને લઈને કેટલાક દોષ દેખાવા લાગ્યા અને તેથી મુસલમાની ધર્મ ઉપર પણ ટીકા થવા લાગી. પણ તેથી ક્રિશ્ચિયન ધર્મના સાચા સિદ્ધાંતો અને મુસલમાની ધર્મના

સાચા સિદ્ધાંતો ખોટા ઠરતા નથી. હિંદુસ્થાનમાં મુસલમાનોની વસ્તી ક્રિશ્ચિયનો કરતાં ઘણી વધારે છે, છતાં લોકોમાં જેટલું વધારે જ્ઞાન ક્રિશ્ચિયન-ધર્મનું ફેલાય છે તેટલું મુસલમાની ધર્મનું ફેલાતું નથી. તેનું કારણ ક્રિશ્ચિયન ધર્મ એ રાજધર્મ થયો છે. પણ સમાજની ઉન્નતિ માટે હિંદુઓએ મુસલમાની ધર્મના સાચા સિદ્ધાંતો જાણવા જોઈએ અને મુસલમાનોએ હિંદુઓના સાચા સિદ્ધાંતો જાણવા જોઈએ. તેમ કરવાથી જ બન્ને કોમ વચ્ચે સાચો સંપ થશે. માત્ર સંખ્યા વધારવાથી ધર્મનું માન વધતું નથી અને ખરો સંપ થતો નથી. તેમના ધર્મ વિષે આ જગ્યાએ માત્ર થોડું કહી શકાય તેમ છે.

હજરત મહમ્મદ પયગમ્બર (સલ) છઠ્ઠી સદીમાં જન્મ્યા હતા. તેમની ટેવો સાદી હતી, સ્વભાવે દયાળુ હતા, વાતચીતમાં વિવેકી હતા. ધર્મ ઉપર તેમને ઘણી લાગણી હતી. તે વખતના માણસોમાં નાસ્તિકભાવ બહુ આવવાથી ધાર્મિક સુધારાની જરૂર તેમને લાગતી હતી; તેથી ઘણા દિવસો સુધી માણસોનો સંગ છોડી તે 'હારા' પર્વતની ગુફામાં એકાંતમાં વસતા અને કેટલાક દિવસો અને રાત્રિઓ સુધી પ્રાર્થના અને ધ્યાન કરતા. તેના પરિણામમાં તેમને કેટલાક આશ્ચર્યકારક દેખાવ દેખાતા અને સમાધિના અનુભવ થતા.

પિસ્તાળીસમે વર્ષે તેમને ખુદાનો આદેશ મળ્યો. એક રાત્રે તે ગુફામાં સૂતા હતા ત્યાં કાંઈક અવાજ આવ્યો. ઓઢવાનું ખસેડી જોતાં તેમણે સહન ન થઈ શકે તેવું તેજ

જોયું અને તેથી તેમને મૂર્ચ્છા આવી. શુદ્ધિમાં આવતાં તેમણે એક દેવદૂત જોયો. તે દૂતે એક રેશમી રૂમાલ તેને બતાવ્યો. તે રૂમાલમાં કાંઇક લખ્યું હતું, તે બતાવી દૂતે કહ્યું કે, "વાંચ!" મહમ્મદ પયગમ્બર (સલ) સાહેબે કહ્યું કે, "મને વાંચતાં આવડતું નથી." દૂતે કહ્યું કે, "જે ખુદાએ આ જગત રચ્યું છે, જેણે લોહીના કણમાંથી માણસ બનાવ્યો છે, તેના ઉપર શ્રદ્ધા રાખી વાંચ; જેણે માણસને અક્ષર આપ્યા છે, લખવા માટે લેખણ આપી છે, વાંચવા માટે આંખો આપી છે, સમજવા માટે મન આપ્યું છે, જેણે દિવ્ય જ્ઞાન માટે આત્મા આપ્યો છે તેના ઉપર શ્રદ્ધા રાખી વાંચ."

આ સાંભળી મહમ્મદ સાહેબ (સલ) ની બુદ્ધિમાં દિવ્ય તેજ આવ્યું અને રૂમાલ ઉપર શું લખ્યું હતું તે વાંચ્યું. તે પૂરું થઈ રહ્યું ત્યારે દૂતે કહ્યું કે, "હવે તું ખુદાનો સેવક થયો છે." ત્યાર પછી જે જે હકીકત તે રૂમાલમાં પયગંબર સાહેબે વાંચી હતી તે કુરાનમાં બતાવી છે. તે રૂમાલને 'વહી' કહે છે.

હિંદુ ધર્મની માફક કુરાનમાં પણ વૈરાગ્યનો ઉપદેશ છે, ખુદાને અનન્યભાવે શરણ જઈ તેમનો અનુગ્રહ મેળવવાની તેમાં ખાસ આજ્ઞા છે. મુસલમાનો 'બિસ્મિલ્લાહિર્ રહમાનિર્ રહિમ' એ નામની માળા ફેરવે છે તેનો અર્થ એવો છે કે, દયાળુ અને કૃપાળુ પ્રભુના નામથી હું જીવું છું.

ઇસ્લામી ભાઇઓ એમ માને છે કે, માત્ર મુસલમાની ધર્મમાં જ એકેશ્વરવાદ છે અને હિંદુ ધર્મમાં અનેક દેવ–દેવતાઓ હોવાથી ઘણા ઇશ્વર છે, પણ આમાં તેમની ગેર-

સમજ છે. હિંદુધર્મમાં પણ એકેશ્વરવાદ છે. માત્ર સકામ ભક્તો પોતાની કોઈ ઇચ્છા પૂરી કરવા તે ઇચ્છા પૂરી કરે તેવા દેવની આરાધના કરે છે. તે પ્રમાણે મુસલમાનોમાં પણ સકામ ભક્તો તાવીજ, યંત્ર, મંત્ર વગેરે કરે છે; પણ તેથી મૂળ સિદ્ધાંતો ખોટા ઠરતા નથી. કુરાને શરીફની બીજી સુરાની ૨૫૫ મી પંક્તિમાં લખેલ છે કેઃ—

'એક અલ્લાહ સિવાય બીજો અલ્લાહ નથી, તે અમર છે અને અવિનાશી છે. તેને નિદ્રા ઘેરતી નથી. આસમાનમાં અને જમીનમાં જે કંઈ છે તે તેનું છે. એની રજા સિવાય એની પાસે કોઈની સિફારસ કરી શકે એવો કોણ છે? વર્તમાનકાળમાં જે કાંઈ બને છે અને ભૂતકાળમાં જે કાંઈ બની ગયું છે તે સઘળું તે જાણે છે. એની ઇચ્છા સિવાય એના જ્ઞાનમાંથી કોઈ કંઈ જાણી શકતા નથી. એની શક્તિ વા સલ્તનત આકાશ અને પૃથ્વીને છાઈ વળેલી છે, અને એનું રક્ષણ કરવામાં એને શ્રમ પડતો નથી. અલ્લાહ ઉચ્ચ અને મહાન છે.'

ઇશ્વરનું આવું વર્ણન ગીતા અને ઉપનિષદોમાં ઘણે ઠેકાણે ભરેલું છે.

મુસલમાનો માને છે કે, મુસલમાનોને જ મોક્ષ મળશે. તેનો અર્થ એવો જ થઇ શકે કે, મુસલમાની ધર્મમાં જે ઉત્તમ સિદ્ધાંતો આપ્યા છે તેવા સિદ્ધાંતો આ પૃથ્વી ઉપર જે જે માણસ પાળતા હોય તેને મોક્ષ મળે છે. તે સિદ્ધાંતો બધા ધર્મમાં સમાન હોવાથી બધાને મોક્ષનો અધિકાર પ્રાપ્ત થાય છે.

મુસલમાનોના કુરાનનું સૂત્ર "અલેફ્-લામ-મીમ" છે. તેનો અર્થ હિંદુઓના ઉપનિષદ્‌માં "अहं ब्रह्मास्मि" માં આવે છે. અલ્લાહને એટલે ઈશ્વરને નહિ માનનારને તેઓ કાફર કહે છે. તેથી જે હિંદુઓ ઈશ્વરને માને છે તે કાફર કહેવાય નહિ. અલ્લાહ તઆલાનાં જે સુંદર નામો મુસલમાની ધર્મમાં છે તેવાં જ સુંદર નામો હિંદુઓના વિષ્ણુસહસ્રનામમાં છે.

વળી હિંદુધર્મમાં, આત્મસાક્ષાત્કાર માટે જેમ ભક્તમાં નિઃસાધનતા આવે છે અને માત્ર ભગવાનના અનુગ્રહ ઉપર તેનો આધાર રહે છે તેમ મુસલમાની ધર્મની સાધનામાં પણ નિઃસાધનતાનો વખત આવે છે. તે માટે તપસ્વી હુસેન મન્સુર કહે છે કે, "પ્રેમરૂપી ઝાડુથી ભેદભાવ દૂર કર, નિમાજની સાદડી છોડ, વજુનો કૂજો ફોડ, માળા તોડ અને કિતાબો પાણીમાં નાખ; હંમેશાં ખા, હંમેશાં પી; પણ ગફલતમાં ન રહે. 'અનલ હક' બોલ અને હરદમ ધ્યાન કર, ત્યારે જ પ્રભુ મળશે." મુસલમાની ધર્મનાં ઉત્તમ રહસ્યોની વધારે હકીકત મારા 'તે કોણ?' પુસ્તકના બીજા વિભાગમાં સમજાવવામાં આવેલ છે.

યુરોપમાં મોક્ષનો વિચાર ઘણા મહાપુરુષોએ કરેલો છે. પ્લેટો, એરિસ્ટોટલ, સૉક્રેટિસ, પ્લોટિનસ, બેકન, કેન્ટ, ઉસ્પેન્સ્કી, એડવર્ડ કાર્પેન્ટર વગેરે સારા તત્ત્વચિંતકો ત્યાં થઇ ગયા છે.

ભક્તિમાર્ગમાં જેકબ બહેમી, સેંટ ટેરેસા, સેંટ ઑગસ્ટીન, મોલીનસ વગેરે મહાત્મા થયા છે.

યુરોપના ધર્મનો મૂળ પાયો મોઝીઝને મળેલી દશ આજ્ઞાથી થયો છે. તેને જૂના કરાર કહે છે. જિસસ ક્રાઇસ્ટને જે આત્મતેજ મળ્યું તેના અનુભવના ઉદ્ગારને નવા કરાર કહે છે.

જિસસ ક્રાઇસ્ટનો ઉપદેશ કીમતી છે, પણ તે તે વખતની ત્યાંની પ્રજા લઈ શકી નહિ; એટલું જ નહિ પણ જિસસ ક્રાઇસ્ટને તે માટે ક્રોસ ઉપર ખીલા ઠોકી મારી નાખવામાં આવ્યા! હિંદમાં જ્યારે તેના જેટલું તેજ કોઈ મહાત્મામાં જણાય છે ત્યારે તેને અતિશય માન આપવામાં આવે છે.

ખરી રીતે જિસસ ક્રાઇસ્ટની કીર્તિ તેમના શિષ્ય સેંટ જોને વધારી છે. તે પછી તેના કેટલાક અનુયાયી થયા. તેઓએ ક્રિશ્ચિયન ધર્મ યુરોપમાં દાખલ કર્યો. તેમાં કેટલાક સારા સાધુઓ અને સાધ્વીઓ થયેલ છે; પણ તેઓ ત્યાંની પ્રજાના જીવનમાં મોક્ષને એક ઉપયોગી પુરુષાર્થ તરીકે દાખલ કરી શક્યાં નહિ. ક્રિશ્ચિયનોની ભક્તિનો ઉત્તમભાગ મારા 'તે કોણ?' ના પુસ્તકના ત્રીજા વિભાગમાં સમજાવવામાં આવેલ છે.

અમેરિકામાં ઘણે ભાગે યુરોપના ધર્મના સંસ્કાર છે, છતાં આધુનિક કાળમાં ત્યાં એમર્સન અને વોલ્ટ વીટમેન જેવા મહાત્માઓ થયા છે. વીટમેનની એવી ઇચ્છા હતી કે, આખા અમેરિકાને મોક્ષમાર્ગ બતાવી આધ્યાત્મિક બનાવી જગતના ગુરુ તરીકે તેનું સ્થાન મૂકવું. એક લેખક વીટમેનને ક્રાઈસ્ટ કરતાં પણ વધારે મોટા મહાત્મા તરીકે ગણે છે; છતાં વીટમેનનો ઉપદેશ તેના વખતમાં અમેરિકા ઝીલી

શક્યું નહિ અને થોડો વખત વીટમેનના ગ્રંથો પણ પ્રસિદ્ધ થવા દેવામાં આવ્યા નહોતા. જેવો ગીતાનો વિભૂતિયોગ છે, તેવી જ વાણી વીટમેનના મુખમાંથી નીકળી છે.

પશ્ચિમના દેશોના ધર્મ ઉપર ત્યાંના સાયન્સની શોધોની બહુ અસર થઈ છે. ખાસ કરીને પ્રોફેસર ડાર્વિનના 'ઉત્ક્રાન્તિવાદ' (એટલે ઇવોલ્યુશન) નું ત્યાં ઘણું જોર રહ્યું અને હજુ છે. તે મત પ્રમાણે આ પૃથ્વી જ્યારે ઉત્પન્ન થઈ ત્યારે તેમાં જમીન ઉપર વનસ્પતિ અને પાણીમાં માછલાં થયાં હતાં; ત્યાર પછી સર્પ, પશુ, પક્ષી વગેરે ઉત્પન્ન થયાં; ત્યાર પછી વાંદરાંની નવી નવી જાતો થઈ અને અંતે પૂંછડી જતી રહી અને જંગલી માણસ ઉત્પન્ન થયાં. છેવટે હાલનાં માણસ ઉત્પન્ન થયાં અને હવે કદાચ દેવજાતિ ઉત્પન્ન થાય. સાયન્સ કહે છે કે, માણસનો જન્મ થાય છે ત્યારે પણ પહેલાં તે જીવ તેની માતાના ઉદરમાં માછલા જેવો હોય છે. તે પછી જુદા જુદા પશુ જેવા આકારના ફેરફાર થઈને અંતે માણસરૂપે બહાર આવે છે. બચ્ચામાં શરૂઆતથી મોટી ઉંમર સુધી ઘણા પ્રકારે શરીરનો અને મનનો વિકાસ થાય છે; તેથી તે દૃષ્ટિએ ઉત્ક્રાન્તિવાદને ટેકો મળે છે, પણ માણસની દૃષ્ટિ સાચી નથી.

આ પૃથ્વી ઉપર પહેલા જીવ શી રીતે આવ્યા ? તે બાબત સાયન્સ શોધી શક્યું નથી. મન પહેલું શી રીતે આવ્યું તે પણ નક્કી થઈ શક્યું નથી. તેને માટે જુદી જુદી કલ્પનાઓ થયા કરે છે.

વળી હિંદુસ્થાનની પ્રજા ઉત્ક્રાન્તિવાદ સ્વીકારી શકે

તેમ નથી. અહીંના માણસો પહેલાં જંગલી હતા અને હવે સુધર્યા છે, એ વાત સાચી નથી. જેઓએ ઋગ્વેદ વગેરેનું બરાબર અધ્યયન કર્યું છે તેઓ નિઃશંક કહે છે કે, હિંદની પ્રજા પુરાતન કાળમાં બહુ સુધરેલ હતી. હિંદના પુરાતન કાળના આધ્યાત્મિક ગ્રંથોએ આખી પૃથ્વીના સારા માણસોના આત્મા જાગ્રત કર્યા છે; અને એમ પણ સાબિત થઈ શકે છે કે, આ દેશની વિદ્યાની અસરથી બીજા દેશોની વિદ્યાકળા સંસ્કારી થઈ છે; તેથી ડાર્વિનનો મત ખોટો ઠરે છે.

પ્રસિદ્ધ દેશભક્ત અને મહાન યોગી શ્રી. અરવિંદ ઘોષ કે જેમણે કેટલાંક વર્ષ પહેલાં સ્વરાજ્ય માટે આ દેશને જાગ્રત કર્યો હતો અને જે કેટલાંક વર્ષ થયાં પોન્ડેચેરીમાં એક ઠેકાણે રહી યોગસાધના કરે છે, તે ઉત્ક્રાન્તિવાદ (ઈવોલ્યુશન) અને અવતારવાદ (ઈન્વોલ્યુશન) એ બન્નેનું મિશ્રણ સ્વીકારે છે. તેમની યોગની ક્રિયા તરફ આ દેશના વિદ્વાન માણસોનું લક્ષ ખેંચાયું છે. તેનું ખાસ કારણ એ છે કે, આ પૃથ્વી ઉપર હજુ સુધી બની નથી શક્યું એવું દૈવી જીવન બનાવી આપવાની તે ખાતરી આપે છે.

તે કહે છે કે, હજારો વર્ષ પહેલાં એક એવો વખત આ પૃથ્વી ઉપર હતો કે જ્યારે અહીં ઝાડ, જીવ, જંતુ, પશુ, પક્ષી વગેરે હતાં, પણ માણસ નહોતાં. તે વખતે અન્નમય અને પ્રાણમય એ બે કોશનાં શરીરો હતાં; પણ મનની વૃત્તિઓ સ્વાભાવિક રીતે જે શરીરમાં કામ કરી શકે તેવું શરીર આ પૃથ્વી ઉપર નહોતું. તે વખતે મન અવ્યક્તરૂપે હતું, પણ આ પૃથ્વી ઉપર મન આવી શકે તેવું શરીર

તેને માટે નહોતું. વખત જતાં, તે વખતનાં પશુઓનાં શરીરોમાં ફેરફાર થવા લાગ્યો અને કેટલાંક પશુઓ અને વાંદરાંની જાતો એવી થઈ કે જેમાં કાંઈક મનનો પ્રકાશ આવવા લાગ્યો અને અંતે એવાં શરીર થયાં કે જેમાં મન સ્વાભાવિક રીતે રહી શક્યું. તે શરીરવાળાં પ્રાણી માણુસ કહેવાયાં. તેવી જ રીતે મનથી ઉપર વિજ્ઞાનમય તત્ત્વ છે; અને વર્તમાનકાળમાં કેટલાક મહાત્માઓમાં તે તત્ત્વનો પ્રકાશ આવેલો જણાયો છે, પણ તે તત્ત્વ સ્વાભાવિક રીતે જે શરીરમાં કામ કરી શકે એવું શરીર આ પૃથ્વી ઉપર હજી ઉત્પન્ન થયું નથી. તેથી જો કોઈ પણ માણસ પોતાના શરીર, પ્રાણ અને મનને એવી શાંત દશામાં રાખે કે જેથી વિજ્ઞાનમય તત્ત્વને અવતરવાનો વખત મળે; એટલું જ નહિ પણ તે તત્ત્વની અસરથી શરીર, પ્રાણ અને મન એ ત્રણેના સ્વભાવ ફરી જાય અને વિજ્ઞાનમય પુરુષ, દેવ પુરુષ જેવો થઈ આ પૃથ્વીમાં રહે તો તે પુરુષના જીવનની અસરથી બીજા દેવ પુરુષો પણ થાય અને આ પૃથ્વી ઉપર દેવજાતિ આવે. શ્રી. અરવિંદની યોગસાધનામાં એવો અનુભવ આવે છે કે, આ પૃથ્વી ઉપર હજી સુધી નહિ અવતરેલ એવી દિવ્ય શક્તિ અહીં અવતાર લેવાની રાહ જોઈ રહી છે, તેને યોગ્ય શરીર જોઇએ છીએ; તેથી તે માટે હાલ જે શરીર, પ્રાણ અને મનના સ્વભાવ છે તે ફેરવવા જોઇએ. તે કહે છે કે, ભૂતકાળમાં હિંદુસ્થાનમાં જેટલા મહાત્માઓ થઈ ગયા છે તેઓએ આ શક્તિનો મનથી અનુભવ કરેલ હતો અને કોઈ વિરલ મહાત્માઓમાં આ શક્તિની અસરથી પ્રાણમાં ફેરફાર થયેલ છે, પણ હજુ સુધી વિજ્ઞાનમય

શરીર તૈયાર થઈ શક્યું નથી. તેવા શરીર માટે વેદના વખતમાં ઋષિમુનિઓએ પ્રયત્ન કર્યો હતો, પણ તેઓ ફળીભૂત થયા નહિ. તે માટે ફરીથી પ્રયત્ન કરવાનો વખત આવ્યો છે. તે તત્ત્વ આ પૃથ્વી ઉપર અવતરશે એટલે મનુષ્યજીવનમાં ઘણો ફેરફાર થઈ જશે અને મનુષ્યજીવનની કેટલીક મુશ્કેલીઓ જે હાલ દૂર થઈ શકતી નથી, તે સહેજે દૂર થઈ થશે; માટે શ્રદ્ધા અને શરણભાવ રાખી તે દિશામાં પ્રયત્ન કરવાની જરૂર છે.

શ્રી. અરવિંદનો આ મત કેટલે દરજ્જે સાચો છે તે મહાત્માઓએ વિચારવાનું છે. પોન્ડેચેરીમાં લગભગ અસો સાધકો આવો પ્રયત્ન કરી રહ્યા છે અને સાધનાની શરૂઆત મનને શાંત કરી આત્માની પ્રેરણા (ઇન્ટયુઇશન) લેવાથી થાય છે. આટલી હદ સુધી કાંઈ હરકત થતી નથી; પણ જ્યારે ઉપરથી આવતી આત્માની શક્તિ પ્રાણને અસર કરે છે, ત્યારે પ્રાણ ઊછળે છે, તેમાં નવી વાસનાઓ જાગે છે અને તે વાસનાઓ પોતાનો ભોગ માગે છે. આ સ્થિતિમાં ઘણા યોગીઓને વિઘ્નો નડે છે. કેટલાક પોતાનો સંયમ રાખી શકતા નથી અને કેટલાક અધીરા થઈ પોતાનો જીવ ખૂએ છે. તેથી આત્માનું તત્ત્વ પ્રાણને સ્પર્શ કરે તે પહેલાં નાડીઓની શુદ્ધિ કરવાની જરૂર હિંદુઓનાં ધર્મશાસ્ત્રોમાં માનેલી છે.

જો પ્રાણની નાડીઓ શુદ્ધ નહિ હોય તો આત્માની શક્તિ માણસના પ્રાણનો ફેરફાર કરી શકશે નહિ. તેથી હઠયોગની કેટલીક ક્રિયાઓની જરૂર કેટલાક યોગીઓને લાગે છે. આટલું કામ થઈ શકે તો તે પછી આત્માનું તેજ,

શરીરનાં રજકણોને સ્પર્શ કરી શકે અને તે તેજની અસરથી શરીર તેજોમય, દિવ્ય, અમર થઈ શકે. એમ કહેવાય છે કે, શ્રી. અરવિંદના શરીરમાં કંઇક અંશે આવા ફેરફાર થયા છે; પણ હજુ તેમની સાધના ચાલુ છે, એટલે તે વિષે હાલ વધારે કાંઈ કહી શકાય તેમ નથી. આ કામ સૂર્યને પૃથ્વી ઉપર લાવવા જેવું છે. જો કે સૂર્ય પૃથ્વીથી જેટલો દૂર છે એટલો દૂર શરીરથી આત્મા નથી, તોપણ આત્માની બધી શક્તિઓ શરીરમાં આવી શકે કે નહિ અથવા તે આવી શકે તેવું શરીર થઇ શકે કે નહિ અથવા તેમ કરવાની ખાસ જરૂર છે કે નહિ, તે બાબતો દરેક જિજ્ઞાસુએ પોતે વિચારવાની છે. વળી શરીરના વિચારથી શરીરનું અભિમાન પણ મટતું નથી એ વાત પણ ભૂલવાની નથી.

વેદકાળના ઋષિમુનિઓએ એમ માન્યું હતું કે, પરમાત્માએ પશુપક્ષીઓનાં શરીર રચ્યાં ત્યારે તેને સંતોષ થયો નહોતો; પણ માણસનું શરીર રચ્યું ત્યારે તે જોઈ પોતાને સંતોષ થયો અને તે શરીર પોતાને રહેવાને યોગ્ય માની પોતે તેમાં પ્રવેશ કર્યો. આ વાત ઉપનિષદના કેટલાએક મંત્રો ઉપરથી સિદ્ધ થાય છે. ઋષિમુનિઓ માણસના શરીરથી જ પરમાત્માનો અનુભવ કરી શકયા હતા અને આખું જગત પરમાત્મારૂપ છે એવો અનુભવ લઈ શકયા હતા. એક વસ્તુના જ્ઞાનથી સર્વ વસ્તુનું જ્ઞાન થાય છે એવું તે બતાવી શકયા છે; કારણ કે તેઓ આત્મદૃષ્ટિથી જગતને જોતા હતા. આધુનિક કાળના કેટલાએક મહાત્માઓ જગતને ઇંદ્રિયોના સાધનથી જુએ છે અને તે સાધનથી દેખાતું જગત અપૂર્ણ

માની જગતને સુધારવાનો પ્રયત્ન કરે છે. જગતમાં ખરાબ વસ્તુઓ અને સ્વભાવ દેખાય છે, તેનું કારણ ઇન્દ્રિયોની જોવાની દૃષ્ટિમાં રહેલું છે એમ માનીએ તો તે દૃષ્ટિમાં ભૂલ છે એમ લાગશે; અને આત્મદૃષ્ટિએ જોતાં જગતમાં ભૂલ દેખાશે નહિ, કારણ કે જે છે તે દ્રષ્ટાથી અલગ નથી.

વળી જ્યારે આત્માનો અનુભવ લેવો હોય છે, ત્યારે સામાન્ય જીવન સંકોચવું પડે છે; અને પાછું વાળવું પડે છે. તેથી પણ એમ લાગે છે કે, માણસનું શરીર આ પૃથ્વી ઉપર છેલ્લું શરીર છે. એ ઉપરથી એમ નથી સમજવાનું કે, માણસનું શરીર પડી જશે એટલે મોક્ષ મળી જશે; પણ માણસના શરીરથી આત્મલાભ મળી શકે છે અને તે લાભથી બધી વસ્તુઓ અને બધું જીવન સમજાય છે; તેથી કોઇ નવા દિવ્ય શરીરની અપેક્ષા રહેતી નથી. છતાં જગતમાં જ્યારે ધર્મની ગ્લાનિ થાય છે, પાપ વધે છે, ત્યારે પરમાત્મા પોતે નવું શરીર ધારણ કરે છે અથવા કોઇ મહાત્માઓનાં શરીર ખરો ધર્મ સ્થાપન કરવા માટે વાપરે છે. પણ તે કામ માટે તેને કોઇ પણ પ્રકારની સાધનાની જરૂર રહેતી નથી અને તેને તપ કરવું પડતું નથી. પરમાત્મા કાળથી સ્વતંત્ર છે એટલે ગમે ત્યારે, ગમે ત્યાં, ગમે તે કરી શકે છે. તે શકયતાનું ક્ષેત્ર છે, જરૂરિયાતનું ક્ષેત્ર નથી.

મુંબઇમાં જે વીજળીની ટ્રેન ચાલે છે તે ટ્રેનની ઉપરના દોરડામાંથી જે શક્તિ આવે છે તે ટ્રેનના સંચામાં લાવી ઓછી કરવાથી ચાલે છે. દોરડામાંથી આવતી બધી શક્તિ જો વાપરવામાં આવે તો ટ્રેન પૃથ્વી ઉપર ચાલી શકે નહિ.

તેવી જ રીતે જ્યારે પરમાત્માને શરીર ધારણ કરવું હોય ત્યારે તે બહુ થોડી શક્તિનો ઉપયોગ કરે છે, નહિતર તેનું શરીર પૃથ્વી ઉપર રહી શકે નહિ; તે વખતે તે અલ્પ શક્તિથી શરીરના ધર્મોનો સ્વીકાર કરે છે.

હિંદની વિદ્યામાં તૈત્તરીય ઉપનિષદ્‌માં અન્નમય, પ્રાણુમય, મનોમય, વિજ્ઞાનમય અને આનંદમય કોશનું વર્ણન ઉત્ક્રાન્તિવાદની પેઠે આપેલું છે; છતાં એ પણ ત્યાં સમજાવ્યું છે કે, આત્મા છેલ્લો અનુભવમાં આવે છે તેથી તે છેલ્લો ઉત્પન્ન થયો છે, એમ માનવાનું નથી. આત્મા તો દરેક જીવ ઉત્પન્ન થયા પહેલાં તેમાં રહેલ હોય છે. તેનું જ્ઞાન વહેલું થાય કે મોડું થાય તેથી તે વહેલો કે મોડો ઉત્પન્ન થતો નથી. જ્ઞાન વખતે તે ઉત્પન્ન થતો નથી. ઊલટું, આત્માથી બધું ઉત્પન્ન થાય છે. તે દૃષ્ટિએ જીવનો વિકાસ એ માત્ર દેખાવ છે, પર્યાય છે.

શ્રી. અરવિંદ જે જાતનું શરીરનું રૂપાંતર માગે છે તેવું જ ઋષિમુનિઓ જ્ઞાનનું રૂપાંતર માગે છે, એટલે કે અજ્ઞાનીને જેમ દ્વૈતજ્ઞાન સાચું લાગે છે તેને બદલે જ્ઞાનીને અદ્વૈત જ્ઞાન સાચું લાગે છે. ઢોરના શરીરમાંથી જીવ, શરીર બદલીને માણસના શરીરમાં આવે છે ત્યારે જ્ઞાનમાં જેટલો ફેરફાર થાય છે તે કરતાં વધારે ફેરફાર માણસ મટીને ઋષિ થાય ત્યારે તેના જ્ઞાનમાં થાય છે. તેવા જ્ઞાનના ફેરફાર માટે શરીરના ફેરફારની જરૂર હિંદુઓનાં શાસ્ત્રોમાં માનેલી નથી. તેને બદલે આશ્રમ ફેર કરવાથી નવું જ્ઞાન ટકે છે. એટલે ગૃહસ્થાશ્રમમાંથી વાનપ્રસ્થ આશ્રમમાં અથવા સંન્યાસ આશ્ર-

મમાં માણસ આવે અને તે નવા આશ્રમના ધર્મ પાળે તે નવા જીવનમાં નવું જ્ઞાન ટકી જાય છે. ગૃહસ્થાશ્રમમાં આત્મજ્ઞાન થાય છે પણ ટકતું નથી.

હિંદની વિદ્યાકળામાં ઉત્ક્રાન્તિવાદ સ્વીકારેલો નથી, પણ સાપેક્ષવાદ સ્વીકારેલો છે. પૃથ્વીની ઉત્પત્તિમાં પહેલાં પાણી, તે પહેલાં તેજ, તે પહેલાં વાયુ અને તે પહેલાં આકાશરૂપ જગત હતું. આકાશ પહેલાં મન હતું, મન પહેલાં મૂળપ્રકૃતિ અથવા માયા અને માયા પહેલાં બ્રહ્મ. તે દૃષ્ટિએ બ્રહ્મ જ પોતાની માયાશક્તિથી માયાના ગુણોમાં ક્ષોભ કરી મનરૂપ થયું. મન આકાશરૂપ, આકાશ વાયુરૂપ, વાયુ સૂર્યરૂપ, સૂર્ય પાણીરૂપ અને પાણી પૃથ્વીરૂપ થયાં. આ પ્રમાણે પૃથ્વીની ઉત્પત્તિ સાથે જ આત્મા, પ્રકૃતિ, મન અને પંચમહાભૂત તેની સાથે હતાં. આ બધું મૂળ પ્રકૃતિનો એટલે માયાનો વિકાર છે; અને તે આત્મામાં કલ્પિત છે તેથી જે જાતનું જગત જે વખતે દેખાય, તે તે વખતનો જોનાર પ્રત્યે દેખાવ છે. જોનાર કયા દેશમાં અને કયા કાળમાં રહીને જુએ છે તે ઉપર જગતના દેખાવનો આધાર છે. આ મતને સાપેક્ષવાદ અથવા માયાવાદ કહે છે.

પણ જ્યાં બધું બ્રહ્મરૂપ છે ત્યાં અજ્ઞાન અથવા માયા શી રીતે ઉત્પન્ન થઈ શકે ? આ પ્રશ્ન ઘણા વિદ્વાનોની બુદ્ધિને ગોટાળામાં નાખે છે. આ પ્રશ્ન બંગાળાના એક વિદ્વાન ગવર્નરને પણ થયો હતો. એક વખત બંગાળામાં જ્યારે પંડિતોની સભા ભેગી થઈ હતી ત્યારે આ પ્રશ્ન તેણે પંડિતો પાસે મૂક્યો હતો. તે પંડિતોએ જે

જવાબ આપ્યા તે ઉપરથી જે સાર નીકળ્યો હતો તે નીચે પ્રમાણે છેઃ-

ગવર્નર—જો બધું બ્રહ્મરૂપ છે તો અજ્ઞાન (અથવા માયા) ક્યાંથી આવ્યું?

પંડિત—તેનો જવાબ એ છે કે, તે ઉત્પન્ન થયું નથી; કારણ કે તેને આદિ એટલે શરૂઆત નથી.

ગવર્નર—જો માયાને આદિ ન હોય તો તે નિત્ય હોય અને જે નિત્ય હોય તેનો અંત આવે નહિ અને તેથી મોક્ષ મળે નહિ.

પંડિત—મેં એમ કહ્યું છે કે માયાને આદિ નથી, પણ મેં એમ નથી કહ્યું કે માયાને અંત નથી.

ગવર્નર—એવી કોઇ વસ્તુ બની શકે કે જેને આદિ ન હોય પણ જેનો અંત હોય?

પંડિત—તે બની શકે છે. એક ઘડાનું દૃષ્ટાંત લો. ઘડાની ઉત્પત્તિ પહેલાં ઘડાનો અભાવ હતો. ઘડાની ઉત્પત્તિ થઈ ત્યારે તે અભાવનો નાશ થયો.

ગવર્નર—તે વાત સાચી છે.

પંડિત—અને તે અભાવને આદિ નહોતી?

ગવર્નર—તે વાત પણ સાચી છે.

પંડિત—તે ઉપરથી સાબિત થાય છે કે, બધી ઉત્પન્ન થયેલ વસ્તુને આદિ નથી પણ અંત છે.

ગવર્નર—આ વાત સમજાય તેવી છે, પણ બ્રહ્મ જ સર્વત્ર સર્વદા હોય તો માયાને માટે જગ્યા કેમ મળે?

પંડિત—માયા સત્ય નથી, તેમ અસત્ય પણ નથી.

ગવર્નર—આ વાત સમજાતી નથી.

પંડિત—જે વસ્તુનો નાશ થઈ શકે તે વસ્તુ હોવી જોઇએ એમ માનો છો ?

ગવર્નર—હા.

પંડિત—જ્ઞાનથી અજ્ઞાન નાશ પામે છે એ વાત સાચી છે ?

ગવર્નર—જરૂર.

પંડિત—તેથી સાબિત થાય છે કે, માયા છે અને જ્ઞાનથી તેનો નાશ થાય છે.

ગવર્નર—આ બાબત સમજાય તેવી છે. માયા છે તે વિષે મને શંકા નથી. જે વસ્તુ ન હોય તેનો વિચાર પણ આવી શકે નહિ. માટે જે વસ્તુનો વિચાર આવી શકે છે તે હોય જ.

પંડિત—તે વાત સાચી નથી. મનમાં જે વસ્તુના વિચાર થઈ શકે તે વસ્તુ હોવી જોઇએ તે સાચું નથી. જેમકે સસલાનાં શિંગડાં અને વાંઝણીનો પુત્ર.

ગવર્નર—માયા છે એ વાતમાં આપણે બન્ને એકમત છીએ અને બ્રહ્મ પણ સર્વત્ર સર્વદા છે તેથી માયા અને બ્રહ્મ એક હોવાં જોઈએ.

પંડિત—તે વાત સાચી નથી. તેમ હોય તો માયાનો નાશ થાય ત્યારે બ્રહ્મનો પણ થાય. તે બનતું નથી. ખરી રીતે બ્રહ્મના જ્ઞાનથી માયાનો નાશ થાય છે.

ગવર્નર—આ વાત બરાબર સમજાતી નથી.

પંડિત—તમે ઝાંઝવાનાં પાણી જોયાં છે ?

ગવર્નર—હા, મેં તે જોયાં છે અને જે પાણી સાચું લાગતું હતું તે જ ખોટું માલૂમ પડયું હતું.

પંડિત—અને ઝાંઝવાનું જળ દેખાતું હતું તે વાત પણ સાચી છે?

ગવર્નર—હા.

પંડિત—અને જ્યારે તમને લાગ્યું કે તે માત્ર રણ હતું ત્યારે ઝાંઝવાનો નાશ થયો. રણમાં જે દેખાવ હતો તે રણના જ્ઞાનથી જતો રહ્યો.

ગવર્નર—તે વાત સાચી છે.

પંડિત—અને ઝાંઝવાના જળથી રણને કાંઈ અસર થઈ હતી?

ગવર્નર—ના.

પંડિત—તે જ પ્રમાણે સમજવું કે માયા છે, તેને બ્રહ્મનો આધાર છે; છતાં તે બ્રહ્મના જ્ઞાનથી નાશ પામે છે. છતાં માયાના નાશથી બ્રહ્મને કાંઈ થતું નથી.

ગવર્નર—પણ જેમ ઝાંઝવાનું અસ્તિત્વ નથી, તેમ માયાનું અસ્તિત્વ પણ હોવું ન જોઈએ.

પંડિત—તમે આગળ કબૂલ કરેલ છે કે, માયા છે અને હવે કબૂલ કરો છો કે માયા નથી; તેથી મેં જે પહેલાં કહ્યું હતું કે માયા છે અને નથી એ વાત સાચી ઠરે છે. હિંદુઓનાં ધર્મશાસ્ત્રોમાં સત્યને સાપેક્ષ અને નિરપેક્ષ બન્ને કહેલ છે. સાપેક્ષ સત્ય પૂર્ણસત્ય નથી, છતાં તેમાં પણ નિરપેક્ષ સત્યનો સાર છે.

આ જવાબથી ગવર્નરનું મન ચકડોળે ચઢયું તેથી એક પંડિતે તેનો હાથ ઝાલી કહ્યું કે, "આ જ્ઞાન મહાત્મા-

ઓને જ મળે છે. જેઓ સંસારથી વિરક્ત થઈ, તપ કરી એકાગ્રતાથી આત્મચિંતન કરે છે તેઓ જ દેશ, કાળ અને ઇચ્છાના બંધનથી છૂટી શકે છે. જેઓને અનેક જાતની વાસના હોય અને બુદ્ધિમાં અજ્ઞાન ભર્યું હોય તેમને આ જ્ઞાન મળતું નથી.” ગવર્નર પણ સમજી શક્યા કે અપરિમિત જ્ઞાન પરિમિત મનથી મળે નહિ. મળે તો તે સાચું ન હોય. વળી તેને લાગ્યું કે, જે તત્ત્વ જર્મન પ્રૉફેસર આઇન્સ્ટીને શોધી યુરોપના સાયન્સ ઉપર નવું અજવાળું પાડ્યું છે, તે હિંદુસ્તાનના ઋષિમુનિઓ હજારો વર્ષ પહેલાં શોધી શક્યા હતા. તે કહે છે કે, ‘એ ઋષિઓને ધન્ય છે કે જે વાણી અને મનથી જાણી ન શકાય એવા અગમ્ય પ્રદેશની માહિતી આપતા, પવિત્ર હૃદયથી પરમાત્મા સાથે વાતો કરતા અને તે રસ્તે મનુષ્ય-જીવનનું મોટામાં મોટું સુખ મેળવતા.’

આ પૃથ્વી ઉપર માત્ર હિંદમાં જ બધી વિદ્યાકળા-ઈશ્વર ભરી દે તો, પશ્ચિમના આગળ પડતા લોકોની શી ગતિ થાય ? કુદરતમાં અન્યાય નથી.

છેલ્લાં કેટલાંક વર્ષ થયાં જર્મનીમાં પ્રૉફેસર આઇન્સ્ટીને ‘સાપેક્ષવાદ’ (એટલે રેલેટીવિટી) ની નવી શોધ કરી છે. તે શોધથી ત્યાંના સાયન્સની આગલી શોધો ઉપર નવું અજવાળું પડેલ છે, ત્યાંની આગલી શોધની ભૂલો જણાવા લાગી છે.* પ્રૉ. આઇન્સ્ટીને સાયન્સથી સાપેક્ષવાદ સિદ્ધ

---

* આ શોધ ઉપર ત્યાં જુદા જુદા વિદ્વાનોએ ૧૦૦૦૦ થી વધારે પુસ્તકો લખ્યાં છે.

કરેલ છે. તે કહે છે કે, આપણે જેને કાળ કહીએ છીએ તે માણસનો કાળ છે, તે ખરો કાળ નથી. કાળ પોતે સાપેક્ષ છે. માણસની દૃષ્ટિએ તે જેવો લાગે છે તેવો બીજાં પ્રાણીની દૃષ્ટિએ લાગતો નથી. તે શોધ પ્રમાણે દરેક વસ્તુમાં ચાર કદ છે. ઊંચાઈ, લંબાઈ, પહોળાઈ અને-વસ્તુનો કાળ. જેમ ઊંચાઈ, લંબાઈ અને પહોળાઈ માપી શકાય છે, તેમ દરેક વસ્તુનો કાળ પણ માપી શકાય છે. આ શોધ ઉપરથી રશિયાના ગણિતશાસ્ત્રી મીન્-કોવસ્કીએ કાળનું ગણિત બનાવ્યું છે. તેનાં પુસ્તકો આ દેશમાં આવેલ છે, પણ તે સમજાવે તેવા માણસો હજુ અહીં આવેલ નથી. યુરોપની વિદ્યાપીઠોમાં પણ આ ગણિત હજુ દાખલ થયું નથી અને અહીં દાખલ થતાં કદાચ ૫૦ વર્ષ વીતી જાય. ૫૦ વર્ષ પછી આપણી કૉલેજોમાં વિદ્યાર્થીઓ કાળની ભૂમિતિ અને કાળનું બીજગણિત શીખશે. તે વખતે અહીંની વિદ્યામાં મોટો ફેરફાર થશે.

હાલ તો ક્ષણિક સુખમાં મોજ માનતા માણસો વર્તમાનકાળનો પણ થોડો વિચાર કરે છે; પણ કાળ પોતે શું તત્ત્વ છે તે જાણતા નથી. મોક્ષ માટે કાળનું જ્ઞાન બહુ જરૂરી છે. જીવ અનિત્ય છે, ઈશ્વર નિત્ય છે. બેમાં ખાસ ફેરફાર કાળનો જ છે. તે બાબત જ્યારે ગણિતથી સમજાવવામાં આવશે, ત્યારે અહીંના જ્ઞાનમાં નવી દિશા ઊઘડશે.

ખરી રીતે જોતાં આપણો દેહ કે જેને આપણે 'હું' કહીએ છીએ, તે આપણે નથી. એટલું ખરું છે કે, જે સુખદુઃખ થાય તે આપણને લાગે છે, પણ તેથી એમ ન

કહી શકાય કે દેહ જેટલો જ આત્મા છે. દેહનું સુખ અને દેહનું દુઃખ કાયમ રહેતાં નથી. ઊંઘમાં સુખદુઃખનો અનુભવ નથી છતાં આત્મા છે. પણ દેહના અધ્યાસથી દેહ જેટલો વખત રહે તેટલો વખત આપણે જીવ્યા એમ માનીએ છીએ. ફઇબાએ જે નામ પાડ્યું તે સાચું માની તે પ્રમાણે વ્યવહાર કરીએ છીએ. તે પૂર્વના સંસ્કાર અને માણસની દૃષ્ટિનું પરિણામ છે; પણ માણસની માન્યતા લાંબો વખત ટકતી નથી. માણસથી નીચી કોટિના જીવો એટલે પશુપક્ષીઓ જગતને જુદી રીતે જુએ છે અને ઉત્તમ કોટિના મહાત્માઓ જગતને જુદી રીતે જુએ છે; અને જગત પણ જોનાર પ્રતિ તેવો ભાવ ધારણ કરે છે, તેથી કરીને ઘણા મહાત્માઓના જીવનમાં ચમત્કાર જણાય છે; પણ તેમાં ચમત્કાર જેવું કાંઈ હોતું નથી. આત્માનું ક્ષેત્ર એ જ્ઞાનદૃષ્ટિએ શક્યતાનું ક્ષેત્ર છે. ભક્તની દૃષ્ટિએ વરદાનનું ક્ષેત્ર છે. ત્યાં જે જોઈએ તે મળે છે, તેથી ભક્તને એમ લાગે છે કે ત્યાં ભગવાન વરદાન દેવા માટે નિત્ય ઊભા છે. આગળ જણાવ્યું તેમ આત્મા શબ્દોથી જવાબ આપતો નથી, પણ જે વસ્તુની ભક્તને જરૂર હોય તે આપીને જવાબ આપે છે.

પ્રો. આઇન્સ્ટીનની સાપેક્ષવાદની શોધથી ઘણા પ્રયોગો થયા છે અને સિદ્ધ થયું છે કે, વસ્તુઓની લંબાઈ, ઊંચાઇ, જાડાઈ, વજન, ગતિ, શક્તિ, કાળ વગેરે બધું સાપેક્ષ છે. માણસનું જ્ઞાન પણ સાપેક્ષ છે. કેટલાક માને છે કે, ઈશ્વર સર્વજ્ઞ અને સર્વશક્તિવાન છે; તેથી ખરા મહાત્માઓ પણ સર્વજ્ઞ અને સર્વશક્તિવાન હોવા જોઈએ; પણ અહીં બેઠાં અમેરિકામાં

શું બને છે તે જાણવું તેનું નામ 'સર્વજ્ઞતા' નથી. તે કામ યોગસિદ્ધિથી અથવા જેને અંગ્રેજીમાં 'કલેરવૉયન્સ' કહે છે તેવા મામૂલી જ્ઞાનથી થઈ શકે છે. ખરી સર્વજ્ઞતા એટલે બધું પ્રભુમય છે એમ જાણવું તે. સર્વશક્તિમાનપણું એટલે બધું એક શક્તિથી ચાલે છે એમ અનુભવ થવો જોઈએ. તેવી જ રીતે આપણો દેહ નિત્ય રહે તેનું નામ મોક્ષ નહિ, પણ આપણો આત્મા નિત્યમુક્ત છે, બીજાનો આત્મા પણ નિત્યમુક્ત છે, આખું જગત નિત્યમુક્ત છે; એમ અનુભવ થવો જોઇએ. કારણ કે બધું એકરૂપ છે. ભેદદૃષ્ટિ માયિક છે અને તે માયિક દૃષ્ટિ ઘણા ખોટા પ્રશ્નો ઊભા કરે છે.

આપણને બહાર દેખાતું જગત ખરી રીતે આપણી બહાર નથી. બહાર દેખાવાનું કારણ દેહનું અભિમાન છે. તે અભિમાન જાય તો બહારનું જગત અંદર આવી જાય, અને તે જ વખતે આપણે પોતે ઝાડરૂપ, પર્વતરૂપ, ફળ, ફૂલ, પશુ, પક્ષી, બાળક, સ્ત્રી વગેરે જે જે જોઈએ તે તે મય થઈ જઇએ છીએ. મૂરખને જગત દેખાય છે. જો જગતમાં કોઈ મૂરખ ન હોય તો જગત દેખાય નહિ, બધું બ્રહ્મરૂપ લાગે.

જ્યારે દેહનું અભિમાન જાય છે ત્યારે એમ લાગે છે કે, આપણે અત્યારે જ જીવીએ છીએ એમ નથી. આપણે જગત ઉત્પન્ન થયા પહેલાં હતા અને જગતના પ્રલય પછી પણ રહીશું; કારણ કે જે છે, જે હતું અને જે હશે તે આપણે છીએ. આ દૃષ્ટિએ જન્મ અને મરણ એ માત્ર દેખાવ છે. આપણા મનુષ્યદેહમાં જેમ ઘણાં જંતુઓ રોજ જન્મે છે અને મરે છે, છતાં આપણે મરતા નથી; તેમ આપણા વિરાટ

શરીરમાં અનેક ફેરફાર થાય છે છતાં આપણા શુદ્ધ આત્માને તેની અસર થતી નથી.

પ્રો. આઈન્સ્ટીને ગણિતથી સાબિત કરી આપ્યું છે કે, જે શક્તિ પરમાણુમાં છે તે જ શક્તિથી સૂર્યમંડળ ચાલે છે. આ બાબત ગણિતથી સમજાવવી એ સહેલું કામ નથી; છતાં આ યુગની એ મોટામાં મોટી શોધ છે. રેડિયો અને હવાઈ વિમાનની શોધ કરતાં પણ આ શોધ વધારે કીમતી છે.

એક તોપ ફૂટે ત્યારે તેના તેજનો ઝબકારો અને તેનો અવાજ તોપ ફોડનારને એકસાથે અનુભવમાં આવે છે, પણ દૂર ઊભેલા માણસને ઝબકારો પહેલો દેખાય છે અને અવાજ પછી સંભળાય છે. તેનું કારણ જોનારની સ્થિતિ ઉપર છે અને અવાજ કરતાં તેજની ગતિ અતિશય વધારે રહે છે.

એક રેલવેટ્રેન એક સ્ટેશનથી બીજા નજીકના સ્ટેશને જતી હોય ત્યારે જો તેનો ડ્રાઈવર સીટી વગાડતો હોય, તો જે સ્ટેશનેથી તે ટ્રેન નીકળી તેના સ્ટેશનમાસ્તરને જતી ટ્રેનની સીટી સંભળાય છે, અને જે સ્ટેશને ટ્રેન પહોંચવાની હોય તેના સ્ટેશનમાસ્તરને આવતી ટ્રેનની સીટી સંભળાય છે; એટલે કે તેનો અવાજ વધતો જાય છે અને ડ્રાઈવરને તે અવાજ સમાન લાગે છે. તેનું કારણ સાંભળનારની સ્થિતિ ઉપર છે. બ્રહ્મદશામાં જગત બ્રહ્મરૂપ લાગે છે; નિત્ય એક-રૂપ, અખંડ, અદ્વૈત લાગે છે. તેથી માણસ જેવો છે તેવો રહીને જગતનું સત્ય સમજી શકશે નહિ. કોઈ પણ મહાત્મા અથવા કોઈ પણ ધર્મ બધા માણસને સંતોષ થાય તેવા ખુલાસા કરી શક્યા નથી. કૃષ્ણ, બુદ્ધ અને ક્રાઈસ્ટ જેવા મહાપુરુષો

આવ્યા તોપણ જેઓ તેમનું કહેવું સમજી ન શક્યા તે એવા ને એવા જ રહી ગયા. શ્રીકૃષ્ણ જ્યારે કંસને મારવા ગયા ત્યારે મલ્લને મલ્લ જેવા લાગ્યા કંસને કાળરૂપ લાગ્યા, વસુદેવ અને દેવકીજીને બાળકરૂપ લાગ્યા, અને યોગીઓને પરમ તત્ત્વરૂપ લાગ્યા. આ સ્વભાવ જગતની બધી વસ્તુઓમાં છે. વસ્તુ કેવી છે તેનો આધાર જોનાર ઉપર છે.

પ્રો. આઇન્સ્ટીનના નવા ગણિતમાં અચળ વસ્તુને 'ઇનવેરિયન્ટ' કહે છે. તેથી આત્માનો અનુભવ કરવો હોય તો પ્રકૃતિની ગતિ બંધ કરવી જોઇએ. તે વખતે અંદરની પ્રેરણાથી સત્ય જ્ઞાન મળશે, પણ તે જ્ઞાન આવે ત્યારે ધીરજ રાખવી જોઇએ અને પ્રકૃતિની ક્રિયાને શાંત રાખવી જોઇએ. તે વખતે આનંદ આવશે, પણ આનંદ ભોગવવાની ઇચ્છા થશે તો તે આનંદ જતો રહેશે; કારણ કોઈ પણ ઇચ્છાથી પ્રકૃતિ જાગ્રત થાય છે અને તે વખતે આત્મા સુષુપ્તવત્ લાગે છે. જગતમાં બે વસ્તુના સંયોગથી સુખ થાય છે. અહીં એક વસ્તુનું સુખ છે તેથી તે કોઈ પણ બીજા સુખની સાથે સરખાવી શકાય નહિ. પોતે જ્ઞાતા હોવાથી જ્ઞાનની જરૂર નથી, પોતે પ્રમાણ હોવાથી તેને બીજા પ્રમાણની અપેક્ષા નથી; પોતે સ્વયંપ્રકાશ હોવાથી તેને બીજા પ્રકાશની અપેક્ષા નથી. તે સાધનસાધ્ય નથી, સિદ્ધ છે. ત્યાં જીવ-ઈશ્વરનો સંબંધ નથી, કારણ કે ત્યાં બે વસ્તુ નથી. જ્યાં જીવ છે, ત્યાં જ ઈશ્વર છે. ઈશ્વરને ખોટી રીતે જેવાથી જીવ દેખાય છે. તેથી નાની વસ્તુ અને મોટી, બધી સમાન છે. આ સત્ય આશ્ચર્યકારક છે. આ સત્યનો અનુભવ ન હોય તે જ ભય છે. તે અનુભવ

ન હોય ત્યારે માણસ પોતાની દૃષ્ટિ અને પોતાના વિચાર સાચા માની બેસે છે અને ખોટા પ્રશ્નોને સાચા માની તેના જવાબ શોધવામાં વખત ગુમાવે છે. સત્ય દૃષ્ટિ બધા પ્રશ્નોના ઉત્તર આપી શકતી નથી. કોઈ પણ પ્રશ્નનો ઉત્તર મેળવવાની મહેનત કર્યા પહેલાં પ્રશ્નમાં જ કેટલી ભૂલ છે તે પહેલાં તપાસવું જોઇએ. સત્ય એક છે. તેને જીવ કહો, ઈશ્વર કહો, જગત કહો, જડ કહો, ચેતન કહો, સારું, નરસું વગેરે બધાં એક જ સત્યનાં જુદીજુદી દૃષ્ટિથી જોયેલાં રૂપ છે. આ સત્ય સમજવું મુશ્કેલ છે, દુઃખમય છે; છતાં આ દુઃખ સંસારના સુખ કરતાં સારું છે. સત્ય સમજવું હોય તો જીવભાવે મરવા તૈયાર રહેવું જોઇએ. અનેક રૂપ અનેક પ્રકારના સંબંધ બતાવે છે, પણ તે રૂપ અને સંબંધ સાચા માનવા તે માયામાં ફસાવા જેવું છે; કારણ કે બધા પ્રકારના સંબંધનો આધાર જોનારની સ્થિતિ ઉપર છે; છતાં સત્ય અખંડ રહે છે. તે સત્ય દરેક જગ્યાએ દરેક વખતે પ્રાપ્ત છે.

મોક્ષના વિચારમાં કોનો મોક્ષ જોઇએ છીએ તે જોવું જોઇએ. દેહ તો કાળ પ્રમાણે છૂટી જાય છે, તેથી દેહના મોક્ષની જરૂર નથી આત્મા નિત્યમુક્ત છે, તેથી તેને પણ મોક્ષની જરૂર નથી. માત્ર દેહ, આત્મા, મોક્ષ, તેમના સંબંધ અને તે વિષે આપણે બાંધેલી અનેક કલ્પનાઓ છૂટી જાય અને સત્ય દૃષ્ટિથી, સત્ય સંબંધથી રહેવાય તેનું નામ મોક્ષ છે. સાપેક્ષ ભાવથી ઉત્પન્ન થયેલ પ્રશ્નો પણ સાપેક્ષ છે. એ પ્રશ્નો સાચા ન હોવાથી તેના સાચા જવાબ

મળે નહિ. માણસની દૃષ્ટિમાં એમ લાગે છે કે, એક બનાવમાંથી બીજો ઉત્પન્ન થાય છે. સત્ય દૃષ્ટિમાં બધા બનાવ એક સત્યના ભાગ છે. ભૂત અને ભવિષ્યના બનાવો પણ સાપેક્ષ છે. જે બનાવ એક માણસને ભૂતકાળમાં બનેલ લાગે છે તે બીજા કોઈ માણસને ભવિષ્યકાળમાં લાગતો હોય છે.

સૃષ્ટિની ઉત્પત્તિ માટે કાળ જોઈએ અને કાળની ઉત્પત્તિ માટે પણ કાળ જોઈએ; તેથી અનવસ્થાદોષ આવે છે. વળી સૃષ્ટિની ઉત્પત્તિ શાસ્ત્રોમાં એક જ પ્રકારે મળતી નથી અને પ્રલય પણ એક પ્રકારના નથી પણ ચાર પ્રકારના છે. તેથી પ્રો. આઇન્સ્ટીન કહે છે તેમ કાળ એ સાપેક્ષ વસ્તુ છે, એટલે કે કાળ વસ્તુ નથી પણ દ્રષ્ટાની ભૂમિકામાંથી તેના ભાવ પ્રમાણે ઉત્પન્ન થાય છે. પશુપક્ષી જગતની ઉત્પત્તિનો વિચાર કરતાં નથી. માણસનું બાળક જન્મે છે ત્યારે પણ તેને ખબર નથી કે પોતે જન્મ્યો. જન્મનું જ્ઞાન માબાપને થાય છે. બાળક તો જેમ જેમ મોટી ઉંમરનો થાય છે તેમ તેમ બીજાનું કહેલું સાચું માની લે છે અને તે જ્ઞાન આપનાર કોઈ જ્ઞાની હોતા નથી. તેથી સૃષ્ટિ કેવી રીતે ઉત્પન્ન થઈ તે સામાન્ય માણસની દૃષ્ટિથી નક્કી થઈ શકતું નથી. શાસ્ત્રોમાં કોઈ કોઈ જગ્યાએ સૃષ્ટિની ઉત્પત્તિનું વર્ણન આવે છે પણ દેશ અને કાળ કેમ ઉત્પન્ન થયા તેનું વર્ણન સ્પષ્ટ મળતું નથી. સૌથી પહેલાં બ્રહ્મા થયા તો બ્રહ્મા પહેલાં ઉત્પન્ન થયેલ કમળ ક્યાંથી આવ્યું? અને તે કમળ શેષશાયી વિષ્ણુની નાભિમાંથી નીકળ્યું તો તેની પાસે બેઠેલ લક્ષ્મીજીનાં કપડાં વગેરે સૃષ્ટિ ઉત્પન્ન થયા પહેલાં ક્યાંથી

આવ્યાં? એ સમજવું સહેલું નથી. વળી શંકર અને પાર્વતીજી-ના વિવાહ વખતે તેમણે ગણપતિનું પૂજન શી રીતે કર્યું?

હાલના કાળમાં જોઈએ તો ઈ. સ. ૧૯૪૩ની સાલ ચાલે છે. તે જિસસ ક્રાઈસ્ટથી ગણવામાં આવે છે. પણ જિસસ ક્રાઈસ્ટથી શા માટે વર્ષ ગણવાં જોઈએ? તેના પહેલાં પણ કાળ હતો અને માણસો પણ હતાં. તે શી રીતે વર્ષ ગણતાં હશે? વિક્રમ સંવત હાલ ૧૯૯૯ની ચાલે છે, પણ વિક્રમથી વર્ષ શા માટે ગણવું જોઈએ? ખરી રીતે જોતાં જેમ જેમ માણસની વસ્તી વધતી ગઈ અને પ્રવૃત્તિ વધતી ગઈ, તેમ તેમ કાળ માટે કંઈક માપ લેવાની જરૂર પડી અને જ્યારે માપ લેવાની જરૂર પડી ત્યારે જે માપ તે વખતે ઠીક લાગ્યું તે લઈ લીધું. તે પહેલાં જ્યારે વસ્તી ઓછી હતી અને પ્રવૃત્તિ ઓછી હતી ત્યારે સૂર્ય ઊગે ત્યારે દિવસની શરૂઆત, ઉપર આવે ત્યારે બપોર અને આથમે ત્યારે સાંજ પડી, એટલા માપથી કામ ચાલતું. તે સિવાય વધારે ગણતરી કર-વાની જરૂર તે વખતના માણસોને લાગતી નહોતી. અને હજી પણ કેટલાંક ગામડાંઓમાં ઘડિયાળો નથી! સૂર્યને પૂછીએ કે તને કેટલાં વર્ષ થયાં? તો તે કહેશે કે અહીં રાત્રી કે દિવસ જ થતાં નથી! રાત્રિ કે દિવસ થાય તો વર્ષ ગણી શકાય. તેથી સૂર્યને પોતાને કેટલાં વર્ષ થયાં તેની ખબર નથી અને ભગવાન પાસે પણ ઘડિયાળ નથી. ચંદ્રને પૂછીએ કે આજ કઈ તિથિ થઈ? તો તે કહેશે કે, હું હંમેશાં પૂર્ણિમાનો ચંદ્ર જેવો જ રહું છું, અહીં બીજ, ત્રીજ, ચોથ, થતાં નથી. એ પૃથ્વી ઉપર રહી પોતાના દેહને પોતે હું

તરીકે માની બેસનાર જીવોની કલ્પનામાં એટલે માણસની કલ્પનામાં રહેલાં છે.

માયાના વ્યવહાર માટે કાળની જરૂર પડે છે ત્યારે જીવ તે વખતનો કાળ ગ્રહણ કરે છે. કોઈને કાગળ લખવો હોય તો ગામનું નામ અને તારીખ પહેલાં લખવાં પડે છે, નહિતર જવાબ આપનાર જવાબ આપી શકે નહિ, અને જવાબ આપનાર પોતાનું ગામ અને તારીખ લખીને જવાબ આપે છે. માટે કાળનો આધાર સ્થાન ઉપર છે અને સ્થાનનો આધાર કાળ ઉપર છે. બન્ને જુદાં પાડી શકાય નહિ. એ નવા સાયન્સનો મત છે અને આપણાં શાસ્ત્રોને મળતો આવે છે. વળી અહીં આપણે જોઈએ તો પૃથ્વી ઉપર પણ દરેક જગ્યાએ કાળ જુદો રહે છે. મુંબઈમાં મુંબઈનો ટાઈમ, કલકત્તામાં કલકત્તાનો ટાઈમ અને લંડનમાં લંડનનો ટાઈમ. તેથી અંગ્રેજીમાં ઘડિયાળને ટાઈમ-પીસ કહે છે. લંડનના ખબર રેડિયોમાં સાંભળવા હોય તો આંહીના ટાઇમ કરતાં પાા કલાક મોડો રેડિયો ઉઘાડવો જોઈએ. ત્યાંનું એક વાગ્યાનું સંગીત સાંભળવું હોય તો અહીં ૬ાા વાગે રેડિયો ઉઘાડવો જોઈએ. અહીં કોંગ્રેસનો ઠરાવ ૬ાા વાગે પસાર થાય તો તે લંડન તે જ દિવસે બપોરે ૧ વાગે રેડિયોદ્વારા પહોંચી જાય છે. જે બનાવ જે વખતે બને તે તે વખત પહેલાં બીજી જગ્યાએ પહોંચી જાય એ હાલના જમાનાની નવી શોધ છે. તેથી પૃથ્વીની ઉત્પત્તિ એક જગ્યાએ થાય તેની ખબર તે વખત પહેલાં બીજી જગ્યાએ પહોંચી જાય, તો બીજી જગ્યાના માણસોને કેવી નવાઇ લાગે? આ પૃથ્વીના માણસોનો વ્યવહાર પણ એક

ઘડિયાળથી ચાલતો નથી. હમણાં લડાઈને કારણે સરકારે એક કલાક ઘડિયાળ આગળ મૂકી દીધેલ છે. માણસો વાતચીતમાં નવો ટાઈમ કે જૂનો ટાઈમ એમ પૂછ્યા કરે છે. કચ્છમાં રેલવે અને સ્ટીમર પણ કચ્છના ટાઈમે ચાલે છે અને કાઠિયાવાડના માણસો ત્યાં જાય ત્યારે તેમની ઘડિયાળ ફેરવવી પડે છે. જ્યારે કોઈ સ્ટીમર મુંબઈથી લંડન જાય, ત્યારે પણ તે સ્ટીમરની ઘડિયાળનો ટાઈમ રોજ ફેરવવો પડે છે.

જ્યોતિષવિદ્યા પ્રમાણે જ્યારે કોઈ બાળકના જન્માક્ષર કાઢવાના હોય ત્યારે જે ગામમાં તે બાળક જન્મ્યો હોય તે ગામનો વખત પહેલાં કાઢીને પછી તેના જન્માક્ષર કાઢવામાં આવે છે. દેહનું અભિમાન લઈને જે જન્મે છે તેના ઉપર ગ્રહની અસર થાય છે અને જ્યોતિષશાસ્ત્રનું ફળ પણ સંસારના સુખવાળું છે. તેથી કાળ એ સ્થાનનો ધર્મ છે. કાળ પોતે સ્વતંત્ર વસ્તુ નથી. કાળની ગણતરી વખતે માણસ કઈ જગ્યાએથી ગણે છે તે ઉપર આધાર છે.

જેમ કોઈ રાજાની સવારી કોઈ ગામમાં એક શેરીમાંથી બીજી શેરીમાં જાય તો એક જ વખતે પહેલી શેરીના માણસો કહે છે કે, 'સવારી ગઈ' બીજી શેરીના માણસો કહે છે કે, 'સવારી આવે છે' અને સવારીની સાથેના માણસોના જ્ઞાનમાં સવારી આવી નથી તેમ ગઈ પણ નથી. એક જ બનાવને ત્રણ કાળ પડી જવાનું કારણ તે બનાવને જુદીજુદી જગ્યાએથી જોનારના સ્થાન ઉપર અવલંબીને રહેલું છે. એટલું જ નહિ પણ તે સવારી, સવારીના હાથીને, ઊંટને, બળદને, બાળકને અને માણસોને જુદાજુદા પ્રકાર-

ની દેખાય છે, તેથી જેટલા જોનારા અને જ્યાં તે બેઠા છે તેટલા સવારીના દેખાવ છે. તેમ સિદ્ધાંતમાં જગતને જોવા-વાળા જેટલા જીવ છે, પશુ, પક્ષી, માછલાં, માણસ વગેરે અને જે કાળે જે સ્થાનેથી જુએ છે, તેટલા જગતના દેખાવ છે. તેથી જગત એક નથી, તે કલ્પિત વસ્તુ છે. સવારીના ઊંટને અથવા ઘોડાને પૂછીએ કે તમારી જાતિમાં કોઈ રાજા જેવું કાંઈ છે કે નહિ? અને તેમનામાં જવાબ દેવાની શક્તિ હોય તો તે કહેશે કે, 'એ બધા મનુષ્યપ્રાણીના સંસારના પ્રપંચ છે.' સો વર્ષ પહેલાં જન્મીને જે માણસો મરી ગયા તેમની કલ્પનામાં તેમનો ઇતિહાસ હતો. હાલ આપણે દેહ-ભાવે જન્મ્યા એમ માનીએ તો આપણો હાલનો ઇતિહાસ એ આપણો સ્થાનધર્મ છે. હાલના વખતમાં પણ જ્યારે આપણે સ્વપ્નામાં હોઈએ ત્યારે સ્વપ્નાનો કાળ ઉત્પન્ન થાય છે. નિદ્રામાં નિદ્રાનો કાળ રહે છે. સમાધિમાં સમાધિનો કાળ રહે છે. જાગ્રતમાં જાગ્રતનો કાળ રહે છે અને કાળનો આધાર પણ જાગ્રતમાં આપણી જગ્યા ઉપર છે. તેથી કાળ એ નિયત સ્વભાવવાળો નથી, પણ સ્થાનધર્મ છે.

તેથી જગત અને તેના બનાવ એક કાળથી માપી શકાય નહિ. પોપટને પોપટના જ્ઞાનનું જગત છે અને પોપટ મરીને મોર થાય તો એ જ જગત એને જુદે રૂપે અનુ-ભવવામાં આવે અને તેનો કાળ પણ ફરી જાય. તેને તે વખતે મોરના જ્ઞાનનું જગત રહે.

કોઈ જીવ (વ્યવહારદૃષ્ટિએ) મરી જાય છે ત્યારે એમ કહેવામાં આવે છે કે તેનો કાળ આવી ગયો. એટલે

કાળ વ્યક્તિનો છે એટલે વ્યક્તિ તરીકે અભિમાન લેનારનો છે. તેથી જેટલી વ્યક્તિ અને તેનાં જેટલાં સ્થાન છે તેટલા કાળ છે; છતાં સમાન સ્વભાવવાળા અને એક જગ્યાએ રહેવાવાળા જીવોને સમાનકાળ લાગે છે.

આ પ્રમાણે સૃષ્ટિમાં એક કાળ ન હોવાથી સૃષ્ટિની ઉત્પત્તિ થઈ છે કે નહિ અથવા ક્યારે થઇ તે નક્કી કરવું હોય તો કયા જીવે, ક્યારે, કેવા જ્ઞાનથી શું જોયું તે પહેલાં નક્કી કરવું જોઇએ. એ રીતે જોતાં જણાશે કે દરેકને પોતાની કલ્પનાની સૃષ્ટિ દેખાય છે અને એ સૃષ્ટિ એ પ્રકારની કલ્પના રહે ત્યાં સુધી જ દેખાય છે.

દેડકા દર વર્ષે વરસાદ વખતે ઉત્પન્ન થાય છે અને તેમાંથી ઘણા તરત મરી જાય છે. તેથી માણસના ૫૦ વર્ષમાં દેડકાના ૫૦ જન્મ થાય છે. યોગવાસિષ્ઠમાં એક જગ્યાએ કહેલ છે કે જો અર્થ-સત્તાને અનુસરીને પ્રતીતિ થાય તો કાળનો વિરોધ આવે, પણ પ્રતીતિને અનુસારે અર્થ-સત્તા છે. તેથી જે જ્યારે જે વખતે જે પદાર્થની ભાવના કરે તે પદાર્થ તે અનુભવે છે. તાત્પર્ય કે દ્રષ્ટાના સ્થાનભેદથી કાલનો ભેદ છે. એક જ કાળ વિષે સંસ્કારે કરીને કોઈને નિમેષનું જ્ઞાન થાય છે, તો કોઇને કલ્પનું જ્ઞાન થાય છે; તે વિરુદ્ધ નથી. રાત્રી દુખિયાને કલ્પ જેવી લાગે છે અને સુખિયાને ક્ષણ જેવી લાગે છે. કાળ મિથ્યા છે એવું જ્ઞાન થાય તો આત્માનો અનુભવ લેવામાં તે બહુ ઉપયોગી છે.

આત્માનો અનુભવ થશે ત્યારે પહેલાં ચિહ્ન તરીકે મનમાં એક જાતની પ્રસન્નતા ઉત્પન્ન થશે. તેની સાથે પ્રાણમાં

પણ ફેરફાર થશે અને તે ધીમા ચાલવા લાગશે. તે પ્રસન્નતાના સંસ્કાર એવા પડી જશે કે વારંવાર તેવી પ્રસન્નતા અને તેવા સુખીની ઇચ્છા થયા કરશે.

આપણી મરજી પ્રમાણે ક્રિયા કરી શકીએ તેનું નામ મોક્ષ નથી, પણ આપણને બાંધી શકે એવી કોઈ વસ્તુ ન રહે તેનું નામ મોક્ષ છે. કોઈ દુઃખ આપે ત્યારે દુઃખ આપનાર પણ આપણું રૂપ છે, એમ માનવું જોઇએ. દેહના અભિમાનથી તે સહન થતું નથી, પણ દેહનું અભિમાન મૂકવાનું છે. ખરી રીતે તે દશામાં દુઃખ દેનાર પણ રહેશે નહિ; કારણ કે પોતાના દાંત જીભને કચરતા નથી.

સામાન્ય માણસ કર્મ પ્રમાણે ફળ માગે છે. ધાર્મિક માણસને ગરીબ દેખી મૂંઝાય છે અને અધર્મીને પૈસો કેમ મળે છે તે તેને સમજાતું નથી; પણ પૈસો વધારે મળે કે ઓછો મળે તે ઉપરથી સારું કર્મ કે ખરાબ કર્મ માનવાનું નથી. સારું કર્મ તે જ કે જેથી આત્મલાભ મળે. કર્મની જુદીજુદી વાતો, તેના પ્રકાર, તેના હેતુ, તેની કિંમત, તેનાં ફળ વગેરે સાપેક્ષ છે. તે બધા પ્રશ્નોના ખુલાસા મળી શકશે નહિ. તેનું કારણ એ છે કે માણસ પોતે પોતાને જુદો જીવ માની તે જુદા જીવનાં કલ્પેલાં સુખ-દુઃખ પ્રમાણે તેણે કલ્પેલાં ફળ માગે છે. વસ્તુતઃ તે પોતે જુદો જીવ નથી અને તેની કલ્પનામાં આવેલા પ્રશ્નો સાચા નથી. અભેદદૃષ્ટિમાં પોતે સર્વમય છે અને તેથી બધાં ફળ તેનાં છે; છતાં બધાનાં દુઃખ તેને લાગતાં નથી. તેનું કારણ એ છે કે, આત્મભાવમાં દુઃખ કરતાં સુખ વધારે છે. પણ

આત્મભાવ દૃઢ થયા પહેલાં કસોટી માટે દુઃખ આવે છે. તેવું દુઃખ દરેક મહાત્મા ઉપર આવે છે. તે સિવાય આત્માની શક્તિની ખબર પડે નહિ. સંગીતના સૂરમાં બધા તારનો ઉપયોગ છે. આત્માનું જીવન સંગીતમય છે. એક માણસનું જીવન ગમે તેટલું સારું લાગતું હોય, બીજાનું ખરાબ લાગતું હોય; છતાં બધા તે સંગીતના સૂર છે; તેથી જે જીવન મળ્યું હોય તે જીવનને બધાની સાથે એકસૂર કરવું જોઇએ. જે જગ્યાએ બંધન લાગે છે, તે જ જગ્યાએ તે જ વખતે મોક્ષ હાજર છે. મુક્તિ વખતે જગત તો એવું ને એવું રહે છે, પણ જે અપૂર્ણ દૃષ્ટિથી ખોટું અને અવ્યવસ્થિત દેખાતું હતું તે નવી દૃષ્ટિથી સારું અને વ્યવસ્થિત દેખાય છે. જ્યારે બધું એકરૂપ લાગે ત્યારે કઈ વસ્તુ જોઇએ? માત્ર એક અવસ્થામાં અને એકાંતમાં જ પવિત્રતા નથી. તે સર્વત્ર સર્વદા છે. ધૂળની રજમાં અનંત સૌંદર્ય છે. દેહના જન્મમાં અને દેહના મરણમાં કળા છે. કળા જોઇને આનંદ આવવો જોઇએ.

માણસના મરણ પછી તેની સાથે વાતચીત થઈ શકે કે નહિ તે માટે હમણાં યુરોપમાં પ્રયોગો ચાલી રહ્યા છે. તેને 'પ્રેતાવાહન' અથવા 'સ્પિરિચ્યુઆલીઝમ' કહે છે. આવી બાબતમાં રસ લેનારા ચાર વિદ્વાનો એક વખત ઇંગ્લૅંડમાં ભેગા થયા હતા. તેમણે દરેકે ઠરાવ કર્યો કે, પોતે મરણ પહેલાં કાંઇક લખીને કોઈ પણ ગુપ્ત સ્થળે રાખી જવું અને મરણ પછી તે શોધી કાઢવા માટે કોઇને કહેવું. આ પ્રમાણે તે ચાર વિદ્વાનોએ કર્યું અને કોણે શું લખ્યું છે અને ક્યાં મૂક્યું છે તે કોઇએ કોઇને કહ્યું નહિ. થોડા

વખત પછી તે ચારમાંથી એક માણસનું મૃત્યુ થયું. ત્યાર પછી થોડા દિવસમાં જ્યાં 'પ્રેતાવાહન'ના પ્રયોગો ચાલતા હતા ત્યાં એક માણસ કે જે સાધનરૂપ થયો હતો તેણે કહ્યું કે તે મરી ગયેલ વિદ્વાન સૂચના કરે છે કે, તેણે અમુક ચાર જગ્યાએ ચાર ઈંટના કટકા દાટ્યા છે. તે ભેગા કરી તે ઉપર જે લખ્યું છે તે વાંચી જુઓ. એ કટકા ભેગા કરી તેમાં કોતરેલું લખાણ વાંચવાથી એમ નીકળ્યું કે, 'હું જીવતાં જે શરત કરી ગયો હતો તે પ્રમાણે મેં મારું લખાણ એક સીલ કરેલા કવરમાં લખી અમુક બૅંકમાં મૂકેલ છે.' તે ઉપરથી બૅંકમાં તપાસ થઈ અને જે લખાણ તે મૂકી ગયો હતો તે મળી આવ્યું.

ઇ. સ. ૧૯૧૧ની સાલમાં જ્યારે 'ટીટાનીક' નામની સ્ટીમર ડૂબી હતી, તે વખતે લગભગ ૧૫૦૦ માણસ ડૂબી ગયા હતા, ત્યારે તેમાં 'રિવ્યુ ઑફ રિવ્યુઝ'ના અધિપતિ વીલિયમ સ્ટેડ હતા. તે સ્ટીમર ઊપડી તે પહેલાં તેમને કોઈ જોશીએ કહ્યું હતું કે, 'આ મહિનામાં તમે દરિયાની મુસાફરી કરશો નહિ;' છતાં તેમનું કહેવું ન માની તે સ્ટીમરમાં મુસાફરી શરૂ કરી અને સૌની સાથે ડૂબી ગયા. તે વિદ્વાનનો આત્મા પણ એક વખત 'પ્રેતાવાહન'ના પ્રયોગો વખતે આવ્યો હતો અને પોતે જોશીનું કહેવું માન્યું નહિ તે માટે પસ્તાવો જાહેર કર્યો હતો.

આ નાના પુસ્તકમાં ઘણા પ્રયોગોનું પરિણામ આપી શકાય તેમ નથી; પણ આ બાબત ઉપર યુરોપના માણસોનાં મન બહુ આકર્ષાયાં છે અને ઘણાં પુસ્તકો પણ પ્રગટ થયાં

છે. આ પ્રયોગોમાં એક મોટો દોષ એ છે કે, કેટલીક વાર જે માણસને બોલાવવામાં આવે છે તેને બદલે બીજો કોઈ માણસ સાધનરૂપ થયેલ માણસનું શરીર વાપરે છે અને ખોટી સૂચના આપી પહેલા માણસના જેવું વર્તન બતાવે છે. તે ઉપરાંત સાધનરૂપ થયેલ માણસના મનની અને શરીરની શક્તિને વખત જતાં ઇજા થાય છે. આવા પ્રયોગો હિંદમાં પણ થતા અને હજુ પણ જ્યારે કોઈ બાઈને મરી ગયેલ શોક્યનું દુઃખ દૂર કરવાની જરૂર પડે છે ત્યારે કોઈ કોઈ જગ્યાએ તાંત્રિક પ્રયોગો થાય છે. થોડો વખત થયાં યુરોપના જેવા પ્રયોગો પણ આ દેશમાં શરૂ થયા છે. કેટલીક વાર યોગી લોકો પણ આવા પ્રયોગ કરે છે. કેટલાક મહાત્માઓ સમાધિ લીધા પછી પોતાના ભક્તોને દર્શન આપે છે. શ્રીરામકૃષ્ણ પરમહંસે એમનાં પત્નીને દર્શન આપ્યું હતું અને જિસસ ક્રાઇસ્ટ પણ તેમની મા અને તેમના શિષ્યો પાસે આવ્યા હતા. ફેર એટલો પડે છે કે, યુરોપમાં સાધનરૂપ થનાર માણસની શક્તિ આવા પ્રયોગોથી ઓછી થાય છે અને હિંદમાં કોઈ જીવને નુકસાન કર્યા વગર તેવા પ્રયોગો થાય છે.

જેમ મરણ પછીનું જીવન આવા પ્રયોગથી જાણી શકાય છે, તેમ જન્મ પહેલાંનું જીવન જાણવા માટે પણ યુરોપમાં પ્રયોગ થાય છે. એક માણસે એક ૧૮ વર્ષની છોકરી ઉપર તેવો પ્રયોગ કર્યો હતો. પહેલાં તે માણસે પોતાની શક્તિથી તે છોકરીને મૂર્છામાં નાખી. ત્યાર પછી તેના જીવને પાછો હઠાવ્યો એટલે તે છોકરીને લાગ્યું કે પોતે તેની માને ધાવે છે. તે પછી પાછા હઠતાં તેની વાણી

બંધ થઈ, અને માત્ર નિશાનીથી જવાબ આપતી હતી. તે વખતે તે ગર્ભમાં હતી અને તેને અંધકાર લાગતો હતો. તેની મૂર્છા વધારવામાં આવી ત્યારે તેમાંથી એક દુઃખી બુઢ્ઢા માણસનો અવાજ નીકળ્યો. પહેલાં તે બુઢ્ઢાએ કાંઈ જવાબ આપ્યો નહિ, પણ તેનો જીવ જરા વધારે પાછો હઠાવવામાં આવ્યો ત્યારે તેણે પોતાના જીવનની બધી હકીકત કહેવા માંડી અને કહ્યું કે, પોતાનું શરીર છોડ્યા પછી, તે છોકરીની આસપાસ તે રહેતો અને બાળકના જન્મ વખતે તેણે તેમાં પ્રવેશ કર્યો. તે બુઢ્ઢા માણસને તેનો આગલો જન્મ કહેવાનું કહ્યું; ત્યારે તેમાંથી એક બુઢ્ઢી અને ખરાબ સ્વભાવની સ્ત્રીનો જન્મ નીકળ્યો; પણ આટલા વખતમાં તે છોકરીનો જીવ થાકી જવાથી પ્રયોગ અપૂર્ણ રાખવો પડ્યો.

ખરા સાધુઓ આવા પ્રયોગો તરફ લક્ષ આપતા નથી. જન્મ પહેલાં જીવતા હતા તેમ જાણવું અથવા મરણ પછી જીવતા રહેવું તેનું નામ મોક્ષ નથી, પણ વાસ્તવિક રીતે આપણો કોઈનો જન્મ થયો નથી એવો નિશ્ચય કરી લેવો અને આધિભૌતિક, આધિદૈવિક અને આધ્યાત્મિક દુઃખથી કાયમને માટે છૂટવું તેનું નામ મોક્ષ છે. તે માટે આત્મજ્ઞાન જોઈએ અને આત્મજ્ઞાનથી જેટલાં નામ, રૂપ, જન્મ વગેરે થયાં હતાં, થાય છે અને થશે તે ખોટાં લાગે છે. જ્યારે શ્રીકૃષ્ણે મુચુકુંદને નિમિત્ત કરી કાલયવનને માર્યો હતો ત્યારે મુચુકુંદે શ્રીકૃષ્ણને પૂછ્યું કે, 'તમે કોણ છો, તમારો જન્મ ક્યાં થયો છે, તમારું ગોત્ર કયું', એ ઇચ્છા

હોય તો કહો.' ત્યારે શ્રીકૃષ્ણે જવાબ આપ્યો કે, 'મારાં જન્મ, કર્મ અને નામ હજારો છે. તે અનંત હોવાથી મારાથી પણ ગણી શકાય તેમ નથી. પૃથ્વી ઉપરની ધૂળના રજકણો કદાચ ગણી શકાય પણ મારા ગુણ, કર્મ અને નામ ગણી શકાય તેમ નથી. ત્રણે કાળમાં ઉત્પન્ન થયેલ મારા જન્મ અને કર્મ ગણતાં ઋષિમુનિઓ પણ પાર પામી શકતા નથી.'

પ્રો. આઈન્સ્ટીનની સાપેક્ષવાદની શોધથી હિંદુધર્મનાં પુરાણોની કથા ઉપર પણ નવું અજવાળું પડે છે. પુરાણોમાં લખેલ છે કે, પરમાત્માએ પોતાની ક્રીડા માટે જુદાજુદા લોક ઉત્પન્ન કર્યાં છે. હજુ સુધી એમ મનાતું હતું કે, લોક એટલે કોઈ નવી પૃથ્વીઓ હશે; પણ આ બાબત સાચી લાગતી નથી. સંસ્કૃત ભાષામાં 'લોક' એટલે જોવું અથવા દેખાવું. અને અંગ્રેજી ભાષામાં પણ 'લૂક'ના એ અર્થ થાય છે. પુરાણોની મુખ્ય ભાષા સમાધિભાષા છે. તેમાં સમાધિના અનુભવ છે. 'લોક્' ઉપરથી લોક થાય છે, તેથી લોક એટલે પ્રદેશ નહિ પણ દૃષ્ટિબિંદુ સમજવાનું છે. મનુષ્યનું દૃષ્ટિબિંદુ એટલે મનુષ્યલોક અને નાગનું દૃષ્ટિબિંદુ એટલે નાગલોક વગેરે. જેવો દ્રષ્ટા તેવી દૃષ્ટિ.

જે દૃષ્ટિબિંદુથી જીવ જગતને જુએ છે, તે પ્રમાણે તેના દેશકાળ બંધાય છે. દેશકાળથી રહિત આત્માની દૃષ્ટિથી, જ્ઞાની પુરુષની માફક જગતને જોઈ શકાય તો જગતની ઉત્પત્તિ જ દેખાશે નહિ; કારણ કે કાળ સાપેક્ષ છે, આત્મા તો જગત ઉત્પન્ન થયા પહેલાં પણ હતો; તેથી તે દૃષ્ટિએ બધું બધે ઠેકાણે બધે વખતે દેખાય છે. ત્યાં ઉત્પત્તિનો વિચાર જ

નથી. પ્રો. આઇન્સ્ટીનની શોધ પ્રમાણે કહી શકાય કે, જગત ઉત્પન્ન થયું જ નથી. અધિષ્ઠાન છે પણ તેને શું કહેવું તેનો આધાર જોનારના જ્ઞાન ઉપર છે.

જગત અને ઈશ્વર વિષે આપણે આપણા વિચાર આપણી દૃષ્ટિથી કરીએ છીએ. તે દૃષ્ટિમાં ફેરફાર થાય એટલે જગત નવા રૂપે દેખાય. બ્રહ્મદૃષ્ટિએ જગત બ્રહ્મરૂપ લાગે. બધા માણસ આત્મારૂપ દેખાય, બધા નિત્યમુક્ત છે એમ જોઈ શકાય.

મનુષ્યના મનથી જે જ્ઞાન ઉત્પન્ન થાય છે તે એક પછી એક વિચાર આવવાથી ઉત્પન્ન થાય છે. આત્માથી મળતું જ્ઞાન એક ક્ષણુમાં એક સાથે વીજળીના ઝબકારાની માફક વસ્તુનો પ્રકાશ કરે છે; તેથી જ્ઞાનીને વિચાર કરવાની જરૂર પડતી નથી. આપણને જગત વિષે અને ઈશ્વર વિષે જે જ્ઞાન છે તે આપણી લાગણી પ્રમાણે થાય છે. આપણા ઉપયોગમાં આવતાં માપ, ફૂટ, ઘડિયાળ વગેરે સાપેક્ષ છે. અમુક વસ્તુ સારી અને અમુક વસ્તુ નરસી, તે વિષેની આપણી માન્યતા સાપેક્ષ છે. વસ્તુ પોતે સારી નથી, તેમ નરસી પણ નથી. બધું ભગવદ્રૂપ છે. જેવો ગ્રાહક તેવી તે દેખાય છે. આપણે સ્થિર હોઇએ ત્યારે એક વસ્તુને જોઇએ તો તે વસ્તુનાં કિરણ અમુક ગતિએ આપણી આંખને અડે છે અને તે કિરણની ગતિ પ્રમાણે તે વસ્તુ દેખાય છે; પણ આપણે ગતિમાં હોઇએ તો તે વસ્તુનાં કિરણ આપણી પાસે આવવામાં ઓછો અગર વધારે વખત લે છે. આપણે તે વસ્તુ તરફ જતા હોઇએ તો ઓછો વખત લાગે છે અને તે વસ્તુથી દૂર જતા હોઇએ તો વધારે વખત

લાગે છે. તે પ્રમાણે તે વસ્તુના દેખાવમાં અને તે પ્રાપ્ત કરવાના વખતમાં ફેર પડે છે. બધો આધાર આપણી ક્રિયા ઉપર છે. જગતનો સ્વભાવ અને દેખાવ નિયત નથી. જેવો દ્રષ્ટા, જેવો ગ્રાહક, તેવો તે સ્વભાવ દેખાય છે. ભગવાન સર્વત્ર સર્વદા છે અને ખરો ભક્ત તેને સર્વત્ર અને સર્વદા જોઈ શકે છે; કારણ કે તેની દૃષ્ટિ મનુષ્યની દૃષ્ટિ જેવી હોતી નથી. કોઈ પણ રીતે મનુષ્યભાવ છોડવો, મનુષ્યની દૃષ્ટિ છોડવી, તે બધાં શાસ્ત્રોનો ઉપદેશ છે. તેનું કારણ તે ભાવની દૃષ્ટિ પૂર્ણ નથી. જીવ અને જગત જુદાં નથી. બે વચ્ચે દેખાતા ભેદની લીટી નિયત નથી. તે ફેરવી શકાય છે; કોઈ વસ્તુને જોવી ત્યારે પૂરી જોવી જોઈએ અને તેનું ઉપયોગી તત્ત્વ પહેલું જોવું જોઈએ. મનુષ્યદૃષ્ટિથી બિનઉપયોગી પહેલું દેખાય છે; એટલે આત્માને બદલે શરીર દેખાય છે અને તેથી ઉપયોગી અદૃશ્ય થાય છે. બધા ઉપર પ્રેમ રાખવાથી બધી વસ્તુઓ સાથે એકતા સહજ થાય છે. તે એકતાથી બધાનું જ્ઞાન પણ સહજ થાય છે. તે વખતે ટૂંકી દૃષ્ટિ છૂટી જાય છે. તેનું નામ મોક્ષ. સારંગીના જુદાજુદા સૂરની જેમ એકસૂરતા થાય છે, તેમ જીવ, જગત અને ઈશ્વર એક સંગીતરૂપે અનુભવમાં આવવાં જોઈએ.

એક નાટક ઘણા માણસ જુએ તેની અસર દરેક પ્રેક્ષકને દરેકની લાગણી પ્રમાણે થાય છે. ખરો રસ તેને જ પડે છે, કે જે પ્રેક્ષક દરેક નાટકકારની સાથે તેના નાટ્યરસમાં એકતા પામી ગયો હોય. બધો આધાર જોનાર

ઉપર છે. તે દૃષ્ટિએ જોઇએ તો જાણે નાટકને પોતાને જોનારથી પૃથક્ કાંઈ સ્વભાવ જ લાગતો નથી. જો જગતનો સ્વભાવ નિયત માનીએ તો તેની સાથે એક થવું બહુ મુશ્કેલ પડે. તેમ માનવાની જરૂર નથી; કારણ કે તે સ્વભાવ નિયત નથી.

પશુઓને આપણા જેવી નીતિ નથી. તેઓને જગતના સૌંદર્યનો ખ્યાલ નથી, ધર્મનો ખ્યાલ નથી; કારણ કે તેની દૃષ્ટિ જુદા પ્રકારની છે. તેથી તે જુદા લોકનાં પ્રાણી છે. તે પોતાના શરીરને જોઈ શકતાં નથી, માણસ પોતાના શરીરને જોઈ શકે છે; મહાત્માઓ પોતાના શરીરને પોતાથી જુદું જોઈ શકે છે અને યોગીઓ બીજાના શરીરમાં પણ પ્રવેશ કરી શકે છે; કારણ કે તેઓને પોતાના શરીર વચ્ચે અને બીજાના શરીર વચ્ચે ભેદ લાગતો નથી. એક માણસ અને બીજા માણસની વચ્ચે જે આકાશ દેખાય છે તે માત્ર પર્યાય છે. તેને માણસ આકાશ કહે છે; પણ તે ખરેખર આકાશ નથી તે પણ કોઈ વસ્તુનો પર્યાય હોવાથી આત્મજ્ઞાનમાં તેનો સમાવેશ થાય છે, તેથી દેશથી અને કાળથી દૂરપણું દૂર થાય છે. નાના ગોળાકારનું મધ્યબિંદુ મોટા ગોળાકારના મધ્યબિંદુ સાથે એક થાય છે. જેવું જ્ઞાન તેવી દૃષ્ટિ અને તેવો અનુભવ.

સૂર્યોદય વખતે અને સૂર્યાસ્ત વખતે જે સૌંદર્ય દેખાય છે તે સાધારણ માણસ અને કળાવાન માણસ એકસરખી રીતે ભોગવી શકતા નથી. કળાવાનને તેમાં નવું સૌંદર્ય દેખાય છે. તેવી જ રીતે જગતના બધા પદાર્થોમાં અનેક પર્યાય છે. તેમાં અનેક પ્રકારનું સૌંદર્ય છે, પણ તે કળા-

વાનને જ માલૂમ પડે છે.

જેમ કળાથી એકતા આવે છે, તેમ વિદ્યાથી પણ એકતા આવે છે. શરૂઆતનું જ્ઞાન ઇંદ્રિયોથી ઉત્પન્ન થયેલું હોય છે, તેથી તે અવિદ્યાવાળું હોય છે; કારણ કે તેનો આધાર ઇંદ્રિયો ઉપર રહેલો હોય છે. વિદ્યાનું જ્ઞાન આત્માથી આત્મામાં ઉત્પન્ન થાય છે. એક જ્ઞાનમાં બીજું જ્ઞાન ઉમેરી જ્ઞાનનો સરવાળો કરીએ તેથી પૂર્ણ જ્ઞાન થતું નથી. પૂર્ણ જ્ઞાન આત્માના તેજથી એકસાથે એક ક્ષણે પૂરી વસ્તુ બતાવે છે. શુદ્ધ મન શરીરથી છૂટું રહી શકે છે અને જુદા જુદા પ્રદેશમાં અને કાળમાં વિચરી શકે છે—એટલે કે, મનના ફેરફાર પ્રમાણે દેશ અને કાળના સ્વભાવ જ ફરી જાય છે. જે વસ્તુ દૂર દેશમાં હોય તે નજીક લાગે છે. ઘણા કાળ પહેલાં બની હોય તે હમણાં બની હોય તેમ દેખાય છે. તેથી કેટલાએક મહાત્માઓને જુદાં જુદાં શહેરો અને સારી સારી વસ્તુઓ જોવાની ઇચ્છા થતી નથી.

વિદ્યાથી કળા ખીલે છે, જીવનાં ખોટાં બંધન તૂટી જાય છે, જગત પોતામાં સમાઈ જાય છે. મનના અહંકારી જ્ઞાન ઉપર અશ્રદ્ધા થવી જોઇએ. ખોટી ટેવ દૂર કરવી જોઇએ. ભગવાન કેવા છે તે વિષે કાંઈ કલ્પના બાંધવાની જરૂર નથી. જ્યાં મનના દોષ સ્પષ્ટ દેખાશે અને બધી કલ્પના હડી જશે, ત્યાં પરમાત્મા પ્રત્યક્ષ પ્રગટ થશે. તે વખતે તે કેવા હશે તે આગળથી નક્કી કરવું નહિ. તેનામાં પોતાને સમજાવવાની શક્તિ છે.

જ્યાં દ્રષ્ટા અને દૃશ્ય એક થાય છે ત્યાં જ્ઞાન પ્રગટ

થાય છે. જ્ઞાન એટલે વસ્તુને આખી જોવી. આખી જોવા માટે તેની સાથે એક થવું જોઈએ.

માણસ જેને મરણ કહે છે તે મરણ નથી. મરણ એટલે જે સાધનથી તે જીવ મનુષ્ય તરીકે જીવતો હતો તે સાધન જીર્ણ થવાથી મૂકવું પડે છે. બીજાની દૃષ્ટિએ તે દેખાતો નથી. મનુષ્ય થવા માટે તેણે જે સાધન લીધું હતું તે મૂકી દીધું તેથી તે પોતે પહેલાં હતો તેવો રહ્યો. તેથી કાઠિયાવાડમાં મરી ગયેલ માણસને 'પાછો થયો' એમ કહે છે. જેમ આજના દિવસના સંસ્કાર લઈને રાત્રે નિદ્રા લઈએ છીએ અને સવારે તે સંસ્કાર લઈને ઊઠીએ છીએ, તેમ મરણ વખતે આ જન્મના સંસ્કાર લઈ જીવ નીકળે છે અને તે જ સંસ્કારથી પાછું શરીર લે છે; પણ છતાં જેમ દરરોજ સૂઈને ઊઠ્યા પછી આપણને મરણ અને જન્મ જેવું લાગતું નથી, તેમ આપણો આત્મા મરતો નથી અને જન્મતો નથી. આપણે જન્મ્યા ત્યારે આપણને જન્મની ખબર નહોતી. બીજાનો જન્મ જોઈને એમ લાગે છે કે આપણે પણ એવી રીતે જન્મ્યા હોઈશું, પણ તે હાલની દૃષ્ટિનું ફળ છે. પૃથ્વીની ઉત્પત્તિ કેવી રીતે થઈ હશે તે માટે સૌ કલ્પના કરે છે, પણ કોઈએ તે વખતે તેની ઉત્પત્તિ જોઈ નહોતી. તે માટે પણ હાલની દૃષ્ટિથી વિચાર થાય છે. મનુષ્ય તરીકે દેહાભિમાનની દૃષ્ટિથી જન્મ અને મરણના બનાવ જેવા દેખાય છે તેવા વસ્તુતઃ નથી. પશુઓને જન્મમરણ માણસના જેવાં લાગતાં નથી; કારણ કે તેમને માણસના જેવી લાગણી નથી. જ્ઞાની તો પોતાને દેશ અને કાળથી અતીત જુએ છે,

પોતાને અમુક જગ્યામાં જ રહેલા અને અમુક કાળમાં રહેલા માનતા નથી. એટલું ખરું છે કે, તેના દેખાતા મૃત્યુ વખતે તેની આસપાસ બેઠેલા તેના સગા અને મિત્રોને દુઃખ થાય છે, પણ તેનું કારણ તેઓની મમતા છે. જ્ઞાની પોતાના આત્માનું જન્મ પહેલાં અસ્તિત્વ જોઈ શકે છે તેથી મરણ પછી પણ તેને તેનો અનુભવ રહે છે; તેથી જ ભગવાને અર્જુનને પહેલાં સમજાવ્યું હતું કે, આત્મા જન્મતો નથી.

શરીર અને આત્માનો સ્વભાવ ઊંદર-બિલાડી જેવો છે. જેમ જીવતો ઊંદર બિલાડીને મારી શકતો નથી, તેમ જીવતું શરીર આત્મજ્ઞાનની આડે આવી શકતું નથી; તો પછી જ્યારે મરેલો ઊંદર બિલાડીને મારી શકતો નથી તો મરેલું શરીર આત્મજ્ઞાનને વિઘ્ન કેમ કરી શકે ? શરીર છૂટવાથી માત્ર શરીરના ધર્મ છૂટે છે. તે છૂટવાથી ઊલટો લાભ થાય છે. મરણ આત્માને સ્પર્શ કરી શકતું નથી. મરણનો સ્વભાવ નિદ્રા જેવો છે. નિદ્રા પણ આત્માને સ્પર્શ કરી શકતી નથી. વિચારથી દેશકાળ ઉત્પન્ન થાય છે, દેશકાળથી પરિચ્છિન્ન જીવન ઉત્પન્ન થાય છે. આત્મજ્ઞાનથી વિચાર બંધ પડે છે, તેથી અમુક જગ્યાએ અને અમુક કાળમાં જીવન રાખવાની જરૂર પડતી નથી. જે જોવું તે પૂરું જોવું. તે દૃષ્ટિએ વિચાર ફરી જાય છે. કવિતામાં, કળામાં, સંગીતમાં ઘણી વખત મન વિકાસ પામે છે અને નવા આનંદમાં મોજ કરે છે; ભજનની ધૂનમાં મરણ ચપટીમાં ઊડી જતું લાગે છે; મરતી વખતે તેવી દશા થાય તેને વિદેહમુક્તિ કહે છે. પણ કેટલાક ભાગ્યશાળી પુરુષોને જીવતાં જ તેવી દૃષ્ટિ પ્રાપ્ત થાય છે.

તે જીવન્મુક્ત કહેવાય છે. તે દૃષ્ટિએ જન્મ, મરણ, જીવ, જગત, ઈશ્વર વગેરે એક જ વસ્તુના પર્યાય અથવા દેખાવ લાગે છે. એક જ વસ્તુ સાચી છે, પણ જેવો દ્રષ્ટા અને જેવી તેની દૃષ્ટિ તે પ્રમાણે તે વસ્તુના દેખાવ લાગે છે. ખગોળ-વેત્તાને પૃથ્વી, સૂર્ય, ચંદ્ર અને તારા જુદા પ્રકારના લાગે છે, વનસ્પતિશાસ્ત્રવાળાને પૃથ્વી જુદા પ્રકારની લાગે છે; ડૉક્ટરને શરીર ઉપર શસ્ત્રક્રિયા કરવી હોય ત્યારે તે તેને શાકની માફક ચીરે છે.

આત્માના અનુભવ માટે મનુષ્યની કલ્પના કામની નથી. શ્રદ્ધાથી જ્ઞાન ઉત્પન્ન થાય છે, તર્કથી પર્યાયમાં જ દૃષ્ટિ રહે છે. જ્ઞાન માટે શાસ્ત્રગુરુ અને અનુભવની જરૂર છે. અનુભવ માટે એકાન્ત અને વૈરાગ્યની જરૂર રહે છે. પહેલાં અનુભવમાં આશ્ચર્યકારક ભાવ, બીક, આનંદના ઊભરા, તેજ શક્તિ વગેરે આવે છે. તે ઘણો વખત રહેતા નથી. તેમાં ચમત્કાર જેવું કાંઈ હોતું નથી. બીજાની નજરે જે ચમત્કાર લાગે તે જ્ઞાનીનો સ્વાભાવિક ભાવ હોય છે.

જ્ઞાની જે જે વસ્તુને જુએ છે, જે જે શબ્દ સાંભળે છે, જે જે વસ્તુને અડે છે, તે તે મય તે થઈ જાય છે. તેને વિચાર કરવાની જરૂર પડતી નથી, ચાલવાની જરૂર પડતી નથી. તે પોતાના જીવનને સમષ્ટિજીવનના ભાગ તરીકે જોઈ શકે છે. તે સિવાય સમાધિભાવ અથવા બ્રહ્મભાવ ટકતો નથી. આવા અનુભવમાં તેની બધી ઇચ્છા છૂટી જાય છે. જે જે કામ સામાન્ય માણસને ઉપયોગી લાગે છે, તે તેને ઉપયોગી લાગતાં નથી. તેનામાં સમતા અને નિષ્કામતા

વિશેષ રહે છે. તે નાતજાતનાં બંધન રાખી શકતા નથી.

આત્મા ડાહ્યો છે, જ્ઞાનસ્વરૂપ છે એમ જાણ્યા પછી ભૂલ કરતો નથી. જે આત્મા માયાનો પ્રતિષેધ કરે છે તે આત્માનો પ્રતિષેધ કરવો અશક્ય હોવાથી તેને જ પરમાર્થતા પ્રાપ્ત થાય છે. અભાવ પ્રતિષેધ કરનાર આત્માનો અભાવ નથી અને જે માયાનો પ્રતિષેધ થાય છે તેનો અત્યંત અભાવ છે. કલ્પિત અવિદ્યાથી બ્રહ્મનું સદ્વિતિયત્વ થતું નથી. 'હું બ્રહ્મ છું' એવો બોધ થાય એટલે તરત અહંભાવ મટી જાય છે. અહંબુદ્ધિ મટી ગયા પછી દ્વૈત જેવું રહેતું નથી. અહંબુદ્ધિ હોય તો દ્વૈત જેવું અને સંબંધ જેવું જણાય છે. આત્મામાં અહંધર્મ હોય તો મુક્તિમાં અને સુષુપ્તિમાં તે રહેવો જોઈએ. ત્યાં નથી રહેતો તેથી અહંભાવ એ અનાત્મા છે અને અનિત્ય છે. અહંકારને નિત્ય માનો તો મોક્ષનું શાસ્ત્ર વ્યર્થ છે. આત્મામાં ત્રણે કાળમાં અહંકાર વિગેરે ન હોવાથી પરમાર્થથી તેની નિવૃત્તિ બનતી નથી. અવિદ્યાનો વિદ્યાથી નાશ કરવો એ જ માત્ર ફળ છે. અપ્રમાથી ઉત્પન્ન થયેલ જ્ઞાનનો પ્રમાથી ઉત્પન્ન થયેલ જ્ઞાનથી બાધ થાય છે.

જ્ઞાનીને આત્મભાવે બધી દશાનો એકસાથે અનુભવ થાય છે. જીવની મુખ્ય ચાર દશા છે. જાગ્રત, સ્વપ્ન, સુષુપ્તિ અને ચોથી આત્મભાવની તુરીય અવસ્થા. ૐકારમાં અ, ઉ, મ અને ँ, એ પ્રમાણેના ચાર અક્ષર એ ચાર દશાના સૂચક છે. જે દશામાં જાગ્રત, સ્વપ્ન, સુષુપ્તિ અને તુરીય ભાવ એકસાથે અનુભવમાં આવે તે ૐકારમય સિદ્ધદશા

કહી શકાય. આ પૃથ્વીમાં રાત્રિ, અને દિવસ એકસાથે થાય છે–એટલે કે, જ્યારે એક ઠેકાણે દિવસ હોય છે ત્યારે બીજે ઠેકાણે રાત્રિ હોય છે; તેથી જે-વખતે એક ઠેકાણે એક માણસ જાગતો હોય, તે જ વખતે બીજે ઠેકાણે બીજો માણસ ઊંઘતો હોય; અને ત્રીજે ઠેકાણે તે વખતે ત્રીજો માણસ સ્વપ્ન અવસ્થામાં હોય; તે જ વખતે હિમાલયની ગુફાઓ જેવા સ્થાનમાં કોઇ યોગી 'તુરીય' અથવા સમાધિનો અનુભવ લેતો હોય છે. પરમાત્મામાં આ ચારે દશા એક સાથે એક વખતે રહી શકે છે; તેથી તેનું નામ ૐ છે. તે મંત્રનો ઉપર પ્રમાણે અર્થ સમજી જે જપ કરે છે અને તદાકાર થાય છે તેને પરમાત્માનો આવો સર્વાત્મભાવવાળો અનુભવ થાય છે. આ અનુભવ મનથી સમજાય નહિ; કારણ કે મન જ્યારે જાગ્રત હોય ત્યારે ઊંઘતું ન હોય અને ઊંઘતું હોય ત્યારે જાગ્રત ન હોય. મનનું રૂપાંતર થવું જોઈએ. તે દશાને વિજ્ઞાનમય દશા કહે છે. એ દશામાં દેહાભિમાન ન હોવાથી બહારનું જગત અંદર સમાઇ જાય છે.

આપણા શરીરનો કેટલોક ભાગ આપણે જાતે ચલાવીએ છીએ અને કેટલોક માત્ર આત્માની હાજરીથી પોતાની મેળે ચાલે છે. ખાવાનું કામ આપણે કરીએ છીએ, પણ પચાવવાનું કામ આપણે જાતે કરતા નથી; છતાં તે પણ આપણા આત્માની સત્તાથી થાય છે. આવા વિરુદ્ધ ધર્મવાળા સ્વભાવ એક આત્માના આશ્રયથી રહી શકે છે. કેટલાક હલકા જીવને ખાવાનું કામ અને પચાવવાનું કામ પણ જાતે કરવું પડે છે. જેમ ઊંચા પ્રકારનો જીવ તેમ તેનું

ઘણું કામ સત્તામાત્રથી થાય છે અને થોડુંક કામ પોતાની જાતની ક્રિયાથી કરવું પડે છે. ઉત્તમ પુરુષ અથવા પુરુષોત્તમને કોઇ કામ જાતે કરવું પડતું નથી. રાજાની માફક તેની સત્તાથી, હાજરીથી, તેનું બધું કામ બરાબર થયા કરે છે.

આ પૃથ્વીમાં વ્યાવહારિક દૃષ્ટિએ એક સેકંડમાં લગભગ ૩૦૦૦ માણસ જન્મે છે. પશુ, પક્ષી વગેરેની ગણતરી જુદી. આ રચના સામાન્ય મનથી સમજાય તેવી નથી; છતાં બીજી રીતે જોઇએ તો આપણા પોતાના શરીરમાં અનેક ઝીણા જીવ છે; તેમાં ઘણા દરેક સેકંડે મરે છે અને ઘણા ઉત્પન્ન થાય છે; પણ જેવી તે જીવને લાગણી છે તેવી આપણને નથી. તેનું કારણ તે આપણામાં સમાઈ ગયા છે. તેવી જ રીતે પરમાત્મામાં સમાઇ ગયેલ આ વિશ્વમાં માણસને જન્મ-મરણની જેવી લાગણી થાય છે તેવી પરમાત્માને નથી. તેવી લાગણી મુક્ત આત્માને પણ નથી; કારણ કે મુક્ત આત્મા તે જ પરમાત્મા છે.

જ્યારે મન ચંચળ હોય, વિક્ષિપ્ત હોય, ત્યારે તે પ્રભુતા પ્રાપ્ત કરવાને લાયક હોતું નથી. એકાગ્રતાના અભ્યાસથી જ્ઞાન મળે છે. શરીર અને મન શાંત રાખવાથી મનોબળ વધે છે, ઘણા કાળે મન વશ થાય છે, વિચાર દૂર થાય છે, તેની જગ્યાએ અંધકાર દેખાય છે, તે પછી અંધકાર પણ દૂર થાય છે અને તે જગ્યાએ તેજ, શક્તિ અને આનંદ ઊભરાય છે. જીવને એમ લાગે છે કે, તે જાણે સમુદ્રમાં મોજારૂપે અથવા માછલારૂપે અથવા ઘડારૂપે ફરતો હોય. આવી દશામાં પ્રભુતા પ્રગટે છે.

વિચારની જરૂર ન હોય ત્યારે તે મૂકી દેવાની શક્તિ પ્રાપ્ત કરવી જોઈએ. મૂર્ખ કારીગર પોતાનાં સાધન લઈ લઈને ફરે છે. ડાહ્યો કારીગર તે એક જગ્યાએ રાખે છે અને જરૂર પડે ત્યારે ઉપયોગમાં લે છે. તેવી જ રીતે વિચારની જરૂર ન હોય ત્યારે મન એક બાજુ મૂકી દેવું જોઈએ. તે મુકાય ત્યારે નવું ચેતન અંદર પ્રગટે છે, જગત નવે રૂપે દેખાય છે, દૃષ્ટિ એટલી ફરી જાય છે કે બધું એકરૂપ લાગે છે. તે દૃષ્ટિમાં વેપારી બુદ્ધિ રહેતી નથી. છતાં તેના આત્માનું તેજ તેના સંબંધમાં આવે તેને લાયકાત પ્રમાણે મળે છે.

કેટલાકને જગતની ઉત્પત્તિના જેવો અનુભવ આત્મામાં લાગે છે. એટલે પહેલાં આત્મા આકાશની માફક વ્યાપક લાગે છે, પછી વાયુની માફક ચાલતો લાગે છે, પછી સૂર્યની માફક સર્વદ્રષ્ટા બને છે, ત્યાર પછી જળની માફક પ્રેમથી દ્રવે છે અને અંતે પૃથ્વીની માફક ઘટ અથવા ચિદ્‌ઘન અથવા આનંદઘન બની જાય છે. જેમ પંચભૂતનાં તત્ત્વો આત્મામાંથી ઉત્પન્ન થાય છે તેવી જ રીતે તે આત્મામાં લય પામે છે, મનને તો મૂકવું જ પડે છે. તે ઘણું અઘરું લાગે છે, પણ તેની જગ્યાએ નવી સારી દશા ઉત્પન્ન થાય છે તેથી આશાનાં કિરણ જણાય છે. એ દશામાં દ્રષ્ટા અને દૃશ્ય એક થાય છે. જોનાર માણસ વસ્તુ સાથે એકદમ એક થાય છે; આ જ સાચું જ્ઞાન છે, સાચું જીવન છે. અહીં અખૂટ આશ્ચર્યકારક આનંદ છે. લોભ, ભય, ક્રોધ નાશ પામે છે અને નવું જગત જન્મે છે; એટલે કે આ જગત નવા રૂપે દેખાય છે.

પણ જેમ જંગલી માણસને સામાન્ય લખવાવાંચવાની

ભાષા શીખવામાં વખત લાગે છે તેમ આકાશ, ઝાડ, ફળ, ફૂલ વગેરેની ભાષા સમજવામાં પરાવિદ્યાની જરૂર રહે છે. તે સંસ્કાર આવશે ત્યારે 'હું અને મારું' એ બોલવામાં શરમ આવશે. બીજાને નુકસાન થાય એવું કોઈ કાર્ય કરવાની વૃત્તિ થશે નહિ.

આત્મદૃષ્ટિએ બધું આત્મરૂપ લાગે છે. ઝાડ, પશુ, પક્ષી, સૂર્ય, ચંદ્ર, તારા આપણા શરીર કરતાં પણ આપણી વધારે નજીક છે. તે જ્ઞાન માટે દૂર જવાની જરૂર નથી; તે બધામાં છે.

ત્યારે એમ લાગે છે કે, જાણે કે આપણે નવું જગત રચતા હોઈએ. મન શાંત કરી પ્રેમથી બધામાં પોતાને જોવા તે ખાસ જરૂરનું છે. તે વખતે દોષ અને પાપ અદૃશ્ય થાય છે. આપણે આપણા મૂળમાં જઈએ છીએ. તે શાંતિમાં આનંદ મળે છે. શક્તિ, પ્રેમ, વિશાળતા, જ્ઞાન, તેજ વગેરે મળે છે. તેમાંથી નવા વિચાર, નવી લાગણી જન્મે છે. તે માટે થાક લાગે તેવી મહેનતની જરૂર નથી. ઊલટું નિષ્ક્રિય ભાવથી, સત્તામાત્રથી ઘણી ક્રિયા બને છે. ત્યાં ક્રિયા છે, પણ નવા સ્વરૂપે રહે છે. જેમ એન્જિનનો ડ્રાઇવર પોતે નીચે ઊતરીને દરેક વખતે પૈડાને ચલાવતો નથી પણ માત્ર એક લીવરને ફેરવી આખી ટ્રેનને ગતિમાં મૂકી શકે છે, તેમ આત્માની સૂક્ષ્મ ક્રિયાથી પ્રયત્ન વગર જગતને ગતિ મળે છે.

પણ વિચાર અને લાગણીને ગતિમાં મૂકવા માટે આવી શક્તિ પ્રાપ્ત થવા પહેલાં મુશ્કેલી નડે છે. જ્યારે તે પ્રાપ્ત થાય છે ત્યારે બહુ જ સરળ હોય તેમ જણાય છે.

માણસમાં ફેરફાર તો થયા જ કરે છે; પણ ખરો ફેરફાર ત્યારે જ થાય છે કે જ્યારે માણસમાં આત્મભાવ દાખલ થાય છે. ત્યારે તેને પોતાનું જીવન અને બહારનું જીવન પોતારૂપ લાગે છે. જ્યારે અંદરની દશા આવી શક્તિને લાયક થાય છે, ત્યારે આવી શક્તિ દાખલ થાય છે; છતાં નવો ભાવ લાંબો વખત ટકતો નથી. તેમાં ચઢ–ઊતર થયા કરે છે. દૃઢતાથી અંતે જીત મળે છે. તે ફેરફાર માટે જ મનુષ્ય વારંવાર જન્મ લે છે.

આખરે વિચાર બંધ પડે છે અને તે જગ્યાએ શાંત લાગણી રહે છે, જુદા વિચાર માટે જગ્યા રહેતી નથી. બધું જીવન ફરી થાય છે, પોતે પોતાનો નિયંતા બને છે, પવન તેનો દૂત બને છે, અગ્નિ તેની સેવા કરે છે, તે કાન વગર સાંભળી શકે છે, આંખ વગર દેખી શકે છે, જીભ વગર સ્વાદ લઈ શકે છે, નાક વગર સૂંઘી શકે છે, ચામડી વગર બધાને સ્પર્શ કરી શકે છે. એકના જ્ઞાનથી સર્વનું જ્ઞાન થાય છે.

દૃઢ અપરોક્ષ જ્ઞાનવાળાને માટે આવરણ કે વિક્ષેપ રહેતાં નથી. જે દશામાં દ્વૈત નથી ત્યાં આનંદને અટકાવે તેવું કાંઈ નથી. સામાન્ય માણસની મિથ્યાજ્ઞાનની દશામાં દ્વૈત જેવું જણાતું હોવાથી આનંદ પ્રતિબદ્ધ થાય છે. સ્વાભાવિક સિદ્ધ અભેદમાં ભેદની કલ્પના જ્યાં દેખાય ત્યાં તેવી બુદ્ધિના નાશ માટે જે પ્રયત્ન થાય તે જરૂરી પુરુષાર્થ છે.

સ્વરૂપમાં જે સ્વસંવેદ્યપણું છે તેને જ પ્રકૃતિ–પુરુષની એકતા કહે છે. જ્યાં ભેદ નથી ત્યાં સ્વરૂપનો અનુભવ છે.

એ અનુભવને પ્રકૃતિ-પુરુષના અભેદની સંજ્ઞા મળે છે. આકારવાળી વસ્તુમાં ભેદ બને છે. નિરાકારમાં ભેદ કે અભેદ બનતો નથી. એવું સમજવામાં ભેદનો નિષેધ થાય છે અને અભેદ તો સિદ્ધ છે.

જેમ ખરાં પ્રેમી પતિ-પત્ની વિયોગ સહન કરી શકતાં નથી તેમ પ્રકૃતિ-પુરુષ નામરૂપે દેખાતા છતાં સ્નેહથી નિત્ય અભિન્ન છે અને વિયોગ સહન કરી શકતાં નથી. દીવામાં પ્રકાશક-પ્રકાશ્ય ભાવ હોય છે છતાં ભેદ નથી. વસ્તુ એક હોવાથી સત્તા એક છે અને સત્તા એક હોવાથી વસ્તુ એક છે. ઘડો લેવા જશો તો માટી હાથમાં આવ્યા વગર રહેશે નહિ. છતાં અજ્ઞાન હશે તો જગત મળ્યું એમ લાગશે. બ્રહ્મમાં જીવ-જગતની બુદ્ધિથી આવરણ ઉત્પન્ન થાય છે. જીવ જગતમાં બ્રહ્મબુદ્ધિથી આવરણ ભંગ થાય છે.

જગતના વિલાસથી દ્વૈતની સિદ્ધિ નથી. દ્વિતીય જેવો દેખાવ થાય એ તો દિવ્ય પ્રેમનો વેપાર છે. પ્રકાશને જોવા જતાં દીવો મળે છે. શક્તિને જોવા જતાં શિવ મળે છે. વાયુ નિસ્પંદ થતાં વાયુ મટી જતો નથી અને વાયુનું સ્પન્દન થતાં વાયુમાંથી બે વસ્તુ બની જતી નથી, તેમ બ્રહ્મની સ્થિતિમાં કે ગતિમાં બીજું બની જતું નથી.

જેઓને સાચું જીવન અને પૂર્ણ જીવન સમજવાની અને તે પ્રમાણે વર્તવાની રુચિ રહે છે, તેમનું જીવન સાધારણ માણસના જીવન જેવું રહેતું નથી.

'તપસ્વી હુસેન મન્સુર હંમેશાં 'અનલ હક' એટલે 'હું ઇશ્વર છું' એમ પરાવાણીથી બોલતા; તેથી કેટલાક

આસુરી પ્રકૃતિવાળા માણસોને ક્રોધ આવ્યો. તેઓએ તેમની જીવતાં ચામડી ઉતારી તેમના શરીરના કટકા કરી નાખ્યા. ત્યારે પણ તે કટકામાંથી 'અનલ હક, અનલ હક' એ પ્રમાણે અવાજ નીકળ્યો હતો. તે પછી તે કટકાને બાળી નાખવામાં આવ્યા, ત્યારે પણ તેમની રાખમાંથી અવાજ નીકળ્યો કે, 'અનલ હક' अहं ब्रह्मास्मि ।

આ આત્મા નાનો જીવ નથી. તેમાં પ્રકાશ છે, વિભુતા છે, શાંતિ છે. આ અનુભવમાં કરોડો જન્મની મુસાફરી પૂરી થાય છે. જ્ઞાન સમકાલ મુક્તિ છે. તેમાં ત્રિપુટીનો અભાવ થાય છે. અજ્ઞાનની દૃષ્ટિથી અજ્ઞાનની સિદ્ધિ છે. જ્ઞાનની દૃષ્ટિએ અજ્ઞાન સિદ્ધ નથી. બ્રહ્મજ્ઞાન થયું એટલે બ્રહ્મભાવ ઉત્પન્ન થશે. આત્મામાં ભેદનો હેતુ નહિ રહેવાથી પ્રત્યક્જ્યોતિ અભિન્ન અનુભવમાં આવે છે. તત્ત્વજ્ઞાન થયા પહેલાં પણ અવિદ્યા અને તેનું કાર્ય કલ્પિત છે. તત્ત્વજ્ઞાન થયા પછી તે બાધિત થાય છે. એ જ હિંદની વિદ્યાકળાનો મહિમા છે. આર્યોના સંસ્કારનું ખરું ફળ છે.

## ૬ : સર્વાત્મભાવ અને આનંદ

આત્માના અનુભવની જે હકીકત ગયા પ્રકરણમાં આવી ગઈ તે પ્રમાણે રહેવાથી જ અનુભવ થાય છે. જો જ્ઞાન પ્રમાણે જીવન ગોઠવવામાં ન આવે તો જીવન પ્રમાણે જ્ઞાન થઈ જાય છે, તેથી આત્મજ્ઞાનીને આત્મસ્વરૂપે સ્થિતિ કરવી એ જ પ્રયોજન અને કર્તવ્ય છે. બીજું પ્રયોજન અને કર્તવ્ય નથી. જીવન્મુક્તિનાં પાંચ ફળ છે. (૧) જ્ઞાનરક્ષા, (૨) તપ એટલે મન અને ઇંદ્રીયોની એકાગ્રતા, (૩) વિસંવાદનો અભાવ, (૪) દુઃખનાશ ને (૫) આનંદનો આવિર્ભાવ.

જો નિષ્ઠા બંધાય નહિ તો મનમાં ચંચળતા આવી જાય અને સ્વરૂપનું અનુસંધાન રહે નહિ તેથી જીવન્મુક્તિનો આનંદ મળે નહિ. જ્યારે સ્વરૂપનું અનુસંધાન ન રહે ત્યારે કોઈના ગુણદોષમાં પડી જવાય છે.

પણ સ્વરૂપનું અનુસંધાન બરાબર રહે તો અને કોઈ પણ ભાવ વિગેરેના રૂપરૂપાંતરમાં અથવા અવસ્થામાં કે

ગુણમાં આપણે તે સમરૂપી પરમાત્માને રાખીને રહીએ તો વ્યવહારમાં ભલા બીજા કોણ આવી શકે ? તેનાથી વ્યવહાર કરવો એ આપણો ધર્મ છે અને જ્ઞાનશક્તિથી તે વિશેષ ભાવનો નિર્ણય કરી લીધા પછી જણાશે કે ભગવાન સિવાય પૃથક સત્તા કોઈની નથી અને રહે છે માત્ર ભગવાન; છતાં એ જ્ઞાનમાં એકદમ સ્થિરતા આવતી નથી. તેથી બધે એક વસ્તુ હોવા છતાં જાણે કે અનેક હોય એવું માની મન કોઈવાર તેમાં દોડ્યા કરે છે. તેથી પહેલાં મનને એવી ખોટી ટેવમાંથી છોડાવવું જોઈએ. જીવન્મુક્તિના આનંદ માટે મનોનાશ અને વાસનાક્ષય છે. જ્યારે વૃત્તિ બ્રહ્મમાં લીન થાય ત્યારે તેને સત્સંગ માટે અથવા શાસ્ત્રના વાચન માટે અથવા બીજા કામ માટે બહાર કાઢવી નહિ. જ્યારે વૃત્તિ બહાર જાય ત્યારે પણ જો એક જ વસ્તુ દેખાય તો વૃત્તિનું વ્યુત્થાન થતું નથી અને સહજ સમાધિ કાયમ બની રહે છે. પોતાને અને જગતને બ્રહ્મદૃષ્ટિથી ભિન્ન ન ભાળવાં એનું નામ જ ખરી સમાધિ છે. ભગવાન સિવાય જે કાંઇ બુદ્ધિમાં આવશે તે અધ્યારોપ થશે અને વહેલાં કે મોડા તે અધ્યારોપનો અપવાદ કરવો પડશે. જેને જગત દેખાય છે તે જગતને જાણતો નથી અને બ્રહ્મને પણ જાણતો નથી. જેને બ્રહ્મ દેખાય છે તે જગતના તત્ત્વને બરાબર જાણે છે અને બ્રહ્મને પણ બરાબર જાણે છે.

તેથી આપણે આપણું પૂર્ણ સ્વરૂપ નહિ સમજીએ ત્યાં સુધી સર્વાત્મભાવ ઉત્પન્ન થશે નહિ અને નિષ્ઠા થશે નહિ. પૂર્ણમાંથી પૂર્ણ નીકળેલ છે, પૂર્ણમાં રહેલ છે અને પૂર્ણ રહે છે. મોટામા મોટું રાજ્ય મેળવવું તેના કરતાં નાનામાં

નાની વસ્તુ બ્રહ્મસ્વરૂપે જોવી તેમાં મોટો લાભ છે. ખરા સુધારામાં જોનારની દશા ફરે છે. જ્યાં સુધી બુદ્ધિ વ્યવહારના કામને એટલે ભેદને અનુમોદન આપે છે ત્યાં સુધી તે પૂર્ણતાનું ખરું સ્વરૂપ પકડી શકશે નહિ. જ્યાં સુધી જગત આપણાથી જુદું લાગશે ત્યાં સુધી જીવનનું ખરું રહસ્ય સમજી શકાશે નહિ. જેમ આપણા પેટની અંદર રહેલ નાના નાના જીવના જીવનનો આપણે વિચાર કરતા નથી કારણ કે આપણે તેને ખરું જીવન માનતા નથી; તેમ બ્રહ્માંડના પેટમાં રહેલ માણસનું વ્યાવહારિક જીવન પણ અલ્પ છે અને અલ્પમાં સુખ નથી પણ પૂર્ણતામાં સુખ છે. એ વાત છાંદોગ્ય ઉપનિષદમાં સનત્કુમારે નારદજીને ચોખ્ખી સંભળાવેલી છે. છતાં આવી પૂર્ણતાની સ્થિતિ શબ્દોથી બરાબર સમજાવી શકાતી નથી. એ અનુભવથી સમજવા જેવી છે. જ્યારે કલાપીને એમ લાગ્યું કેઃ

> ‘જ્યાં જ્યાં નજર મારી ઠરે, યાદી ભરી ત્યાં આપની;
> જ્યાં જ્યાં ચમન, જ્યાં જ્યાં ગુલો, ત્યાં ત્યાં નિશાની આપની.’

તે વખતે તેને કંઈક દિવ્ય અનુભવ જરૂર થયો હશે. એવો અનુભવ કેટલાક સાચા સાધુઓને કેટલીક વાર થયા કરે છે પણ તે ટકવા જોઈએ.

સર્વાત્મભાવની દૃષ્ટિ એ પૂર્ણની દૃષ્ટિ છે. એ દૃષ્ટિએ જોતાં જણાશે કે એકમાંથી અનેક થયાં નથી પણ એકમાંથી એક જ થયેલ છે, એટલે પૂર્ણમાંથી પૂર્ણ થયેલ છે.

છતાં જેમ સ્વપ્નમાં ભૂલથી અનેક દેખાય છે, તેમ જાગ્રતમાં ભૂલથી અનેક દેખાય છે. એવી ભૂલો પકડવા માટે ત્રણ અવસ્થાના અનુભવનો વિચાર કરવો જોઈએ, એટલે કે

જાગ્રતના, સ્વપ્નના અને સુષુપ્તિના અનુભવનો વિચાર કરવો જોઈએ. જેઓ માત્ર એક જાગ્રત અવસ્થાનો વિચાર કરે છે તેમને તત્ત્વની પિછાન થતી નથી. તુરીય અવસ્થા અથવા જ્ઞાનીની સમાધિ એ કોઈ જુદી અવસ્થા નથી. પણ પહેલી ત્રણ દશામાં જે માયિક ભાવ છે તે બાદ કરીએ તો તે દશા પણ સમાધિરૂપ છે. આવી દશા સમજવા માટે હિંદુઓ એટલે આર્યો રોજ સંધ્યા વખતે ગાયત્રીનો જપ કરીને ભગવાન પાસે નવી બુદ્ધિ અને શુદ્ધ અંતઃકરણ માગે છે.

જ્ઞાન થતાં જણાશે કે એક અદ્વૈત તત્ત્વ જ સાચું છે, તેથી દ્રષ્ટા કે દૃશ્ય જેવુ કાંઇ રહેતું નથી. પોતાના ભાનમાં બીજાની જરૂર નથી. શાસ્ત્રોનું જ્ઞાન આવરણ ભંગ કરે છે. જ્યાં દ્રષ્ટા બીજા કોઇને જુએ છે ત્યાં બંધન છે. આત્મા અને અનાત્મા એવી બે વસ્તુ ન હોવાથી સંબંધ બનતો નથી. એક જગ્યાએ ભગવાન અને બીજી જગ્યાએ સંસાર એવી વસ્તુસ્થિતિ નથી. તેથી ભગવાનની જગ્યાએ સંસાર દેખાય એ ભ્રાંતિ છે અને એ ભ્રાંતિ દૂર કરવી એ જ આત્મ-જ્ઞાનનું કામ છે. અનાત્મા દ્રષ્ટવ્ય એટલે દેખવા લાયક છે એમ વેદાન્તમાં કહેલ નથી. આત્મા જ દેખવા લાયક છે એમ કહેલ છે, તેથી અનાત્માને જોવો નહિ. સ્વપ્નમાંથી ઊઠેલો માણસ એમ તરત જાણી લે છે કે જે કાંઇ હતું તે હું જ હતો. જાગ્યા પછી એટલું જ્ઞાન થાય કે 'જે કાંઇ છે તે હું છું.' તો પોતાનું ઘર મળી ગયું.

સૂર્ય ઘણો મોટો છે છતાં અહીંથી એક હાથ જેવડો દેખાય છે, તેને સૂર્ય કહેવો એ આવરણ છે. ચંદ્ર એક છે

છતાં આંખના દોષથી કોઇને એ દેખાય તે ભ્રમ છે. માટી લાંબીટૂંકી થતાં સ્પર્શ વગેરેનો આશ્રય લઇ ઘટ રૂપે દેખાય ત્યારે માટી કારણ અને ઘટ કાર્ય એવી ખોટી કલ્પના ઊઠે છે. ઘટ માટીમાંથી નીકળ્યો એમ બોલાય તો એ જેમ ઘડાએ માટી છોડી દીધી નથી તેમ જગતે ભગવાનને છોડી દીધા નથી. તેથી જગતની વાસ્તવ ઉત્પત્તિ બનતી નથી. માત્ર નવી દૃષ્ટિથી જોવાની ટેવ પાડવાની જરૂર છે. જેમ ઘુવડની સાથે ઘુવડ જેવા થઈ રહીને દિવસે અજવાળું હોવા છતાં દેખી શકાય નહિ, તેમ માણસ સાથે માણસ જેવા થઈને બ્રહ્મનો અનુભવ થઈ શકે નહિ. સામાન્ય માણસના કરતાં નવી અને જુદી દશા જરૂર ઉત્પન્ન થવી જોઈએ. ઊંઘમાં કંઈ સંસાર નથી છતાં ઊંઘ આરામ આપે છે. રાજાને રાજનું કામ મૂકીને પણ ઊંઘ ગમે છે અને ઊંઘ ન હોય તો માણસ જીવી શકે નહિ. તેવી જ રીતે જ્યાં સંસારનો એટલે દ્વૈતનો અભાવ છે એવી સમાધિદશાનો આનંદ લેવામાં લાભ છે. ઘણા માણસ હોય તે સંસાર સુખરૂપ નથી. જમવું હોય તો બધાની સાથે જમી શકાય પણ જન્મ અને મરણ એકલા જ ભોગવવાં પડે છે. તેવી જ રીતે સમાધિનું સુખ બધા સાથે મળીને ભોગવી શકાય નહિ. સંસારનું સુખ જન્ય છે, એટલે કાંઈક મળવાથી ઉત્પન્ન થાય છે. આત્માનું સુખ જન્ય નથી. જેમ આત્મા જ્ઞાન–સ્વરૂપ છે તેમ તે આનંદ-સ્વરૂપ છે. જગત મોટું છે પણ આત્મજ્ઞાન તે કરતાં મોટું છે. સામાન્ય ધર્મનું ફળ મર્યા પછી મળશે એમ માણસો માને છે. ખરા ધર્મનું ફળ આત્માની શાંતિ છે અને તે પ્રાપ્ત છે, તે જીવતાં મળે છે. તે નવી દશા છે અને જીવતાં પ્રાપ્ત

કરી શકાય છે. જેમ સ્વપ્નું માયાની એક ખોટી દશા છે, તેમ જાગ્રત પણ માયાની એક ખોટી દશા છે. છતાં આત્મભાવે જાગે તો જગત પોતાનું સ્વરૂપ લાગે છે. તે જ ખરી જાગ્રતિ છે. બીજી જાગ્રતિ એટલે જે જ્ઞાનથી હું અને બીજા દેખાય એ નિશા છે, ઊંઘ છે, એમ ગીતાના બીજા અધ્યાયમાં પણ કહેલ છે. વ્યાવહારિક નિદ્રામાં રાત્રે બીજા દેખાતા નથી પણ અજ્ઞાનરૂપી નિદ્રામાં બીજા દેખાય છે. ત્યાં અજ્ઞાન એ નિદ્રા છે. જે ખોટું છે તે ખોટું છે એમ ન સમજાય એ દુઃખનું કારણ છે. દોરડીમાં ભૂલથી સર્પ દેખાય અને સ્વપ્નમાં ભૂલથી વાઘ દેખાય તે વસ્તુ ન હોવા છતાં દુઃખનું કારણ બને છે. ભૂલ જીવનમાં નથી પણ જ્ઞાનમાં છે. જેમ સ્વપ્નમાંથી જાગતાં તે દશાનું બધું જગત નાશ પામે છે, તેમ જાગ્રત દશામાં અજ્ઞાનમાંથી જાગતાં તે દશાનું જગત રહેતું નથી. દરેકનું દરેક દશાનું જગત દરેક દશા સાથે રહે છે. જો જગત સાચું હોય તો નિદ્રામાં અને સમાધિમાં દેખાવું જોઈએ. જાગ્રત દશામાં આવ્યા પછી તે દશાનું જગત દેખાય છે અને તે પણ સૌને સરખું દેખાતું નથી. ભૂલની દશામાં રહીને ભૂલ સુધારી શકાતી નથી તેથી સત્સંગની જરૂર છે. જેમ સ્વપ્નમાં રહીને સ્વપ્નની ભૂલની ખબર પડતી નથી તેમ જાગ્રતમાં દ્વૈતની ભાવનાથી રહેતાં તે જીવનની ભૂલની ખબર પડશે નહિ. ભૂલ જેણે દૂર કરી હોય તેના સંગથી ભૂલ કાઢવાનો રસ્તો મળી શકે છે.

આપણે બીજા ઉપર પ્રેમ શા માટે કરવો જોઈએ તેનો જવાબ એ છે કે, પ્રેમ કરવાથી ખબર પડશે કે બીજા

નથી, તેથી બીજામાં પોતે છે તેના ઉપર સહજ પ્રેમ થશે જ. સહુને પોતા ઉપર અથવા જેને પોતાના માન્યા હોય તેના ઉપર પ્રેમ કરવો ગમે છે. આત્મજ્ઞાનથી બધા પોતાના લાગે છે અને બધા ઉપર સહજ પ્રેમ થાય છે. તેથી જ સ્વાર્થી માણસ કોઇને ગમતો નથી અને બાળકમાં માયા હોતી નથી તેથી બાળક સૌને ગમે છે.

જે દેખાય છે તે સાચુ છે તે હિસાબે જગત સાચું માનીએ તો સ્વપ્નાનું જગત દેખાય છે પણ તે ખોટું છે. જે સાચું હોય તે દેખાવું જોઇએ એમ માનીએ તો આત્મા સાચો છે છતાં દેખાતો નથી. જ્યાં એક છે, અદ્વૈત છે, ત્યાં પ્રશ્ન બનતો નથી કારણ કે પ્રશ્ન કરવા જેટલી જગ્યા, કે અવકાશ નથી. જ્યા પ્રશ્ન છે ત્યાં આત્મજ્ઞાન થયું નથી. જ્ઞાનીની દશા જુદા પ્રકારની હોય છે. તેને તો:—

'ઈસ હાલમેં ભી શાહ હો, ઉસ હાલમેં ભી શાહ હો;
'ગર યું હુવા તો કયા હુવા, ઔર વો હુવા તો કયા હુવા.'

આવું જ્ઞાન એકવાર ઉત્પન્ન થયું અને ગમી ગયું તો ટકી જશે. વકીલ કે દાકતર નિદ્રામાં પોતાનું જ્ઞાન ભૂલી જતા નથી તો જ્ઞાની પોતાનું જ્ઞાન શા માટે ભૂલે? પણ જ્ઞાન ન થયું તો ભૂલ થયા કરશે. બહારની વસ્તુ નથી છતાં સ્વપ્નામાં બંધન થાય છે અને સમાધિ, નિદ્રા અને મૂર્છામાં બહારનું જગત હોવા છતાં બંધન નથી તેથી અજ્ઞાન અથવા મમતા એ જ બંધનનું કારણ છે. પોતાના સ્વપ્નામાં જોયેલ દુઃખ પોતે જાગ્યા વિના જતું નથી, તેમ પોતે બ્રહ્મજ્ઞાની થયા વગર જાગ્રતનું એટલે સંસારનું દુઃખ જશે નહિ.

કોઈ કહે કે અદ્વૈતનો નિશ્ચય કર્યા છતાં વાસનાના જોરથી દ્વૈત સાચું હોય એવું થઈ જાય છે; તો તેનો ઉપાય એ છે કે ફરીફરી દ્વૈત મિથ્યાત્વનો નિશ્ચય કરવો. દેહ હું છું એવું જ્ઞાન જેમ વારંવાર ટેવથી થઈ ગયું છે, તેમ તે જ્ઞાનને બાધ કરે એવું જ્ઞાન નવી ટેવથી થઇ જાય તો તેની ઇચ્છા ન હોય તો યે તેની મુક્તિ થાય છે. જનકની માફક જેને દૃઢ અપરોક્ષ જ્ઞાન થઈ જાય છે, તેને પ્રવૃત્તિ બાધક થતી નથી. તેને પ્રવૃત્તિ પહેલાં, પ્રવૃત્તિ વખતે અને પછી એક જ તત્ત્વ અનુભવમાં આવે છે. અજ્ઞાનીને ખોટા ભોગમાં સત્યની ભ્રાંતિથી વ્યસન થાય છે. જ્ઞાનીને તેમાં સત્યની ભ્રાંતિ ન હોવાથી તે નિજ–લાભ–તુષ્ટ થઈ રહે છે.

પ્રારબ્ધકર્મથી સુખદુઃખ આવે છે પણ તેમાં જ્ઞાનીને સત્યત્વની ભ્રાંતિ થતી નથી. જેનું મન નિર્વાસન થઇ ગયું છે તેને કોઈ કામ કરવાથી લાભ નથી અને કોઈ કામ છોડી દેવાથી લાભ નથી. તેને મનના નિરોધથી કે જપ વગેરેથી લાભ નથી પણ પોતાના સ્વરૂપના સ્પષ્ટ સ્વપ્રકાશપણાથી લાભ છે. જેટલું અહંકારનું વિસ્મરણ તેટલો નિજાનંદ પ્રગટ અનુભવમાં આવે છે. જ્યાં દ્વૈત નથી, નિદ્રા નથી, તે દશામાં પરમાનંદ છે. એમ ભગવાને ગીતામાં પણ કહેલ છે. સાચી સ્ફૂર્તિ એ જ આનંદ છે. અજ્ઞાનીને અશુદ્ધ સ્ફૂર્તિ રહે છે. જ્ઞાનીને શુદ્ધ સ્ફૂર્તિ રહે છે. યોગીને જે જે દેખાય છે, તે ભાસ્ય કોટીનું હોવાથી શુદ્ધ તત્ત્વ નથી. શુદ્ધ તત્ત્વ ભાસક કોટીમાં રહે છે. જ્ઞાની અન્વયભાવે બધું બ્રહ્મરૂપે અનુભવી શકે છે. તેને ભાસ્ય-ભાસક જેવું નથી.

અન્વય ભાવે ઉપાદાનથી અભિન્નતા હોવાથી, ત્યાગ, ગ્રહણ જેવું કાંઈ બનતુ નથી. પોતાના સ્વરૂપમાં ત્યાગ-ગ્રહણ જેવું કાંઈ રહેતું નથી. નરસિંહ મહેતાને ભગવાને હાર આપ્યો પણ જ્ઞાનીને ભગવાન આખું જગત આપે છે.

જેવી વસ્તુ છે તેવી વૃત્તિ થાય તો આવરણ ભંગ થાય છે અને તે સ્વરૂપને અભિવ્યક્ત થવાને અવકાશ આપે છે. બધી વસ્તુનું યથાર્થ સ્વરૂપ બ્રહ્મ છે અને તેનું જ્ઞાન થાય એ સર્વનું જ્ઞાન થયું કહેવાય. બીજું છે નહિ તેથી નિષ્ઠા થઇ શકે છે. બીજું હોય તો નિષ્ઠા થઈ શકે નહિ.

દોરડીમાં ભૂલથી સર્પ દેખાય ત્યારે પણ વસ્તુતઃ દેખાય છે તો દોરડી જ પણ બુદ્ધિમાં સર્પનું જ્ઞાન પેસી જાય છે. ત્યાં કાંકરો મારીએ તો દોરડીને લાગે છે, તેવી જ રીતે સિદ્ધાંતમાં જે દેખાય છે તે બધું બ્રહ્મ છે, પણ અજ્ઞાની જીવ પોતાની ભૂલથી તેને જગતરૂપે ગ્રહણ કરે છે. સર્પ અને સર્પનું જ્ઞાન એ બે વસ્તુ નથી. સર્પ છે જ નહિ. તેમ જગત અને જગતનું જ્ઞાન એ બે વસ્તુ નથી. જગત છે જ નહિ. માત્ર જગતના જ્ઞાનની ભ્રાંતિ છે. ઈદં અંશમાં ભ્રાંતિ નથી પણ વિશેષ અંશમાં ભ્રાંતિ છે. સ્વપ્નામાં ઘણું દેખાય તો તે બંધ આંખવાળા માટે છે. આંખ ખૂલે તો પોતે જ છે, તેમ જાગ્રતમાં પણ જ્ઞાનદૃષ્ટિ ખૂલે તો પોતે જ છે.

સ્વપ્નામાં ચોરી કરી, કેસ ચાલ્યો, વીસ વર્ષની સજા થઈ, પાંચ વર્ષની સજા ભોગવી, પછી જાગી ગયા; તો બાકીની પંદર વર્ષની જેલ કોણ ભોગવે? તેવી જ રીતે જ્ઞાન થતાં બાકીનાં કર્મોનો નાશ થાય છે. સ્વપ્નમાં ઘર દેખાય તેની ઈંટ

ક્યાંથી આવી અને ઘડનારો કોણ છે? એ બધાની ગણતરી નકામી છે, તેમ જાગ્રતમાં જગત નથી તો તેનો કર્તા શા માટે શોધવો? સ્વપ્નમાં કુંભાર, માટી, ચાકડો બધું પોતે છે તેમ જાગ્રતમાં પણ છે. સ્વપ્નમાં કુંભારે ઘડો બનાવ્યો એમ જોયું; જાગતાં લાગ્યું કે કુંભાર અને ઘડો બધા પોતે બનાવ્યા હતા તેવું જાગ્રતમાં છે. માટે કાર્ય–કારણ ભાવ ખોટો છે. ઈ.સ. ૧૯૨૭ની સાલમાં જર્મન પ્રોફેસર હીસનબર્ગે 'ક્વાન્ટમ થીઅરી'ની શોધ કરી છે. તેમાં પણ 'કોઝેશન' એટલે કાર્ય–કારણ ભાવને ગણિતથી મિથ્યા ઠરાવેલ છે. જેની ઉત્પત્તિ નથી તેની સ્થિતિ નથી. પોતાનો સ્વપ્નામાંથી જાગવા માટે બીજા મદદ કરી શકે નહિ. પોતે જ જાગવું જોઈએ. કોઈ ક્રિયાથી વૃત્તિને વાળવી એ નિદિધ્યાસન છે. સહજવૃત્તિ બ્રહ્માકાર થઈ રહે એ સહજાવસ્થા છે. કારણનું જ્ઞાન થયા પછી કાર્યના જ્ઞાનથી જરૂર નથી, તેમ બ્રહ્મનું જ્ઞાન થયા પછી જગતના જ્ઞાનની જરૂર નથી. કારણ કે જગતનું વાસ્તવ સ્વરૂપ બ્રહ્મ છે. મૂર્ખની દૃષ્ટિમાં જગત છે, જો જગતમાં કોઈ મૂર્ખ ન હોય તો જગત દેખાય નહિ પણ બધું બ્રહ્મરૂપ દેખાય. જેને સત્તા નથી તેને અસ્તિત્વ પણ નથી. એકના જ્ઞાનથી સર્વનું જ્ઞાન થાય છે એવું ઉપનિષદમાં કહ્યું છે. ત્યાં સર્વ શબ્દમાં સત્તાની દૃષ્ટિએ બધું સમાવી શકાય છે કારણ કે ભિન્ન સત્તા નથી. વૃત્તિ જાય છે સતમાં કારણ કે સત્ જ છે; અસત્ લાગે તે ભ્રાંતિ છે. જેમ શરીરમાં શરીરવાળી વૃત્તિ થયા પછી સહજ સ્ફુરે છે તેમ આત્મામાં વૃત્તિ ગયા પછી આત્માકાર દશા રહે છે. તેનો અર્થ એમ નથી કે આત્મામાં આકાર છે પણ વૃત્તિથી આવરણ ભંગ થાય છે, તેથી આત્માકાર બોલાય છે.

અનુભવની શરૂઆત થતાં વૃત્તિની જરૂર રહેતી નથી. રાજા રાજા થયા પછી હું રાજા છું, એવી વૃત્તિ રાખતો નથી. સૂર્યમાં ઉદય અને અસ્તનો વ્યવહાર કલ્પિત છે, તેમ બ્રહ્મમાં બંધ–મોક્ષ કલ્પિત છે.

તેથી પરિચ્છિન્નભાવ છોડવાનો છે. પરિચ્છિન્નભાવ એ સ્થાનનો ધર્મ છે, વસ્તુનો ધર્મ નથી. સ્થાનનો ધર્મ છોડતાં સર્વાત્મભાવ પ્રાપ્ત થાય છે. તેથી જીવનમાં ફેરફાર થવો જોઈએ. યાજ્ઞવલ્ક્ય જ્ઞાની હતા, છતાં તેમને વિક્ષેપ લાગતો હતો. તેમને નિષ્ઠા ન થાય એવો વ્યવહાર સંસારમાં હતો. તેથી જ્ઞાની હોવા છતાં તેમણે નિષ્ઠા માટે સંસારનો ત્યાગ કરવો પડ્યો. પ્રવૃત્તિમાં ભેદબુદ્ધિ દૂર કરવી બહુ મુશ્કેલ છે. શુકદેવજી વ્યાખ્યાનને માટે આવતા ત્યારે બીજા બધા ઊઠીને તેમને માન આપતા હતા. તે તેમની નિષ્ઠા માટે અને નિર્વિકલ્પ દશા માટે હતું. સંસારમાં રહીને નિવૃત્તિનું સુખ મેળવવું મુશ્કેલ છે અને એકદમ સંસાર છૂટી શકવો પણ મુશ્કેલ છે. તેથી ધીમે ધીમે નિવૃત્તિમાં આવવા માટે આશ્રમધર્મની ગોઠવણ આર્યોએ કરેલી છે. એટલે ગૃહસ્થાશ્રમ પછી વાનપ્રસ્થાશ્રમ અને તે પછી સંન્યાસ આશ્રમમાં દાખલ થવું જોઈએ. નવી દશામાં જૂની દૃષ્ટિ અને જૂનું જ્ઞાન છોડવાનો પ્રસંગ મળે છે. બુદ્ધિની ચંચળતા એ જ સંસાર છે, અથવા તે સંસારને ઉત્પન્ન કરે છે. તેથી જીવન્મુક્તિના સુખને અને અતિશય પ્રવૃત્તિને વિરોધ છે. જ્ઞાનીને પ્રારબ્ધકર્મ રહે છે પણ તે લીલા બુદ્ધિથી થાય છે. તેમાં અહંપણું હોતું નથી. તેથી તે કર્મ, પુણ્ય કે પાપનાં હેતુ થતાં નથી.

નિષ્ઠા ન થાય ત્યાં સુધી કાંઈક વિક્ષેપ લાગ્યા કરશે. આપણે સંસારને છોડીએ તો એ સંસાર આપણને છોડતો નથી કારણ કે ઘણા કાળ સુધી આપણે તેને પોતાનો માની રાખ્યો હતો. બ્રહ્મ વસ્તુતંત્ર છે, ઉપાસના પુરુષતંત્ર છે. જે વસ્તુતંત્ર છે તેમાં નિષ્ઠા કરવી એ કર્મ નથી. એ સ્વાભાવિક ધર્મ છે. બ્રહ્મમાં ક્રિયા રહે નહિ, અને જો રહે તો બ્રહ્મ વિકારવાન થઈ જાય.

લોકસેવામાં અનાત્મભાવના વિચાર રાખવા પડે છે અને તે વિચારને પોષવા માટે બીજા અનાત્મભાવના વિચાર બાંધવા પડે છે. યાજ્ઞવલ્કયે પણ સંસારમાં રહેવા માટે પશ્ચાત્તાપ કરેલ છે. વિદ્યાર્થીનું મન જો રમતમાં હોય તો અભ્યાસ બરોબર થઈ શકતો નથી. તેવી જ રીતે જેને સંસારમાં આસક્તિ છે તે આત્મજ્ઞાન મેળવી શકે નહિ. જ્યાં સુધી લેશ માત્ર રાગ છે ત્યાં સુધી અજ્ઞાન દૂર થશે નહિ. તેથી રાગવાળા પુરુષોનો સંગ છોડવો જોઈએ. સંસારમાં વિષય ન મળે તો દુઃખ થાય છે અને વિષય મળે તો વિવેકદૃષ્ટિનો નાશ થાય છે. લીંબડાનાં પાન ખાધા પછી સાકરની મધુરતા લાગતી નથી. મધ્યકાળનો સૂર્ય પણ જેને નેત્ર નથી તેને માટે આવૃત્ત લાગે છે. તેમ પરમાનંદરૂપ આત્મા અજ્ઞાનીને અનુભવમાં આવતો નથી. રાગ અને અજ્ઞાન દુઃખકર છે પણ તેમાં સુખ માનેલ હોવાથી તેના સંસ્કારથી તરત દુઃખરૂપ લાગતાં નથી.

તેથી દ્વૈતપ્રપંચની ઉપેક્ષા કરવી જોઈએ. સંપૂર્ણ ચરાચરાત્મક વિશ્વને તમારું સમજો. તે પછી કર્મની ગરબડ

રહેશે નહિ. સૂર્યના પ્રકાશમાં પાપ અને પુણ્ય થાય છે પણ સૂર્યને તે બન્ને સમાન છે. પરોપકાર તો તે પુરુષો માટે છે કે જેમના ચિત્તમાં સંગજન્યદોષનો સંચાર ન થાય. જેનું હૃદય બહુ કોમળ છે, જે સંગદોષથી દૂષિત થઈ જાય છે, તેને પરોપકારથી ખાસ લાભ થતો નથી. તેને માટે એકાંતમાં રહી સાધન કરવું જોઈએ. જેનું ચિત્ત નામ અને રૂપમાંથી કોઈનો ત્યાગ કરી શકતું નથી તેને માટે પહેલાં ભગવાનના નામ અને રૂપનું ચિંતન સારું છે. વૈરાગ્ય વગેરે જેમ શ્રવણ વગેરેમાં જરૂરી છે તેમ જ્ઞાનના પરિપાકમાં પણ હેતુ છે. ઘટના અભાવમાં ઘટબુદ્ધિ થતી નથી કારણ કે તેનો વિરોધ છે. તેમ જ્યારે દેહ અને ઘરમાં હું અને મારું થયું તે વખતે આત્મ–સાક્ષાત્કાર થતો નથી, કારણ કે તેનો વિરોધ છે. જો મન કે ઇંદ્રિય આત્મા હોય તો એક શરીરમાં અનેક સત્તા અને વિરુદ્ધ સત્તા થઈ જશે. લોઢું અને અગ્નિના તાદાત્મ્યથી લોઢું બાળે છે એમ કહેવાય છે, તેમ ઇંદ્રિયનો આત્મા સાથે તાદાત્મ્યાધ્યાસ થઈ જાય છે તેથી આત્મા બધું કરે છે એવો અધ્યાસ થાય છે; પણ જ્ઞાનરૂપી અગ્નિથી તે અધ્યાસ બળી શકે છે. જેને નશો ચડે છે તે હજાર યુક્તિથી પોતાનું સ્વરૂપ સમજી શકતો નથી. પણ નશો ઊતરી જાય તો વગર મહેનતે તે પોતાને જાણી લે છે. મૃગજળથી જેમ જમીનમાં કીચડ થતો નથી તેમ અનિર્વચનીય માયાનું કાર્ય આત્મામાં અણુમાત્ર પણ દોષ ઉત્પન્ન કરી શકતું નથી.

પરમાર્થદૃષ્ટિથી માત્ર બ્રહ્મ જ છે. છતાં તે અનુભવ

પાકો ન થાય તો માયાના કારણથી અનેકરૂપ પ્રતીત થાય છે.. પ્રતીત થાય છે એટલે સાચા થતા નથી. અગ્નિમાં લાકડાં નાખવાં બંધ કરીએ તો અગ્નિ શાંત થઈ જાય છે, તેમ આત્મબોધ થયા પછી જગતની જગ્યાએ બ્રહ્મ રહે છે. જગતનો અત્યંત અભાવ કરવા માટે ચિત્તને નષ્ટ કરી દેવું જોઈએ. ચિત્ત રહેશે તો ફરીથી જગતની ઉત્પત્તિની બીક લાગ્યા કરશે. જેના ચિત્તમાં રાગ છે તે અપવિત્ર શરીરને પવિત્ર ગણે છે અને જેના ચિત્તમાં વૈરાગ્ય છે તે હિરણ્યગર્ભ સુધી બધા સુખને તૃણ સમાન માને છે.

વૈરાગ્યની સાથે અભ્યાસ જોઈએ. અભ્યાસ એટલે અધિષ્ઠાનનું જ્ઞાન. તે સિવાય મિથ્યાની નિવૃત્તિ થઈ શકશે નહિ. રજ્જુમાં કલ્પેલ સર્પ રજ્જુના જ્ઞાન વગર મનોનિરોધ વગેરે હજારો ઉપાયથી પણ નિવૃત્ત થશે નહિ. દ્વૈતદર્શન મિથ્યા છે. જાગ્રતમાં દ્વૈતદર્શનથી ભય થાય છે અને સુષુપ્તિમાં દ્વૈતદર્શન મટી જતાં ભયનો અભાવ સૌને અનુભવસિદ્ધ છે.

બ્રહ્મના જ્ઞાનથી સર્વ પ્રપંચના અસાધારણ રૂપનું જ્ઞાન સંભવે નહિ. કાર્યપ્રપંચનું વાસ્તવ સ્વરૂપ બ્રહ્મથી ભિન્ન માનીએ તો પ્રતિજ્ઞાનો વિરોધ આવે. પ્રતિજ્ઞા એવી છે કે એકના જ્ઞાનથી સર્વનું જ્ઞાન થવું જોઈએ. બ્રહ્મથી ભિન્ન કાર્યપ્રપંચનું વાસ્તવરૂપ છે નહિ અને તેથી એક બ્રહ્મના જ્ઞાનથી સર્વનું જ્ઞાન થાય છે. ઘટનું વાસ્તવિક સ્વરૂપ મૃત્તિકા છે. મૃત્તિકાથી ભિન્ન ઘટનું વાસ્તવ સ્વરૂપ નથી. તેથી મૃત્તિકાના જ્ઞાનથી વાસ્તવરૂપથી ઘટ વગેરેનું અજ્ઞાન રહે નહિ, તેવી જ

રીતે બ્રહ્મના જ્ઞાનથી સંપૂર્ણ કાર્યપ્રપંચ અજ્ઞાત રહે નહિ.

જેમ અગ્નિ કાષ્ઠમાં આરૂઢ થઈ ગામને બાળીને કાષ્ઠને પણ બાળી નાખે છે, તેમ અખંડાકાર વૃત્તિમાં આરૂઢ ચેતનનો પ્રકાશ સમૂળ સંસારને નિવૃત્ત કરી દે છે. નિરતિશય આનંદની અપરોક્ષતા સ્વપ્રકાશ ચેતનરૂપ છે, વૃત્તિરૂપ નથી. કલ્પિતની નિવૃત્તિ અધિષ્ઠાનરૂપ છે. જેઓને જન્માંતરમાં કરેલ શ્રવણ વગેરેથી અસંભાવના વગેરેનો પ્રતિબંધ નથી, તેમને મહાવાક્યના ઉપદેશથી જ અપ્રતિબદ્ધ બ્રહ્મજ્ઞાન થાય છે. અપરોક્ષ જ્ઞાનથી અપરોક્ષ અધ્યાસની નિવૃત્તિ થાય છે. ભ્રમાદિકની નિવૃત્તિરૂપ જ બ્રહ્મની પ્રાપ્તિ છે. જેમ મુખમાં મેલા દર્પણને લઈને શ્યામતાની વ્યવસ્થા બને છે, તેમ આત્માની મિથ્યા મલિનતા પ્રતીત થાય છે. તાદાત્મ્યાધ્યાસથી આત્મામાં સંસારનો ભ્રમ થાય છે. સૂર્ય પ્રકાશરૂપ છે તોપણ કલ્પિત ભેદથી સૂર્ય પ્રકાશે છે, એમ પ્રકાશનો આશ્રય વ્યવહાર કરાય છે, તેમ કલ્પિત ભેદથી આત્મા ઉપલબ્ધિનો આશ્રય કહેવાય છે.

કેટલાક આચાર્યો મંદ અને મધ્યમ અધિકારીના બોધ વાસ્તે સૃષ્ટિદૃષ્ટિવાદ માને છે, એટલે કે પહેલાં સૃષ્ટિ છે એમ માનીને વિચાર કરે છે, પછી જોનારનો વિચાર કરે છે. સૃષ્ટિ વાક્યમાં કલ્પિત દ્વૈતની પ્રાપ્તિ માની પછી તેનો નિષેધ કરે છે. પૂર્વબોધ એ ઉત્તરબોધનો શેષ છે. સ્વતંત્ર ફળનો હેતુ નથી. એ હેતુથી પહેલાં ચાર પ્રકરણમાં સૃષ્ટિનું અસ્તિત્વ માનીને લખાણ લખેલ છે. આકાશ બ્લ્યુ રંગનું છે, વિશાળ છે, એમ કહીને પછી તેની વ્યાપકતા, ઉદાસીનતા વગેરેનો

બોધ અપાય તો તે બોધ સરળ થઈ શકે છે. અપ્રાપ્તનો નિષેધ થાય નહિ તેથી સૃષ્ટિની કલ્પના કરીને નિષેધ કરવાની રીત છે.

દૃષ્ટિ–સૃષ્ટિવાદ એ ઉત્તમ અધિકારી માટે છે. તેમાં જાગ્રત પદાર્થનો અનુભવ સ્વપ્નની માફક ભ્રમરૂપ છે. કારણ કે કલ્પિતની સત્તા સંભવે નહિ. તેથી દૃષ્ટિ–કાલમાં જાગ્રત-પ્રપંચની સૃષ્ટિ છે. તેનાથી ઉત્તરકાળમાં નથી. તેથી સ્વપ્ન-ની માફક જાગ્રતપ્રપંચનો અનુભવ પણ સાક્ષીરૂપ છે તેથી જાગ્રતપ્રપંચ પણ પ્રાતિભાસિક છે. શુદ્ધ આત્મા કલ્પક હોય તો મોક્ષમાં પણ સંસાર થવો જોઈએ તેથી અવિદ્યાની ઉપાધિવાળો આત્મા સંસારનો કલ્પક છે. એ અવિદ્યા ઉપા-ધિના અંશમાં છે, આત્મામાં નથી, એ જ આશ્ચર્ય છે. તેથી આ પક્ષમાં કાર્ય–કારણભાવ, પ્રમાણ–પ્રમેયભાવ ગુરુ–શિષ્યભાવ, દેવ–તીર્થંક અને મનુષ્યભાવ અને બંધ–મોક્ષની વ્યવસ્થા બધું સ્વપ્ન જેવું છે.

જ્યારે દોરડીમાં સર્પ દેખાય છે ત્યારે જેની વૃત્તિ સર્પ વગેરે અધ્યસ્તમાં જાય છે તેને તે પ્રતીત થાય છે, બીજાને નહિ. તેથી જેવી વૃત્તિ તેવી સૃષ્ટિ દેખાય છે. અનધિગત અબાધિત અર્થનો બોધ કરે તે પ્રમાણ છે. પ્રત્યક્ષ પ્રમાણ માત્ર જડનું એટલે બાધ્યનું બોધક હોવાથી પ્રમાણ નથી પણ પ્રમાણનો આભાસ છે. ઘટ વગેરે દ્વૈતનો મિથ્યાત્વ નિશ્ચય એ જ યુક્તિથી બાધ કહેવાય છે. ઘટાદિ દ્વૈતનું ભાન ભ્રાંતિ-રૂપ કહેવાય છે. સામાન્ય વ્યાવહારિકવૃત્તિ આવરણ ઉત્પન્ન કરે છે, જેવી વસ્તુ છે તેવી વૃત્તિ આવરણની નિવર્તક છે. આવરણવાળી વૃત્તિમાં જેટલા પદાર્થ ભાસે છે તે વૃત્તિથી તે

પદાર્થના સંસ્કાર ઉત્પન્ન થાય છે. અજ્ઞાનકાળમાં વૃત્તિના સંબંધથી જે ભાસમાન આનંદ છે તે વિષયાનંદ છે. જ્ઞાનથી અજ્ઞાનની નિવૃત્તિ થતાં જે નિરાવરણ આનંદ બાકી રહે છે તે સ્વરૂપાનંદ કહેવાય છે. તે જન્ય આનંદ નથી. વૃત્તિ ફક્ત આવરણભંગ કરવામાં સહાયક છે.

સૌને સુખ અને આનંદ ગમે છે. એ વાતમાં સૌ એકમત છે. સૌનો આત્મા આનંદરૂપ છે અને પ્રગટ રહેવું એ તેનો સ્વભાવ છે, છતાં સૌને આનંદ કેમ આવતો નથી? અને વિષયોમાં કેમ આનંદ આવે છે? જો કે વિષયના સંબંધથી આનંદનું વિશેષ ભાન થાય છે, પણ અંતઃકરણની અવિદ્યામાં આનંદનું પ્રતિબિંબ પડવાથી અનુકૂળ વિષયનો સંબંધ થાય ત્યારે તે વિષયાનંદનું રૂપ લે છે. ઉત્કૃષ્ટ વિષયના સંબંધમાં અંતઃકરણમાં રહેલ સત્ત્વગુણનો ઉત્કર્ષ થાય છે, નિકૃષ્ટ વિષયના સંબંધમાં તેનો અપકર્ષ થાય છે, તેથી વિષયના આનંદમાં વધઘટ થાય છે. તેથી અપકૃષ્ટ આનંદના અનુભવમાં ઉત્કૃષ્ટ આનંદની ઇચ્છા થાય છે. દુઃખના સાધનમાં કદાચિત સુખનો ભ્રમ થાય છે અને તેથી ધર્મ અને અધર્મદ્વારા સંસારની પ્રાપ્તિ થાય છે, કૃતાર્થતા થતી નથી.

એક જ સાક્ષી–આત્મા આનંદરૂપથી આવૃત્ત છે, ચેતનરૂપથી અનાવૃત્ત છે. અનાવૃત્ત ચેતનપ્રકાશ જ ફળના બળથી એટલે પ્રમેયના બળથી સ્વરૂપાનંદમાં નિરુપાધિક પ્રેમનો હેતુ છે. તે પરમ પ્રેમનો આશ્રય હોવાથી તેને સ્વરૂપાનંદનું ભાન રહે છે.

જેમ સવારમાં સૂર્યના ન્યૂન–અધિક ભાવનો સંચાર

થાય છે તેથી ન્યૂન-અધિક ભાવથી અંધકારનો અભિભવ થાય છે, પછી પદાર્થનો પ્રકાશ પણ ન્યૂન-અધિક ભાવથી થાય છે, તે જ પ્રમાણે પુણ્યવશથી ઉત્કૃષ્ટ-અપકૃષ્ટ વિષયનો સંબંધ થાય ત્યાં સુખાકારવૃત્તિ પણ ઉત્કર્ષ-અપકર્ષ સંહિત થાય છે. તેનાથી આવરણનો અભિભવ પણ ન્યૂનાધિકભાવથી થાય છે. તે પછી ન્યૂન-અધિકભાવથી આનંદનું ભાન થાય છે, એકરૂપથી નહિ. માયા એ એક પ્રકારની ઓઢણી છે. તેને જેટલી ઓઢવી હોય તેટલી વધારે-ઓછી ઓઢી શકાય છે. તેથી એમ સિદ્ધ થયું કે વાસ્તવમાં આનંદ એક છે. પરંતુ ઉપાધિભેદથી તેનો ભેદ થવાથી સ્વરૂપાનંદનો અને વિષયાનંદનો ભેદ અને વિષયાનંદનો પરસ્પર ભેદ સિદ્ધ થાય છે. તેથી જો જ્ઞાનથી અજ્ઞાનની નિવૃત્તિ થાય તો નિરાવરણ આનંદ મળે છે અને તે જ સ્વરૂપાનંદ કહેવાય છે. બ્રહ્મજ્ઞાનથી કાર્યસહિત અજ્ઞાનની નિવૃત્તિ થતાં ઉત્કર્ષ અને અપકર્ષરૂપ અધ્યાસ ન રહેતાં, આનંદરૂપ બ્રહ્મના અપરોક્ષ જ્ઞાનથી કૃતકૃત્યતા આવે છે.

જેમ ભાસમાન દીવાની પ્રભા તીવ્ર વાયુરૂપ વિક્ષેપથી સ્પષ્ટ ભાસતી નથી અને વાયુ ન હોય તો સ્પષ્ટ ભાસે છે, તેમ સંસારદશામાં આનંદનું ભાન જરૂર થાય છે; પણ મિથ્યા જ્ઞાન અને તેના સંસ્કારરૂપ વિક્ષેપથી તે આનંદ સ્પષ્ટ ભાસતો નથી. તાત્પર્ય કે અનિત્ય, અશુચિ, દુઃખી અને અનાત્મામાં નિત્ય, શુચિ, સુખ અને આત્મબુદ્ધિ એ મિથ્યાજ્ઞાન છે. તેથી જાગ્રત વિગેરે અવસ્થામાં ભાસમાન આનંદ સ્પષ્ટ ભાસતો નથી. તેના સંસ્કારથી સુષુપ્તિમાં પ્રકાશમાન આનંદ પણ

અપુરુષાર્થરૂપ જ થાય છે, મોક્ષકાળમાં વિષયનો અભાવ હોવાથી તે આનંદ સ્પષ્ટ ભાસે છે. વિક્ષેપ ઉપાધિમાં છે, આત્મામાં નથી. છતાં ઉપાધિદ્વારા (મલિન દર્પણની માફક) બિંબરૂપ આત્મામાં દેખાય છે. આત્મામાં પ્રેમ અન્યાર્થ નહિ હોવાથી નિરૂપાધિક છે. પુત્ર વગેરેમાં પ્રેમ આત્મસુખને માટે હોવાથી સોપાધિક છે.

અંતઃકરણની વૃત્તિ દીવાની પેઠે પ્રકાશરૂપ તો છે, પણ તે જડ હોવાથી ચેતનના પ્રતિબિંબ વગર આવરણ ભંગ કરી શકે નહિ. તેથી સત્સંગમાં રહીને ચેતનના આશ્રયે રહીને જેવી વસ્તુ છે તેવી વૃત્તિ કરતાં આવડે તો જ આવરણનો ભંગ થાય છે.

જીવ પોતે ઈશ્વર કે બ્રહ્મના પ્રતિબિંબરૂપ કે અવચ્છેદરૂપ નથી—પરંતુ જેમ કુંતિપુત્ર કર્ણને રાધાપુત્ર હોવાનો ભ્રમ થયો હતો. ત્યાં કુંતિપુત્રનો પ્રતિબિંબ કે અવચ્છેદ રાધાપુત્ર નથી પણ તે વગર રાધાપુત્રનો ભ્રમ થયો હતો તેમ—અજ્ઞાનથી બ્રહ્મમાં જીવનો ભ્રમ થાય છે. તેથી જેઓ તત્ત્વનો વિચાર કરવામાં સમર્થ છે તેવા માટે વેદાન્તનું શ્રવણ કરવું એ કર્તવ્ય છે. જેઓ તત્ત્વનો વિચાર ન કરી શકે તેમને માટે યોગ—પદ—વાચ્ય ઉપાસના કર્તવ્ય છે. પહેલો અધિકારી જો તત્ત્વનો વિચાર છોડી ઉપાસના કરશે તો ભેદવાદી પુરુષોના સંગથી તેને સંશય થશે.

સગુણ અને નિર્ગુણ એવા બે બ્રહ્મ નથી. માંદો માણસ કહે છે કે બહાર આવવાની શક્તિ નથી—સાજો થયા પછી શક્તિ છે, પણ બહાર આવવાની ઇચ્છા નથી; એ પ્રમાણે

સગુણનિર્ગુણનું સમજવાનું છે. સગુણબ્રહ્મ બધાનો અભેદ કરે છે, નિર્ગુણબ્રહ્મ ભેદનો નિષેધ કરે છે. બન્નેનું ફળ એક છે.

બ્રહ્મમાં અનંતશક્તિ છે. પણ તે નિમિત્ત મળે તો અભિવ્યક્ત થાય. એક જે બ્રહ્મ પહેલાં શક્તિરૂપે, પછી પ્રેમરૂપે અને પછી આત્મારૂપે અનુભવાય છે. અનુભવ થવા લાગે ત્યારે નિવૃત્તિ એ ઉત્તમ ઉપાસના છે અને મૌન એ મોટામાં મોટો જપ છે. તેથી કાંઈ મેળવવાનું નથી તેમ જોવાનું પણ નથી પણ કાંઇક થવાનું છે; એટલે જેવા સ્વરૂપે છીએ તેવા થઇને રહેવાનું છે.

જ્ઞાની કામ કરે તે પોતાની અપૂર્ણતા મટાડવા માટે કરતા નથી. તેને માટે વિધિ કે નિષેધ નથી. તે સદા પૂર્ણ રહે છે.

બીજાને માટે સારાં કર્મ કરવાથી પ્રતિબંધ દૂર થાય છે, અંતકરણની શુદ્ધિ થાય છે અને પરમાત્મા સાથે સંબંધને માટે યોગ્યતા આવે છે. ભક્તિ સંબંધ કરી આપે છે અને જ્ઞાન પૂર્ણ એકતા કરી આપે છે.

કોઈ વખતે પ્રારબ્ધકર્મ તત્ત્વજ્ઞાનથી બળવાન લાગે તો અભ્યાસ એ પ્રારબ્ધકર્મથી વધારે બળવાન છે. જગત અને જીવ ભગવાનથી અભિન્ન છે, એવું બરાબર ભાન થાય ત્યારે જીવ જગતની ઉત્પત્તિનો પ્રશ્ન બનતો નથી. જ્ઞાનદશા ઉપાધિનો નાશ કરે છે તથા સર્વાત્મભાવ અને આનંદ આપે છે.

# આ ગ્રંથનો સારાંશ

तत् कर्म हरितोषं यत् ।
सा विद्या तन्मतिर्यया ॥

જે કર્મથી હરિને સંતોષ થાય તેજ કર્મ છે,
જે વિદ્યાથી હરિમાં બુદ્ધિ રહે તેજ વિદ્યા છે.

શ્રીમદ્ ભાગવત
૪-૨-૨૯

# પરિશિષ્ટ

આ પરિશિષ્ટમાં કેટલાક મુખ્ય ધર્મમાં પ્રચલિત સાધનની ભૂમિકાઓ ટૂંકમાં આપેલી છે. આવા સાધન–ક્રમને પ્રણાલિકા કહે છે. એ પ્રણાલિકાઓ જોતાં જણાશે કે કેટલાક મુખ્ય ધર્મોનાં મુખ્ય સાધન લગભગ સમાન છે અને તેમનું ફળ બધા ધર્મમાં આત્માના નિરતિશય/આનંદની પ્રાપ્તિ અને દુઃખની આત્યંતિક નિવૃત્તિ છે.

વળી, આ પરિશિષ્ટમાં આપેલ ક્રમ બધા જિજ્ઞાસુઓ માટે સમાનપણે લાગુ થતો નથી. જે માણસનું અંતઃકરણ પૂર્વજન્મના અને આ જન્મના પુણ્યથી અને ઉપાસનાથી શુદ્ધ થયેલ છે, એવા સારા અધિકારી ઊંચી ભૂમિકાથી પણ શરૂઆત કરી શકે છે; પણ લક્ષ્ય બરાબર બંધાયું ન હોય તો ગમે તે ભૂમિકાથી થતી શરૂઆત ફળ આપતી નથી અને લક્ષ્ય બરાબર બંધાયું હોય તો પોતાના અધિકાર પ્રમાણે શરૂઆતની ભૂમિકા મળી રહે છે. જેને લાગે છે કે મારે મારા કલ્યાણ માટે કાંઇક કરવું જોઇએ, તેને માટે શરૂઆતની ભૂમિકાઓ કામની છે. જેને નિત્ય એમ વિચાર આવે છે કે 'હું કોણ?' તેને માટે જ્ઞાનમાર્ગની છેલ્લી ત્રણ ભૂમિકા કામની છે.

છતાં આત્માનો વધારે પરિચય મહાત્માઓના સંગથી થાય છે અને સૌથી વધારે ઓળખાણ પોતાના આત્માનો સાક્ષાત્કાર થયે થાય છે.

આત્મજ્ઞાનના વિકાસ માટે કાંઇક સાધન કોઇને આ પરિશિષ્ટમાંથી મળી શકશે અને ક્રમસર આત્મવિકાસની શ્રેણી ઉપર ચડતાં ચડતાં આત્યંતિક દુઃખનિવૃત્તિ થતાં અંતે પૂર્ણ બ્રહ્માનંદ મળી શકે છે, એ બધા ધર્મનું અંતિમ રહસ્ય છે અને દરેક પાને છેવટે તે જ ફળ બધા ધર્મો આપે છે એમ જણાવેલ છે; પણ તે ફળ મેળવવામાં પોતાના લક્ષ્ય ઉપર ખરા પ્રેમની જરૂર છે.

કેટલેક ઠેકાણે એક ધર્મવાળાના પુસ્તકમાં બીજા ધર્મનું ખંડન જોવામાં આવે છે. પણ હવે ખંડનને બદલે જેટલો બને તેટલો સમન્વય કરવાની જરૂર છે. એવો સમન્વય આ નાના પરિશિષ્ટમાં વાચનારને મળી શકશે.

જેણે આત્માનો સાક્ષાત્કાર કરી લીધેલો છે, તેમને માટે આખું જગત નંદનવન છે, સર્વ વૃક્ષ કલ્પવૃક્ષ છે, સર્વ જળ ગંગાજળ છે; તેની બધી ક્રિયા પવિત્ર છે, તેની વાણી પ્રાકૃત હોય કે સંસ્કૃત હોય છતાં તેમાં તત્ત્વનો સાર છે, તેને માટે આખી પૃથ્વી કાશી છે અને તેની બધી ચેષ્ટા પરમાત્મામય છે.

# આ ગ્રંથનો સારાંશ.

तत् कर्म हरितोषं यत् ।
सा विद्या तन् मतिर्यया ॥

જે કર્મથી હરિને સંતોષ થાય તેજ કર્મ છે,
જે વિદ્યાથી હરિમાં બુદ્ધિ રહે તેજ વિદ્યા છે.

શ્રીમદ્ ભાગવત
૪-૨-૨૯

**જ્ઞાનની ઉત્પત્તિ માટે સાધનઃ**-(૧) વિવેક, (૨) વૈરાગ્ય, (૩) ષટ્સંપત્તિ-એટલે-શમ, દમ, ઉપરતિ, તિતિક્ષા, શ્રદ્ધા અને સમાધાન; (૪) મુમુક્ષુતા, (૫) નિષ્કામ કર્મદ્વારા મળ દૂર કરે, (૬) ઉપાસનાથી વિક્ષેપ દૂર કરે, (૭) આત્મજ્ઞાનથી આવરણ દૂર કરે.

**ભૂમિકા**

**૧. શુભેચ્છાઃ**-શ્રવણનો ક્રમ, સંસાર તરફ અરુચિ, આત્માના કલ્યાણનો માર્ગ શોધવાની જિજ્ઞાસા, એકાંત ગમે અથવા શાસ્ત્ર અને સત્સંગ ગમે.

**૨. વિચારણાઃ**-મનનનો ક્રમ, પ્રસ્થાનત્રયનો અભ્યાસ, દૈવી પ્રકૃતિનું પાલન અને આસુરી પ્રકૃતિનો ત્યાગ કરવાની ઇચ્છા, ગુરુનું શરણ, આત્મ-સાક્ષાત્કારની ઇચ્છા.

**૩. તનુમાનસાઃ**-નિદિધ્યાસન, એટલે સજાતીય પ્રવાહ વધે અને વિજાતીય પ્રવાહ ઓછો થાય, જ્ઞાનની શરૂઆત.

**૪. સત્ત્વાપત્તિઃ**-ઉપરની ત્રણ ભૂમિકાના અભ્યાસથી આત્મામાં સ્થિતિ બંધાવા લાગે, માન-અપમાન સમાન જાણે, મિત્ર અને શત્રુમાં સમાનતા, જગત મૃગજળ સમાન લાગે, મન અને વાસનાનો કેટલેક અંશે ઉપશમ. આત્મા, દેહ, પ્રાણ અને મનથી જુદો લાગે, બ્રહ્મવિત્.

## જ્ઞાનની નિષ્ઠા (અવિચળ સ્થિતિ) માટે ભૂમિકાક્રમ

ગુણાતીત અવસ્થાઃ-

**૫. અસંસક્તિઃ**-સમાધિના સુખની શરૂઆત, શક્તિ વધે, મન અને વાસનાનો ઉપશમ, સુખદુઃખમાં સમાનવૃત્તિવાળો, સ્વસ્થ, લોઢું અને સોનું સમાન ગણે, પર વૈરાગ્યવાળો, સમાધિમાંથી પોતાની મેળે વ્યુત્થાન થાય, પ્રિય અને અપ્રિયમાં તુલ્ય, ધીર, બહારની વેદના થાય પણ સહન કરે, જગત સ્વપ્ન જેવું લાગે, બ્રહ્મવિદ્વર.

**૬. પદાર્થાભાવિનીઃ**-પ્રપંચનો અભાવ એટલે પ્રપંચ બ્રહ્મમય લાગે, બીજા માણસ ભેદ જણાવે ત્યારે પ્રયત્નથી ખબર પડે, મન અને વાસનાનો ક્ષય, વ્યુત્થાનદશામાં કર્તવ્ય દેખતો નથી, ગુણોથી ચલાયમાન થતો નથી, ઉદાસી જેવો, સ્તબ્ધ, બીજા માણસ સમાધિમાંથી ઉઠાડે ત્યારે ઉઠે, અહં ઇદં એક લાગે, બ્રહ્મવિદ્વરીયાન.

**૭. તુરીયાઃ**-ભાવ-અભાવ રહિત એક આત્મ-સ્વભાવમાં નિષ્પ્રકંપ સ્થિતિ, પ્રકાશસ્વરૂપ, આનંદઘન, નિત્ય સમાધિસ્થ, વ્યુત્થાન પામે નહિ, બ્રહ્મવિદ્વરિષ્ઠ.

૧. સેવા કરનારની શુદ્ધિ માટે સાધનાઃ–નિર્ભયતા, આત્મજ્ઞાનમાં શ્રદ્ધા, દાન, દમ, જપ, અભ્યાસ, તપ, સરળતા, અહિંસા, સત્ય, ક્ષમા, ત્યાગ, શાંતિ, કોઇની નિંદા ન કરવી, દયા, ધીરજ, નિરભિમાનતા, નિર્લોભીપણું, વ્યર્થ ચેષ્ટાનો ત્યાગ, પવિત્રતા વિગેરે દૈવી પ્રકૃતિના ગુણોનું દૃઢતાપૂર્વક પાલન અને કામ, ક્રોધ, મોહ વગેરે આસુરી પ્રકૃતિ જીતવાનો ઉત્સાહ.

૨. બે-ત્રણ ફરજ એક જ વખતે ઉત્પન્ન થાય ત્યારે ઊંચી ફરજ શોધી લેવાની શક્તિ.

૩. નાનાં અને મોટાં કામ બરાબર કરવાની કુશળતા.

૪. જે કર્મથી આત્માનાં જ્ઞાન, શક્તિ, આનંદ વિકાસ પામે તેવાં કર્મ રાગદ્વેષ વગર કરે.

## ભૂમિકા

૧. ફળત્યાગઃ–કર્મનો અંત સુધરે, પરિણામે ચિત્તમાંથી મેલ દૂર થાય.

૨. કર્તૃત્વબુદ્ધિનો ત્યાગઃ–કર્તાપણું ઉપાધિગત માને, આત્માને અકર્તા માને, કર્મની શરૂઆત સુધરે, ચિત્તમાંથી વિક્ષેપ દૂર થાય.

૩. નિષ્કામતાઃ–જે કર્મથી આત્માનાં સ્વરૂપ-લક્ષણ અનુભવમાં આવે તેવાં કર્મ કરે, ચિત્તમાંથી આવરણ દૂર થાય.

## નિષ્કામ થયા પછીનો કર્મયોગ–અંતરંગ દશા

૪. સેવારહસ્યઃ–મન, વચન અને કર્મથી બધાને પ્રભુ માની સેવા કરે; જ્ઞાન અને કર્મની એકતા; આત્મજ્ઞાનને આવરણ ન કરે તેવી સેવા કરે.

૫. સેવકરહસ્યઃ–બધા ભગવાન છે એવું જ્ઞાન થતાં સેવક પણ ભગવાન છે એવું જ્ઞાન થાય, મોટી વસ્તુ ભગવાનરૂપે દેખાય અને નાની વસ્તુ પણ ભગવાનરૂપે દેખાય; જ્ઞાન અને જ્ઞાતાની એકતા.

૬. સેવ્યરહસ્યઃ–સેવક, સેવા અને સેવ્ય ત્રણે ભગવાનરૂપે અનુભવમાં આવે, જ્ઞાતા, જ્ઞાન અને જ્ઞેયની એકતા.

શરીરનાં બધા દ્વારોમા પ્રકાશ ઉત્પન્ન થાય, ભગવાન જેમ અંશથી અવતાર લે છે તેમ અલ્પ શક્તિથી ઘણી સેવા થઇ શકે.

૭. નૈષ્કર્મ્ય સિદ્ધિઃ–બીજાં શરીરોમાં પણ પોતે છે એવો અનુભવ;

સર્વત્ર એક સત્તા છે એવો સાક્ષાત્કાર.

ઇચ્છા અને બીકનો અત્યંત અભાવ.

સત્ય, જ્ઞાન અને અતિશય આનંદની લહેરમાં રમતો પૂર્ણ કર્મયોગી.

**જ્ઞાનની ઉત્પત્તિ માટે સાધનઃ**-(૧) વિવેક, (૨) વૈરાગ્ય, (૩) ષટ્સંપત્તિ-એટલે-શમ, દમ, ઉપરતિ, તિતિક્ષા, શ્રદ્ધા અને સમાધાન; (૪) મુમુક્ષુતા, (૫) નિષ્કામ કર્મદ્વારા મળ દૂર કરે, (૬) ઉપાસનાથી વિક્ષેપ દૂર કરે, (૭) આત્મજ્ઞાનથી આવરણ દૂર કરે.

ભૂમિકા

૧. **શુભેચ્છાઃ**-શ્રવણનો ક્રમ, સંસાર તરફ અરુચિ, આત્માના કલ્યાણનો માર્ગ શોધવાની જિજ્ઞાસા, એકાંત ગમે અથવા શાસ્ત્ર અને સત્સંગ ગમે.

૨. **વિચારણાઃ**-મનનનો ક્રમ, પ્રસ્થાનત્રયનો અભ્યાસ, દૈવી પ્રકૃતિનું પાલન અને આસુરી પ્રકૃતિનો ત્યાગ કરવાની ઇચ્છા, ગુરુનું શરણ, આત્મ-સાક્ષાત્કારની ઇચ્છા.

૩. **તનુમાનસાઃ**-નિદિધ્યાસન, એટલે સજાતીય પ્રવાહ વધે અને વિજાતીય પ્રવાહ ઓછો થાય, જ્ઞાનની શરૂઆત.

૪. **સત્વાપત્તિઃ**-ઉપરની ત્રણ ભૂમિકાના અભ્યાસથી આત્મામાં સ્થિતિ બંધાવા લાગે, માન-અપમાન સમાન જાણે, મિત્ર અને શત્રુમાં સમાનતા, જગત મૃગજળ સમાન લાગે, મન અને વાસનાનો કેટલેક અંશે ઉપશમ. આત્મા, દેહ, પ્રાણ અને મનથી જુદો લાગે, બ્રહ્મવિત્.

## જ્ઞાનની નિષ્ઠા (અવિચળ સ્થિતિ) માટે ભૂમિકાક્રમ

ગુણાતીત અવસ્થાઃ-

૫. **અસંસક્તિઃ**-સમાધિના સુખની શરૂઆત, શક્તિ વધે, મન અને વાસનાનો ઉપશમ, સુખદુઃખમાં સમાનવૃત્તિવાળો, સ્વસ્થ, લોઢું અને સોનું સમાન ગણે, પર વૈરાગ્યવાળો, સમાધિમાંથી પોતાની મેળે વ્યુત્થાન થાય, પ્રિય અને અપ્રિયમાં તુલ્ય, ધીર, બહારની વેદના થાય પણ સહન કરે, જગત સ્વપ્ન જેવું લાગે, બ્રહ્મવિદ્વર.

૬. **પદાર્થાભાવિનીઃ**-પ્રપંચનો અભાવ એટલે પ્રપંચ બ્રહ્મમય લાગે, બીજા માણસ ભેદ જણાવે ત્યારે પ્રયત્નથી ખબર પડે, મન અને વાસનાનો ક્ષય, વ્યુત્થાનદશામાં કર્તવ્ય દેખતો નથી, ગુણોથી ચલાયમાન થતો નથી, ઉદાસી જેવો, સ્તબ્ધ, બીજા માણસ સમાધિમાંથી કઢાડે ત્યારે ઊઠે, અહં ઇદં એક લાગે, બ્રહ્મવિદ્વરીયાન.

૭. **તુરીયાઃ**-ભાવ-અભાવ રહિત એક આત્મ-સ્વભાવમાં નિષ્પ્રકંપ સ્થિતિ, પ્રકાશસ્વરૂપ, આનંદઘન, નિત્ય સમાધિસ્થ, વ્યુત્થાન પામે નહિ, બ્રહ્મવિદ્વરિષ્ઠ.

## ૩૧૬ જૈનધર્મ પ્રમાણે-૧૪ ગુણસ્થાનરૂપે-આત્મવિકાસ

સાધનઃ—અહિંસા, સત્ય, અસ્તેય, બ્રહ્મચર્ય, અપરિગ્રહ, ક્ષમા, તપ, પરિસહ, વીતરાગપણું, સત્સંગ, શ્રદ્ધા, દાન, સમભાવ, વિવેક, પ્રત્યાખ્યાન, નિવૃત્તિ વગેરે. (૨) જીવ, અજીવ, પાપ, પુણ્ય, આશ્રવ, સંવર, નિર્જરા, બંધ અને મોક્ષ એ નવ તત્વનું સ્વરૂપ સમજવું. (૩) નિશ્ચયનય અને વ્યવહારનયદ્વારા સ્યાદ્વાદની પદ્ધતિ સમજવી. (૪) સમયસારનો અભ્યાસ.

### ભૂમિકા

**૧. મિથ્યાદૃષ્ટિઃ**—દેહ, પ્રાણ અને મનના ધર્મ પોતાના માને, તત્વ તરફ રુચિ ન હોય, અવિકાસ કાળ, સંસારચક્રમાં ભમે.

**૨. સાસ્વાદનઃ**—થોડો વિકાસ, ૧૧ મા ગુણસ્થાનથી પડેલ જીવને તત્વમા થોડી રુચિ રહે છે તેનું સ્થાન; દૃષ્ટાંત તરીકે જેમ સારા ભોજનને અતિ ઊલટી થાય પણ જરા સ્વાદ રહી જાય છે તેની દશા.

**૩ સમ્યક્ મિથ્યાદૃષ્ટિઃ**—થોડો વિકાસ પણ સંશયાત્મક દૃષ્ટિ.

**૪ અવિરત સમ્યક્ દૃષ્ટિઃ**—દેહ, પ્રાણ અને મનથી આત્માને જુદો જોઈ શકે. અસંદિગ્ધ સત્ય દર્શન, દર્શન મોહનિય કર્મની ઉપશાંતિ પણ ત્યાગવૃત્તિનો ઉદય નહિ તેથી પ્રાણ શુદ્ધ નહિ.

**૫. દેશ વિરતિઃ**—અલ્પાંશે પર પરભુતિનો ત્યાગ.

**૬. પ્રમત્ત સંયતઃ**—ત્યાગવૃત્તિ પૂર્ણ છતાં અલ્પાંશે પ્રમાદ, લોકકલ્યાણની ભાવના.

**૭. અપ્રમત્ત સંયતઃ**—પ્રમાદરહિત, ત્યાગસહિત, આત્માના જ્ઞાનમાં સ્થિતિ બંધાવા લાગે.

### આત્મામાં વધારે સ્થિતિ થવા માટેનાં ગુણસ્થાન

**૮. અપૂર્વ કરણઃ**—વીર્યોલ્લાસ, આત્મિક સામર્થ્ય, આત્માના સ્વભાવમા રમણ, નિર્જરાની શરૂઆત.

**૯. નિવૃત્તિ બાદરઃ**—ચારિત્ર્યમોહના કર્મઉપશમ કરવાની શરૂઆત.

**૧૦. સૂક્ષ્મસંપાયઃ**—આત્મજ્ઞાન હોવા છતાં સૂક્ષ્મ મોહ રહે તેની દશા.

**૧૧. ઉપશાંત મોહઃ**—ચારિત્ર્યમોહની ઉપશાંતિ, દર્શનમોહનો ક્ષય, છતા અહીંથી પડવાનો સંભવ રહે છે કારણ કે ચારિત્ર્યમોહનો ક્ષય થયો નથી.

**૧૨. ક્ષીણ મોહનીયઃ**—દર્શનમોહ અને ચારિત્ર્યમોહનો તદ્દન ક્ષય, અપુનરાવૃત્તિ, અહીંથી પડવાનું નથી, પ્રાણની શુદ્ધિ.

**૧૩. સયોગ ગુણસ્થાનઃ**—વીતરાગ દશા, સર્વજ્ઞતા, જીવન્મુક્તિ, સ્વાભાવિક સુખ અને સ્વાભાવિક શક્તિ, સિદ્ધ-શિલા.

**૧૪. અયોગ ગુણસ્થાનઃ**—વિદેહમુક્તિ વખતે આ સ્થાન પ્રાપ્ત થાય, આત્મામાં નિષ્પ્રકંપ સ્થિતિ, અતિશય સુખમાં ડૂબેલ કેવળજ્ઞાની.

**સાધનઃ**—શમ, દમ, દીનતા, વૈરાગ્ય, જપ, ઉપાસના, યોગ, જ્ઞાન, ભગવાન માટે વ્યાકુળતા, શરણાગતિ, સરળતા વગેરે, અન્યાશ્રય કરે નહિ.

## मुक्तिर्हित्वाऽन्यथारूपं स्वरूपेण स्थितिः ।

### ભૂમિકા

**૧ પ્રવાહઃ**—સંસારના પ્રવાહમાં પડેલ જીવ, વ્યવહારમાંથી ફુરસદ મળે ત્યારે ભગવાનને યાદ કરે, ધનથી સેવા કરે, પ્રતિકોપાસના કરે, પુષ્ટિમાર્ગના આચાર્ય પાસે બ્રહ્મસંબંધની દીક્ષા લે, તેણે આપેલ મંત્રનો જપ કરે.

**૨. મર્યાદાઃ**—પ્રસ્થાન ચતુષ્ટયનો અભ્યાસ, ત્યાગ, વૈરાગ્ય, શ્રવણ, કીર્તન, મન અને વાસનાના નિરોધની શરૂઆત.

**૩. વ્યસનઃ**—ભગવાનમાં આસક્તિ, મનથી તેનું જ સ્મરણ, વાણીથી તેની જ વાત, શરીરથી તેની જ ચેષ્ટા, તદાત્મિકા ભાવ, માનસિક શાંતિ, નિર્ગુણબ્રહ્મ સર્વશક્તિમાન છે એવો અનુભવ થવા લાગે.

---

## જીવમાં અતિશય વિરહ-અને ભગવાનના અનુગ્રહની શરૂઆત

### ભૂમિકા

**૪. પ્રવાહપુષ્ટિઃ**—ભગવાનની કૃપા એ જ સાધન, શક્તિ અને આનંદની શરૂઆત, ભગવાન ભક્તને અલૌકિક ભાવનું પોષણ આપે.

**૫. મર્યાદાપુષ્ટિઃ**—નિર્ભયતા, ભગવાનના વિરહમાં અન્યની વિસ્મૃતિ, મનમાં ભગવદ્‌ભાવનો પ્રવેશ, નિષ્ઠાની શરૂઆત, આત્મ-રતિ.

**૬. પુષ્ટપુષ્ટિઃ**—પ્રાણ અને ઇંદ્રિયોમાં અલૌકિક આનંદનો આવિર્ભાવ, સાધક, સાધન અને સાધ્ય બ્રહ્મરૂપ, કોઇને ઉપદેશ ભાગ્યે જ આપી શકે, આત્મક્રીડ, જે અણુ હતો તે વિભુ થયો.

**૭. પુષ્ટિશિખરઃ**—ભક્તના શરીર, મન અને પ્રાણના બધા પરમાણુ આનંદરૂપ થાય, आनंदमात्र करपादमुखोदरादि । રસાત્મક સર્વાત્મભાવ, બહારનું દૃશ્ય ભગવાનની લીલારૂપ લાગે. **रसो वै सः ।**

સાધનઃ-મુરાકીબત=વૈરાગ્ય, મુનાજીતન=સંયમ, અભ્યાસ,
જીકર=જાપ, દર્દ=વિરહ, બેખુદી=નિરભિમાનપણું.
ફના-ફી-શય=કોઇ એક વસ્તુમાં અથવા મૂર્તિમાં સમર્પણ.
ફના-ફી-શેખ=ગુરૂમાં સમર્પણ.
ફના-ફી-રસુલ=પેગંબરમાં સમર્પણ.
ફના-ફી-અલ્લાહ=પ્રભુમાં સર્વ સમર્પણ.

## ભૂમિકા

૧. શરિયતઃ-શાસ્ત્ર પ્રમાણે કર્મકાંડની પૂજનવિધિ, અઝાન=નમાઝ, રકાત=પ્રાર્થના, સજ્જદ=શરણાગતિ, જકાત=દાન, પ્રેમનું વૃદ્ધપણું.

૨. તરીકતઃ-જ્ઞાન સાથે પ્રેમ, પ્રેમમાં તરતો, પ્રેમની જુવાની, પ્રેમનું દર્દ.

૩. હકીકત-હુંની જગ્યાએ હક એટલે પરમાત્માનો પ્રવેશ; પ્રેમની ઊર્મિઓ, પરાભક્તિની શરૂઆત.

---

## બકા-બાદ-ઉલ-ફના ( ફના થયા પછી નવું દિવ્ય જીવન )

## ભૂમિકા

૪. મારેફતઃ-પ્રભુ માટે વ્યાકુળતા, અન્યની વિસ્મૃતિ, યોગ, દિવ્ય લિજ્જતની શરૂઆત, મીઠી સુગંધ, દિવ્ય નાદનું શ્રવણ, દિવ્ય તેજના ઝબકારા.

૫. વહદતઃ-એકતા, અલ્લાહમાં પોતે, વધારે લિજ્જત.

૬. અહદ વસ્લઃ-અલ્લાહમાં પોતે અને જગત, બકા.

૭. લા મૌજુદા ઈલ્લાહીઃ-અન્વર અલ્લાહ થાય છે એટલે ભક્ત ભગવાન થાય છે; હમા હસ્ત=એ જ સર્વસ્વ, હિઝ્રત-ઉલ-ઇલ્લાહી=ઈશ્વરી લિજ્જત, તલ્લીનતા અને ઇશ્કની મસ્તી, અનલ હક.

**સાધનઃ**-વર્ણાશ્રમધર્મનું પાલન, શરણાગતિ, સત્ અસત્નો વિચાર, વૈરાગ્ય, દીનતા, અહિંસા, તિતિક્ષા, મંત્ર, જપ, ભજન, કીર્તન, સત્સંગ, વ્યતિરેકભાવે અને અન્વયભાવે ઉપાસના, શ્રીમદ્ ભાગવત ઉપર અને ગીતા ઉપર શ્રીધરી ટીકા પ્રમાણરૂપ.

## ભૂમિકા

**૧. શાંતરસઃ**-વિરહની શરૂઆત, ભગવાનને (અથવા આત્માને) સુખ આપવાની વૃત્તિ, ફળ-રતિ અને પ્રેમ.

**૨. દાસભાવઃ**-ભગવાનને શેઠ માને, સેવક સેવાનું સુખ લઈ શકે પણ ભેદ, ભય અને સંકોચ રહે, ઐશ્વર્યજ્ઞાન રહે, અશ્રુ પુલક થાય; ફળ-સ્નેહ અને માન.

**૩. સખ્યભાવઃ**-ઊંચા-નીચાનો ભેદ મટે, સેવાનો લાભ અને સમાનતા, ભગવાનને મિત્ર માને, ઐશ્વર્યજ્ઞાન ભૂલે, પણ પ્રેમ સાપેક્ષ રહે, ફળ-પ્રણય અને રાગ.

**૪. વાત્સલ્યભાવઃ**-નિરપેક્ષ પ્રેમ, ભગવાનને મા અથવા બાપ માને. સેવા, સમાનતા અને રક્ષણ મળે પણ ઉમરમાં ફેર લાગે, ફળ-અનુરાગ અને સ્થાયી ભાવની શરૂઆત.

## અંતરંગ સાધન-વિપ્રયોગ, ફળ-માધુર્ય

**૫. કાન્તાભાવઃ**-ભગવાનને પતિ માને, સેવા, સમાનતા, રક્ષણ અને એકતા મળે, ગુણકીર્તનાસક્તિ, રૂઢ ભક્તિ.

**૬. આત્મનિવેદનઃ**-ભગવાનને યાર માને, પરકીયાના જેવો પ્રેમ, મર્યાદાભંગ, ભગવાન સિવાય અન્યની વિસ્મૃતિ, વિધિ-નિષેધનો અભાવ, ભક્તના શરીરમાં ભગવાનનો પ્રવેશ, એકાંતમાં ભગવત્ સંબંધ, ભાવદેહ.

**૭. મધુરભાવઃ**-રાધાભાવ, શ્રીકૃષ્ણના અલૌકિક સ્વરૂપના અલૌકિક આનંદનો ભોગ, મહાભાવ એટલે નિર્વિકલ્પ સ્થિતિ; તન્મયતા, દિવ્યોન્માદ, જીવ અને ઈશ્વર બન્નેના એક પ્રાણ, અચિંત્ય ભેદાભેદ, અત્યંત અનુરાગ, સુખની પરમ મધુરતા અને પરાકાષ્ઠા.

**સાધનઃ**—બ્રહ્મચર્ય, દૃઢ ઉત્સાહ, અચળ ભક્તિ, પવિત્ર વિચાર, ગુરુ-શરણ, સત્ય આચરણ, નિરભિમાનતા, હૃદયની શુદ્ધિ, તિતિક્ષા, ધૈર્ય, મૌન, સરળતા, અર્પણતા, શ્રદ્ધા વગેરે.

### ભૂમિકા

**૧. ઉત્સાહઃ**—મનોબળ, હૃદયની આતુરતા, પ્રાણની ઇન્તેજારી, શુદ્ધ આચરણ.

**૨. ત્યાગઃ**—(૧) પોતાની કલ્પના, માન્યતા, પસંદગી, ટેવ વગેરે છોડી જ્ઞાન સ્થિર થાય તેવું મન કરવું; (૨) પ્રાણની ઇચ્છા, ઇન્દ્રિયોની માગણી, કામના, સ્વાર્થ, અભિમાન, દંભ, લોભ, મોહ, ઇર્ષા વગેરેનો ત્યાગ કરી દૈવી શક્તિ પ્રાણમાં રહી શકે તેવી પ્રાણની શુદ્ધિ કરવી; (૩) શંકા, અજ્ઞાન, અશ્રદ્ધા, હઠ, આળસ, તમસ વગેરે છોડી શરીરમાં દિવ્ય આનંદ રહી શકે તેવું શરીર કરવું.

**૩. શરણાગતિઃ**—હું અને મારું સર્વ ગુરુને અથવા ભગવાનને સમર્પણ કરવું, ભૂતકાળના જ્ઞાન, ઇચ્છા, ચેષ્ટાનું વિસ્મરણ. મનમાં જે કાંઈ વિચાર આવે તે પોતાનો ગણવો નહિ અને ભગવાનની દિવ્ય શક્તિમાંથી શાંતિ અને મૌન અવતરવા માટે પ્રાર્થના કરવી.

**૪. આત્મિક દશાઃ**—દેહથી આત્માને જુદો જાણે, પરમાત્માનો સંબંધ થાય, વિઘ્નોનો ઉપશમ થાય, યોગને લાયક સમતા પ્રાપ્ત થાય.

---

## ભગવાનના અનુગ્રહની શરૂઆત-ભગવાનના અલૌકિક ગુણનું અવતરણ

---

**૫. વિજ્ઞાનઃ**—આત્માના સ્વરૂપલક્ષણમાં સ્થિતિ બંધાવા લાગે, દિવ્ય જ્ઞાનનો મનમા આવિર્ભાવ, પોતાની અંદર એક નાનું છિદ્ર દેખાય, તેનો વિકાસ થાય, તેમાં પોતે અને જગત અભિન્નપણે દેખાય; નવા આનંદની શરૂઆત.

**૬. દિવ્ય શક્તિઃ**—પ્રાણમા ફેરફાર, પ્રભુની સહજ શક્તિ પ્રાણમાં અવતરે, પ્રાણ નવો બને, આત્મામાં વધારે સ્થિતિ અને આનંદ લાગે, આ શક્તિવાળા ગુરુ પોતાના શિષ્યમાં તે શક્તિનો સંચાર કરી શકે.

**૭. દિવ્ય દેહઃ**—પ્રભુની શક્તિ શરીરના અણુઅણુંમાં વ્યાપે, શરીર દિવ્ય અને તેજસ્વી બને, રગેરગમાં આત્માનો સ્વાભાવિક આનંદ વ્યાપે, જગતમાં પણ તે આનંદ લાવી શકાય; બીજાને પણ તે આનંદનો અનુભવ આપી શકાય. (જ્ઞાન અને આનંદમાં નિષ્ઠા), જીવન્મુક્ત.

**સાધન:**-યમ (એટલે અહિંસા, સત્ય, અસ્તેય, બ્રહ્મચર્ય, અપરિગ્રહ) નિયમ (એટલે, શૌચ, સંતોષ, તપ, સ્વાધ્યાય, ઈશ્વરપ્રણિધાન), આસન (શરીર સ્થિર અને શાંત રહે તેવું), પ્રાણાયામ (રેચક, કુંભક, પૂરક), ૐકારનો જપ (અર્થની ભાવનાસહિત), તીવ્ર ઉત્સાહ, વિવેક ખ્યાતિ વગેરે.

## ભૂમિકા

૧. **પ્રત્યાહાર:**-પાંચે ઇન્દ્રિયોના સુખમાં વૈરાગ્ય, ચિત્તવૃત્તિમાંથી મળ દૂર થાય.

૨. **ધારણા:**-દીર્ઘકાળ નિરંતર અભ્યાસદ્વારા ચિત્તવૃત્તિની એક દેશમાં સ્થિતિ, ચિત્તવૃત્તિનો વિક્ષેપ દૂર થાય.

૩. **ધ્યાન:**-દ્રષ્ટાનું પોતાના સ્વરૂપ તરફ વળવું, દૃશ્યથી દ્રષ્ટા જુદો લાગે, અસંગ લાગે, સર્વાર્થતાનો ક્ષય, એકાર્થતાનો ઉદય, આવરણભંગની શરૂઆત.

## ઋતંભરા પ્રજ્ઞા-આત્મજ્ઞાનની શરૂઆત

૪. **સંપ્રજ્ઞાત સમાધિ:**-પર વૈરાગ્ય, બુદ્ધિની કૃતાર્થતા, આત્માના જ્ઞાનના સંસ્કારથી અજ્ઞાનના સંસ્કારનો નાશ, ધ્યેય સારૂપ્ય, ક્લેશ અને કર્મની નિવૃત્તિ.

૫. **સંયમ:**-ધારણા, ધ્યાન અને સમાધિનું ઐક્ય, સિદ્ધિઓની ઉત્પત્તિ, આત્માના સ્વાભાવિક આનંદની શરૂઆત, પ્રજ્ઞાપ્રકાશ.

૬. **અસંપ્રજ્ઞાત સમાધિ:**-સિદ્ધિઓના સંસ્કારનો નિરોધ, સિદ્ધિઓમાં નિર્મોહપણું, નિર્બીજ સમાધિ, ચિત્તવૃત્તિનો ક્ષય, વ્યુત્થાન સંસ્કારનો અભિભવ અને નિરોધ સંસ્કારનો પ્રાદુર્ભાવ, આત્મા સ્ફટિક જેવો શુદ્ધ લાગે.

૭. **કૈવલ્ય:**-સ્વરૂપમાં પૂર્ણ સ્થિતિ, સ્થિતપ્રજ્ઞ, અતિશય આનંદયુક્ત.

સાધનઃ–તાંત્રિક ગુરૂ પાસે દીક્ષા લેવી, તિલક, યંત્ર, મંત્ર, જપ વગેરે.

**મૂર્તિપૂજાનો ક્રમઃ**–આસન, પાદ્ય, અર્ધ્ય, આચમન, સ્નાન, વસન, આભરણ, નૈવેદ્ય, ગંધ, પુષ્પ, ધૂપ, દીપ, આવાહન, ન્યાસ, દિગ્બંધ, વંદન એ સોળ ઉપચારથી પૂજા. શક્તિ, નાદ અને બિંદુનું રહસ્ય સમજવું.

## ભૂમિકા

૧. **આરંભઃ**–પશુભાવ દૂર કરવા માટે પાંચ મકારનું ક્રમસર ઓછું સેવન કરનાર, આસુરી પ્રકૃતિને જીતવાની શરૂઆત, પંચ મહાભૂતની શુદ્ધિ, ક્રિયાશક્તિનો થોડો અનુભવ, તામસ ભક્ત.

૨. **તરુણઃ**–વીર ભાવ, નાડી શુદ્ધિ માટે-પ્રાણાયામ, સિદ્ધિનો લોભ, ઇચ્છાશક્તિનો થોડો અનુભવ, રાજસ ભક્ત.

૩. **યૌવન**–દિવ્ય ભાવ, માનસી પૂજા, ધ્યાન દ્વારા જ્ઞાનશક્તિનો થોડો અનુભવ, સાત્વિક ભક્ત, પ્રત્યાખ્યાન=ભેદબુદ્ધિનો ત્યાગ, કંચુક=ઉપાધિનો પરાભવ, કુંડલિની શક્તિની જાગૃતિ.

## અંતરંગ સાધન–અહંગ્રહ ઉપાસના

૪. **પ્રૌઢઃ**–આત્મા અને પરમાત્માનું ઐક્ય, સન્ધિની સક્તિનો આવિર્ભાવ, કુલાચાર, જગત જગતરૂપે રહે નહિ.

૫. **પ્રૌઢાન્ત**–જ્ઞાનની સ્થિરતા, સંવિત્ શક્તિનો આવિર્ભાવ.

૬. **ઉન્મની**–સાયુજ્યતા, શક્તિ અને આનંદ, આહ્‌લાદિની શક્તિનો આવિર્ભાવ, સ્વરૂપવિશ્રાંતિ.

૭ **બ્રહ્મકૈવલ્ય**–જીવ, જગત અને ઈશ્વર સર્વ એકશક્તિમય અને આનંદમય લાગે, પરા સંવિત્, ઈશ્વરની લીલાનો આનંદ, બધું દૃશ્ય એ રસાસ્વાદને ઉદ્દીપન કરે. મહાભાવ, ઇદં અહં રૂપે લાગે.

**દશ દોષ**-ક્રોધ, તૃષ્ણા, દંભ, અશ્રદ્ધા, સ્વાર્થ, લોકેષણા, અજ્ઞાન, શંકા, મોહ, રૂપરાગ.

**તે દૂર કરવાનાં સાધન**-દયા, તપ, નિશ્ચય, સંયમ, મૌન, ત્યાગ, દાન, સમતા વિગેરે.

### ભૂમિકા

૧. **અંધપૃથુજ્જન**-સાધારણ દશ દોષવાળો માણસ.

૨. **કલ્યાણ પૃથુજ્જન**-સત્સંગ પ્રાપ્ત કરેલ, સંસારમાં વૈરાગી, સર્વ ક્ષણિક અને દુઃખમય દેખે.

૩. **સોતાપન્ન**-સત્ય જિજ્ઞાસાવાળો થાય, સાત જન્મમાં મોક્ષ પામે.

૪. **સદકાગામી**-રાગદ્વેષ અને મોહની ઉપશાંતિ, ધર્મના જ્ઞાનવાળો, ધ્યાન કરી શકે, એક જન્મમાં મોક્ષ પામી શકે.

૫. **ઔપપત્તિક**-દૃઢ વૈરાગ્યની શરૂઆત, પાંચ દોષનો ક્ષય અને પાંચની ઉપશાંતિ.

૬. **અરહા**-દશ દોષનો ક્ષય, જીવન્મુક્ત યોગી, બધામાં એક પ્રાણ-શક્તિનો અનુભવ કરી શકે.

૭. **નિર્વાણ**-પરમ સુખ, જ્ઞાન અને પ્રેમ પ્રાપ્ત કરેલ સર્વાત્મભાવ-વાળો, અહં ઇદં એક લાગે, અતિશય મધુર સુખ મળે.

## શ્રી રામાનુજ સંપ્રદાયનો મુખ્ય સિદ્ધાંત

### મુખ્ય સાધન

ઉપાસના-પ્રપત્તિ, તૈલ ધારાવત્ ઉપાસ્ય દેવનું સતત સ્મરણ; આ સ્મરણ દર્શનરૂપ થાય છે.

### મુખ્ય ફળ

**આત્મદર્શન**-અજ્ઞાનનો ક્ષય, બ્રહ્મજ્ઞાનની ઉત્પત્તિ.
સર્વ કલ્યાણગુણમય શ્રીપતિની પ્રાપ્તિ.
નિજાનંદની લહેરો.